# મહારાજ લાઇબલ કેસ

તથા

તેની સાથે સંબંધ રાખનાર

# ભાટીઆ કૉન્સ્પીરસી કેસ

નો

## રીપોર્ટ અથવા અહેવાલ.

છઠ્ઠી આવૃત્તિ.

વાદી—જદુનાથજી બ્રીજરતનજી મહારાજ,

પ્રતીવાદીઓઃ-

કરસનદાસ મુલજી, સત્ય પ્રકાશનો અધિપતી

અને

નાનાભાઇ રૂસ્તમજી રાણીના—છાપનાર.

ડી. લખમીદાસની કંપની,

પુસ્તકો પ્રસિદ્ધ કરનારા તથા વેચનારા

માઇસોરી ઉત્તમ અગરબતી અને લખનૌ કનોજના

અત્તરના વેપારી. કોટ,—મુંબઈ.

સને ૧૯૨૭ કિં. રૂ૦ ૨-૮

આ પુસ્તક ૩, ચોપાટી રોડ, મુંબઈ નં. ૭, પર લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજ
ડે. એન. સેલર પ્રેસમાં **જાદવજી પીતાંબરે** છાપ્યું છે. અને
**ડી. લખમીદાસની કંપનીએ** નં. ૧૮૦, બજારગેટ સ્ટ્રીટ
કોટ, મુંબઇમાં પ્રસિદ્ધ કર્યું છે.

# પ્રસ્તાવના.

## (અસલ આવૃતિની)

મહારાજ લાયબલ કેસનો રીપોર્ટ પુસ્તકના આકારમાં પ્રગટ કરીને વાંચનારી આલમની આગલ મુકયો છે. તેમ કરવાની જરૂર કેટલી છે તે દેખાડવાની હાલ અગત્ય નથી. હિંદુસ્થાનના આ ભાગના બધા લોકોનું ધ્યાન એ મુકદમાની તપાસ ઉપર લાગ્યું હતું અને તેજ ઉપરથી એ મુકદમો ઘણોજ અગત્યનો માલુમ પડે છે અને તેનો ખરેખરો વીગતવાર હેવાલ આ આકારમાં બાહાર પાડવાની જરૂર એકદમ માલુમ પડી આવે છે. આ રીપોર્ટ કદમાં ઘણો મોટો થઈ ગયો છે. પણ જે મુકદમાની તપાસ ચાલીસ દીવસ સુધી ચાલી અને ૨૪ દીવસ સુધી સાંભળવામાં આવી, જે મુકદમા મધે વાદીની તરફથી પેહલા ૭ અને પાછલા ૩૫ સાક્ષી અને પ્રતિવાદીની તરફથી ૩૦ જુમલે ૭૨ સાક્ષી તપાસવામાં આવ્યા અને જે મુકદમા મધે મહારાજના પુસ્તક મધેના અગત્યના તરજુમાં તથા બીજા દસ્તાવેજો રજુ થયા અને જે મુકદમાંમાંથી ભાટીઆ કોન્સપીરસીનો મુકદમો નીકલી આવ્યો અને તેની જુદી તપાસ ફોજદારીમાં ચાલી તે મુકદમાનો રીપોર્ટ એટલો મ્હોટો થયા વગર રહે નહીં. એ મુકદમાની તપાસથી લોકોના મન ઉપર ખરી અસર ઉપજ્યા વગર રહી નથી અને રીપોર્ટના ફેલાવાથી એ અસરમાં વધારો થશે.

---

# છઠી આવૃત્તિ સબંધી બે બોલ.

જાહેર પ્રજાનો એક વર્ગ વખતે સવાલ કરશે કે "મહારાજ લાઇબલ કેસ" જેમાં પાને પાને વલ્લભી સંપ્રદાયના કેટલાક આચાર્યોની અનીતિ તેના ખરાબમાં ખરાબ આકારમાં કોર્ટમાં પુરવાર થયેલ છે તે ફરી છપાવવાની શી અગત્ય હતી? અમો કહીશું કે તેની ઘણીજ

જરૂર હતી; જે સંપ્રદાયની જાળમાં લાખો વૈષ્ણવો પોતાના વૈષ્ણવ ધર્મથી* વિમુખ થઇ, ભાગવત ધર્મ જેને તેઓ પોતાનો ધર્મ ગણે છે તેથી અજ્ઞાન રહી,ફકત ટીલાં ટપકાં, ખોટાં આડંબર અને "જે જે" કરવામાં, જુઠાણો ખાવામાં અને ગોકુળનાથજીની ટીકાવાળા બ્રહ્મસંબંધ લેવામાંજ ધર્મ સમજે છે તેમને પોતાના ગુરૂઓના ગુપ્ત ચરિત્રો બતાવવાની ખાસ અગત્ય છે. પોતાના ભકતોને સનાતન ધર્મથી વિમુખ રાખવા "બ્રહ્મજ્ઞાનીને મોક્ષ મારગી સ્વપને નહિ વેવારજી" આવા ધોળના પદો તેઓ પોતાના ભકતો પાસે ગવાડે છે, ખરૂંજ છે, જો વૈષ્ણવો પોતાનો જુનો ધર્મ સમજી જાય તો આવા કેટલાક લંપટ-લાલાનો ટટ્ટુ ચાલે કયાંથી? માટેજ તેમણે પોતાનો સુત્ર ચલાવેલ છે કે "અનાસરો (અન્યનો આશ્રય) કરણો નાંહિ, અપનો ધર્મ ગુપ્ત હે."

આ પુસ્તકની પાંચમી આવૃતિ છપાયા પછી આ સંપ્રદાયના સડાથી ભકિત માર્ગને બચાવવા આ પહેલાં થયેલ તે જાતના પ્રયત્નોને માર્ગે પણ વધુ જોરશોરથી સને ૧૯૨૫-૨૬માં "પોલ" પત્રે આ સંપ્રદાયના મહારાજાના ભોપાળાંત મજ સંપ્રદાયની જે પોલાણ જન સમાજ સમક્ષ રજુ કરેલ છે, અને તેના પરિણામ આ સંપ્રદાયના "ધરાર આચાર્યો"ના જીગરમાં જે છાલાં પાડેલ છે તે સંબંધી ઉલ્લેખ કરવું અસ્થાને તો નથીજ.

"પોલ" પત્રના તંત્રી પ્રવાસી પાગલ સામે ઈન્ડીઅન પીનલ કોડની ૫૦૦મી કલમ પ્રમાણે અનેક મુકરદમા મંડાયા અને પરિણામે હજારો રૂપીઆની હોળી થઈ તથા તે મરદ બચ્ચો અંતે જેલયાત્રાએ ગયો; આ ઈ. પી. કોડની ૫૦૦ મી કલમ એટલી વિસ્તૃત વ્યાખ્યાવાળી યાને 'Elastic" છે કે તેના પંજામાંથી નિડર લેખકો ભાગ્યેજ બચી શકે તો પછી પ્રવાસી પાગલ જેવો બેધડક લેખનારો તો કેમજ બચે? પણ તેના મનથી આ જેલયાત્રા શુધ્ધી યજ્ઞની આહુતી રૂપજ છે અને ખુદ અમોને પણ તે પત્રમાં લખતાં આ વ્યાપારી ધર્મગુરૂઓના દોરી સંચારથી ઓછું સહન કરવું નથી પડયું પણ અમારી તો પ્રતીજ્ઞાજ છે કે 'દેહં પાતયામી વા કાર્યં સાધયામી" અમારે કોઈ અમુક મહારાજ કે મહારાજોથી અંગત ઝેરવેર ન્હોતું અને નથી, પણ લગભગ બધાજ મહારાજો જે સંપ્રદાયના સડાને ચલવી રહ્યા છે તથા હજીપણ યુવાન

*ભાગવત અ. ૧૪ મો શ્રીનારદજીએ કહેલ ગૃહસ્થાશ્રમીઓના ધર્મો જુઓ.

સ્ત્રી વર્ગને ખરા ધર્મ માર્ગથી હટાવી કુપથગામી કરી રહ્યા છે તે સ્હામે અમારી લડત હતી અને રહેવાનીજ. આ ઈ. પી. કોડની ૫૦૦ મી કલમ પ્રમાણે એક સક્ષે ખુદ ચોરી કરી હોય, કોર્ટમાં દંડાયો હોય છતાં "આ માણસ ચોર છે" આમ કોઈ બીજાને કહે તો તે ચોરની બદનક્ષી "ડેફેમેશન" થયું કહેવાય છે! તો પછી મહારાજો પર મુકાતો વ્યભીચારના આરોપનો પ્રત્યક્ષ પુરાવો મેળવવાનું લગભગ અશક્ય જેવું હોતાં તે સંબંધી લખનાર નજ બચી શકે.

આ સુધારણાનું કાર્ય ધર્મ અને નીતિનું છે પણ સુધારકની સ્થિતિ કેટલી ભયંકર અને તેના રસ્તા કેટલા બીકટ છે? ખુદ આ કેસના ચુકાદામાં સર જોસફ આરનોલ્ડ કહે છે કે "મહારાજોની આ અનીતિનો અટકાવ કરવાને વાસ્તે જે ધર્મની સત્તા નહીં હતી તે પ્રમાણે દીવાની અથવા ફોજદારી સત્તા નહીં હતી. જે અપરાધ તેમની ઉપર મુકવામાં આવતો હતો તે અમર્યાદા તેમજ અનીતિનો હતો ખરો. પણ ધારા પ્રમાણે તે ફોજદારી અપરાધ ન્હોતો (સ્ત્રીઓને બગાડવામા) કાંઈ જબરજસ્તી અથવા ફોસલાવણી નહીં હતી. આ સંપ્રદાયના સેવકોની વહુ દીકરીઓ પોતાની ખુશીથી પોતાના હાથમાં મ્હોટી ભેટ લઈને, કૃષ્ણ અવતારી મ્હારાજોથી સંભોગ કરી બ્રહ્મ (ઇશ્વર)ની સાથે લીન થઇ જવા જતી હતી. ને તે કદાચ તેઓના ધણીની પરવાનગીથી નહીં તો પણ તે વિષે તેઓના ધણી અખાડા કરી જતા હતા. ત્યારે મહારાજોની આવી અનીતિ વીષે જે ધણીના પેટમાં દુઃખે તે ધણી એ બાબત સુધારો કરવાની મતલબે પોતાની દાદ કયાં લઈ જઈ ગુજારે? તેને (આ કેસના પ્રતીવાદીને) હાથ એકજ ઉપાય હતો. અને ફકત એકજ રહયો હતો, અને તે એ કે વર્તમાન પત્રની મારફતે લોકોના વિચારને તે વાત સોંપવી."

આ શુધ્ધીની ચળવળ કરતાં અમારા પેટમાં દુઃખે છે; જે શીખેલા ભણેલા અને "મ્હોટા માણસ" માં ખપતા માણસોને ખુલી આંખે જોયા છતાં હજી આ સંપ્રદાયના સડા ન દેખાતા હોય અને તેનો પક્ષ કરી રહ્યા હોય તેની લોહી ઠંડી થઇ ગયેલી છે, કંઇક અંશે ફરી ગઈ પણ હોય ત્યારે બીચારા અંધ શ્રધ્ધાળુઓનો તો શો દોષ?

અને જે ધણીને આ અનીતિ જોઈ દુઃખ થાય અને દુઃખાતે દીલે તે સંબંધી લખવા બેસે તો તેની કલમ દુઃખનો ચર્ચરાટ અને કડકાઈની ભાષાજ લખે કે બીજું? તે સંબંધી આ કેસના વિદ્વાન જડજ સર

જોસફ આર્નોલ્ડે આ કેસના ચુકાદામાં પણ તેજ કહ્યું છે કે "આવી બાબત ઉપર જોશથી, કડવાસથી અને ક્રોધથી લખવું એ શું લાઇબલ કહેવાય? ત્યારે શું અસલના પેગમ્બરો લાઇબલ લખનારા હતા?"

ખુદ કૃષ્ણ ભગવાને પણ આવા અધર્મી અને આસુરી સંપત્તીવાળાઓનું શ્રીમદ્ ભગવદ ગીતાના ૧૬મા અધ્યાયમાં ઓછું લાઇબલ ગાયું છે? આ છેલબટાઉઓનું ચાલે તો તેઓ ભગવાનને પણ ઈ. પી. કોડની ૫૦૦મી કલમ અનુસાર જરૂર કોર્ટે ઘસડે!

વળી તે કાબેલ જડજ લખે છે કે "એ મહારાજોનાં માઠાં કરતુકોની વિરૂધ્ધ થઇને તે જાહેર પાડવાથી લોકોને જે મ્હોટો ફાયદો થાય તે ઠેકાણે એક માણસની આબરૂને નુકશાન થયું હોય તે ગણત્રીમાં આવી શકતું નથી."

વળી આ કેસના વાદી જદુનાથજી મહારાજને પૂછવામાં આવ્યું હતું કે તમે બેટમાં કોઇ જુવાન સ્ત્રીની છાતી સાથે રમત કીધી હતી કે નહી, ત્યારે તેણે જવાબ આપ્યો કે "અરે હું કેમ કરૂં? જ્યારે હું બધી બાયડીઓને **મારાં બચ્ચાં પ્રમાણે ગણું છું** ત્યારે તેની છાતી ઉપર હાથ કેમ નાખું?

જે લોકો (મહારાજોનો બહુ મોટો ભાગ) કર્મે કુડા છે તે વચને રૂડા—સાચા હોઇજ કેમ શકે? તેમ નીતિશાસ્ત્રાનુસાર "વિવાહ સબંધે, રતી (સ્ત્રી સંયોગ) પ્રસંગે, ગૌબ્રાહ્મણના તથા આત્મરક્ષણના પ્રસંગે જુઠું બોલવામાં પાપ નથી" આમ માનનાર આ મહારાજો પર ફરજ પડતાં કદી "અમારી સેવકીઓને અમો અમારાં બચ્ચાં પ્રમાણે ગણીયે છીએ" આમ કહે તો તે કથન કોડીના મુલનું છે.

આટલેથી આ સબંધે જે લખ્યું છે તેથી આ આખો મુકરદમો વાંચી વૈષ્ણવો શ્રી કૃષ્ણે કહેલ શુદ્ધ ભકિતમાર્ગ (ગીતા અધ્યાય ૧૨મો) ને અનુસરતા થાય તો તેમનું કલ્યાણજ છે.

સંવત ૧૯૮૩ ના ફાલ્ગુન શુદી બીજ.

માર્ચ ૧૯૨૭ **પ્રસિધ્ધ કર્તાઓ**

# મહારાજના લાઈબલનો મોટો મુકર્દમો

## લાઇબલની બીના.

( સત્ય પ્રકાશઃ તા. ૨૧ મી અકટોબર ૧૮૬૦. )

### હીંદુનો અસલ ધરમ અને હાલના પાખંડી મતો.

હીંદુના પુરાણ ઇતીઆદી શાસ્ત્રોમાં કહેલું છે કે કલીયુગના વખતમાં જુદા ધરમ અને પાખંડો ઉભા થશે તથા ધુતારા પાખંડીઓ આડા પંથો અને આડા મારગો ચલાવશે. હીંદુ શાસ્ત્ર પરમાણે કલીઉગને આરંભ થયાને આજ પાંચ હજાર વરસ થઇ ચુકેઆં છે એ પાંચ હજાર વરસની મુદતમાં જેટલા નવા પંથો તથા મારગો હીદુઓમાં ઉભા થયા છે તે સઘળા ખોટા પાખંડ સમજવા એવું હીંદુ શાસ્ત્ર ઉપરથીજ સીધ થાયછે. હવે મહારાજોનો મૂળ પુરૂષ વલભ જનમેઆને હજુર ચારસો વરસ થયા નથી. વઇશનવ મારગના પુસ્તકોમાં લખીઉં છે કે વલભાચારીઅનો જનમ સવંત ૧૫૩૫ના વઇસાખ વદ ૧૧ વાર રવેઉને દીને થયો હતો. એ વાતને આજ ૩૮૧ વરસ થયાં. ને કળીયુગ બેઠાને પાંચ હજાર વરસ થઇ ચુકેઆ તારે વલભાચારીનો પંથ કલીઉગનાજ વખતમાં ચાલુ થયો. જેમ દાદુ પંથી, સાધુપંથી, રામસનેહી, રામાનંદી, સેહેજાનંદી, ઇતયાદી પંથો ઉભા થયા તેમ વલભાચારીઅનો પંથ ઉભો થયો. એ સઘળા પંથો કલીયુગમાં ઉભા થયા માટે હીંદુ શાસ્ત્રના વચન પ્રમાણે પાખંડી હોવા જોઇએ.

જદુનાથજી મહારાજ કેહે છે કે કોટના દરવાજા આગલથી કોઈ વાલકેશવર જવા નીકલેઓ અને કોઇ ભાંએખલે. તેમજ સઘળા વેદ અને પુરાણના મુળ રસતા આગળ થઇને જુદા જુદા રસતા ઉપર નીકલી પડેઆંછે. આ કેવી ઠગાઇની વાતછે એક ધરમમાંથી દસ પંદર આડા રસતા નીકલવા જોઇએ નહીં. ધરમનો અને નીતીનો મારગ એકજ હોવો જોઇએ વાલકેશવર જવાનો સોધો મારગ મુકીને ભાંએખલાનો આડો મારગ પકડવાની જરૂર શું? દરએક પંથવાલાએ એક બીજાને પાખંડી બનાવેઆ છે અને એક બીજાની ધુળ ઝાટકી છે તો તેમ કરવાની જરૂર શું? પણ અમોએ આગલ જણાવીઉં છે કે જે હથીઆરથી માહારાજ પોતાનો બચાવ કરવા બહાર પડેઆ છે તેજ હથીઆર મહારાજને આડે આવીને નડશે. માહારાજ હીંદુ શાસ્ત્રોને ઇશ્વરકૃત માને છે તારે

એનાથી એમ નકી કેહેવાએ કે હીંદુ શાસ્ત્રનું ફલાણું વચન ખોટું છે. કલીયુગમાં પાખંડી મતો ઉભા થશે એ વચન મજકુર મહારાજથી એમ નકી કહેવાએ કે ખોટું છે. તારે બીજા કેટલાએક પંથોની પેરે માહારાજોનો પંથ કલીયુગમાં ઉભો થયો માટે તે ખોટો અને પાખંડ ભરેલો છે એવું હીંદુશાસ્ત્રથી સીધ થાય છે.

મહારાજનો પંથ પાખંડ ભરેલો તથા ભોલા લોકોને ઠગવાનો છે તે અસલના વેદ પુરાણ વગેરેના ગરંથોથી ઉપર જણાવેઆ પ્રમાણે સાબેત થાય છે. એટલું જ નહીં પણ માહારાજોના બનાવેલા પુસ્તકો ઉપરથીબી સાબીત થાય છે કે મહારાજોએ કંઇજ નહીં પણ નવું પાખંડ અને તીખલ ઉભું કીધું છે. જુઓ બરહમ સંબંધ બાબત મુળ શલોક ઉપર લંબાવીને ગોકુળનાથજીએ કેવી ટીકા કીધી છે.

तस्मादादौ स्वोपभोगात्पुर्वमेव सर्ववस्तुपदेन भार्यापुत्रादीनामपिसमर्पणंकर्त्तव्यं विवाहानंतर स्वोपभोगेसर्वकार्येसर्वकार्यनिमित्तंम तत्तत्कार्योपभोगिवस्तुसमर्पणंकार्य समर्पणंकृत्वापश्चात्तानितानिकार्याणिकर्तव्यानीत्यर्थ ॥ १ ॥

અરથ—"તે માટે પોતે ભોગવેઆ અગાઉ પોતાની પરણેલી બાયડી પણ" (ગોસાઇજી મહારાજને) સોપવી અને પોતાના બેટા બેટી પણ "તેમને સોંપવાં. પરણેઆ પછી પોતે ભોગવેઆ પહેલાંજ (ગોસાઇજી "માહારાજને) અરપણ કરીઆ પછી પોતાના કામમાં લેવી."

અરરરરર ! આ કેવું પાખંડ, આ કેવો ઢોંગ અને આ કેવી ઠગાઇ !! હમો જદુનાથજી માહારાજને પુછીએ છે કે કહા વેદમાં, કહા પુરાણમાં, કહા શાસ્ત્રમાં અને કહી સમૃતીમાં લખીઉં છે મહારાજને અથવા ધરમ ગુરૂને પોતાની પરણેલી સ્ત્રી ભોગવેઆ પહેલાં સોપવી પોતાની સ્ત્રીજ નહી પણ પોતાની બેટી અથવા દીકરીનેબી સોપવી ! અરરરર, આ લખતાં હમારી કલમ ચાલતી નથી હમોને અતીશે કંટાલો અને ધ્રુજારો છુટે છે. લોકોને દેખતી આંખે આંધલા કરવા, અને તેઓની આંખમાં ધુલ છાંટીને ધરમને અને ધરમને બાને તેઓની કાચી કુવારી વહુ દીકરી ભોગવવી એનાં કરતાં વધારે પાખંડ, અને વધારે ઠગાઇ કહી? વલ્લભાચારીઅ શીવાએ કલીયુગમાં બીજા ઘણા પાખંડો અને ઘણા પંથો ઉભાં થયાં છે પણ માહારાજોના પંથ જેવી નફટાઇ, ખંદાઇ, બેહાઇ, લુચાઇ અને ઠગાઇ બીજા કોઇબી પંથવાલાઓએ કીધી નથી હમો જારે આવા કઠણ શબદ વાપરીએ છે તારે હમારા ભોલા હિંદુ મીતરોને હમારી ઉપર ગુસો ઉપજેછે, અને તે ગુસાને લીધે હમને ઘણું સોસવું પડઊ છે અને પડેછે પણ જાંહાં ભોલા લોકોની

આંખમાં ધુલ છાંટીને તેમની વહુ દીકરીને કાચી કુવારી ભોગવવાને મહારાજો પોતાના પુસ્તકોમાં લખેછે અને તે પરમાણે તેઓ ભોગવે છે તારે હમારા પેટમાં મોટા ભડકા ઉઠેછે, હમારી કલમ એકદમ તપીને ગરમ થઇ જાએછે, હમારા ભોલા હીંદુ મીતરો ઉપર અને તેઓની વીચાર શકતી ઉપર અફસોસ કરવો પડેછે.

જદુનાથજી મહારાજે "સ્વધર્મ વર્ધક" ચોપાનીઊં કહાડવા માંડીઊંછે તેને હમોએ પુછીએછે કે તમે કેવી રીતે ધરમનો વધારો કરવા માગોછો? તમારા વડીલોએ ભેલા લોકોની આંખમાં ધુલ છાંટીને આંધલા કીધાછે તેઓને દેખતા કરવા માંગોછો કે ધરમનું ખોટું અભીમાન ધરીને ભોલા લોકોને વધારે ઠગવા માંગોછો? જદુનાથજી મહારાજ! તમો જો ધરમનો વધારો અથવા ફેલાવો કરવા માંગતા હોય તો તમે પોતે સારા આચરણ પકડીને તમારા બીજા મહારાજોને ઉપદેશ કરો ધરમ ગુરૂઓ પોતેજ જાંહાં સુધી વીભીચારના સમુદરમાં ડુબેલા માલુમ પડશે તાંહાં સુધી તેઓથી ધરમનો બોધ થઇ શકવાનો નથી ગોકુલનાથજીએ ઉપર જણાવેલી ટીકા કરીને તમારા વૈષ્ણવ મારગને મોટા સાહીનો ડાગ લગાડેઓછે તે પ્રથમ કહાડી નાંખો. એ ટીકા કરનાર ઉપર ધીકાર નાખો તે ટીકા પરમાણે મહારાજો ચાલીને પોતાના સેવકની વહુ દીકરીઓને બગાડો છો તેથી હાથ ઉઠાવો, અને રસમંડલી જેવી અનીતીને એકદમ નાસ પમાડો, જાંહાંસુધી તમો તેમ કરશો નહીં તાંહાંસુધી તમારાથી ધરમનો ઉપદેશ અને સ્વધર્મનો વધારો થઇ શકવાનો નથી તે સત્ય કરીને જાણુજો.

---

## લાઇબલની નોટીશ તથા જવાબ.

ઉપલી બીના પરગટ થઆ પછી ૬ મહીના રહીને જદુનાથજી માહારાજે પોતાના વકીલ મી. લીથસની મારફતે "સત્ય પ્રકાશ" ના અધીપતી મી. કરસનદાસ મુલજી ઉપર (૧૮૬૧ ના એપરીલ મહીનાની આખેરીએ) એક નોટીસ મોકલી કે તેણે પોતાના પત્રમાં ઉપલી બીનાને વાસ્તે દલગીરી જણાવીને માફી માગવી એ નોટીસના જવાબનાં તા. ૫ મી મેએ ૧૮૬૧ ના "રાશત ગોફતર તથા સત્ય પ્રકાશ" મધે નીચે મુજબ જણાવવામાં આવ્યું.

"**માહારાજનો કરોધ**? હમારા જાણવામાં આવીઉ છે કે ગયા અકટોબરની ૨૧ મી તારીખના સત્ય પ્રકશ મધે 'હીંદુઓનો અસલ ધરમ અને હાલના પાખંડી મતો" એવા મથાલા હેઠલ જે બીના લખ

વામાં આવી હતી તેથી જદુનાથજી મહારાજને અતી ઘણો કરોધ ચહડેલો દેખાએ છે અને તેણે સત્ય પ્રકાશને ગયા અઠવાડીઆમાં લાઇબલની નોટીસ આપી છે એ બીના લખનારે નીરદોષ બુધીથી તે લખી હતી અને તે મધે જે ટીકા કરેઆ હતા તે ઘટતા અને વાજબી હતા એ બીનાથી અગર જદુનાથજી મહારાજને માઠું લાગીઉં હતું તો એટલા દ મહીના એ મહારાજ કાંહાં સુઇ રહેઆ હતા તેની હમને સમજ પડતી નથી. જદુનાથજી માહારાજને સત્ય પ્રકાસ ઉપર કરોધ ચહડયો હોએ કઇ નહી પણ એ બીનામાં ખુલાસો કરવા જેવી અથવા ફેરવી નાખવા જેવી અથવ માફી માંગવા જેવી કાંઇ પણ વાત હમારા જોવામાં આવતી નથી.

---

## ફરીઆદીના અરજી તથા "ડીમરર."

ઉપલો જવાબ જદુનાથજી મહારાજને સંતોષ ભરેલો ન લાગેઆથી તેણે સુપ્રીમ કોરટ મધે પોતાની ફરીઆદીની અરજી તા. ૧૪ મી મે ૧૮૬૧ દીને રજુ કીધી એ ફરીઆદની અરજી ધારાની ખુબી મુજબ ખામી ભરેલી હોવાથી તે ઉપર પ્રતીવાદીઓની તરફથી મી. આનસ્ટીએ ડીમરર મારીઉં હતું, એટલે જે આકારમાં ફરીઆદી માંડી તે આકારમાં ફરીઆદી ચાલી શકે નહીં એવો વાંધો ઉઠાવેઓ હતો. એ વાંધાની સામે જવાને વાદીની તરફથી મી૰ બેલી હાજર થયો હતો. તકરાર સુપરીમ કોરટ મધે ચીફ જસટીસ સર માથીઉ સાસની હજુર તા. ૨ જી તથા ૪ થી જુલાઇ ૧૮૬૧, એ બે દીવસ સુધી ખુબ જોરથી ચાલી હતી. મી. આનસટીએ "સત્ય પ્રકાશ" તરફથી ડીમરર મારવાના ૧૧ કારણ જણાવેલા હતા.

એ અગીઆર કારણ મધેના બે કારણ ઉપરથી ફરીઆદીની અરજીમાં સુધારો કરવા વાસતે કોરટે હુકમ કીધો હતો અને એ તકરારનો ખરચ હરએક ધણીને માથે નાખેઓ હતો. એ તકરારનો ચુકાદો તા. ૧૮ મી જુલાઇએ થયો હતો તે વેલાએ લાઇબલની બીના ઉપર ચીફ જસટીસે નીચે પ્રમાણે પોતાના વિચાર સંભલાવ્યા હતાઃ—

"એ લાઇબલની આખી બીના મેં ધ્યાન દઇને વાંચી છે અને તે ઉપરથી હું કહી શકું છું કે આ બીનાના પેહેલા ભાગમાં ઇતિહાસ અથવા તવારીખ સંબંધી વાત ઉપર તકરાર કરેલી છે અને એ તકરાર મધે હાલના વખતના એક પંથના મત ઉપર ટીકા કીધી છે. કોઇ પણ માણુસ ઇતીહાસની બીના અથવા હરએક પંથના મત ટાંકીને તેની ઉપર તકરાર કરે તો તેમ કરવાને તેને કાએદા પ્રમાણે પુરો [illegible]

અને પ્રમાણીકપણાથી આપે અને તેમાં કીનો કપટ ન હોયતો તેની ઉપર લાઇબલનો અપરાધ સાબેત થઇ શકતો નથી. "હમારા ભોલા હીંદુ મિત્રો ઉપર અને તેઓની વિચાર શકિત ઉપર અફસોસ કરવો પડે છે," એ વાકય સુધી મહારાજના પંથ અને લખાણ ઉપર ટીકા કરવામાં આવી છે. એ તકરાર કદાચ ખામી ભરેલી હોએ તોપણ તેની અંદર વાદીની સાંમે કાંઇબી કીનો કપટ છેજ નહીં અને તેની અંદર ફકત અસલના ધરમની સાથે હાલના ધરમનો મુકાબલો કીધો છે એમાંના કેટલાએક બોલ કઠણ તથા કઠોર છે ખરા; પણ તેથી વાદીના સાંમે લાઇબલછે એમ હું કહી શકતો નથી. એક પંથના હજારો અને લાખો લોકો હોએ તે મધેથી હર કોઈ શખસ તે પંથનાં મત ઉપર ટીકા કરેતો તેટલા માટે લાઇબલની ફરીઆદી લાવી શકાય નહી પણ લાઇબિલની બીનાનો છેલો ભાગ જુદી તરેહનો છે. તે મધે વાદીનું નામ લીધેલુંછે. અને મહારાજોનાં આખા વરગ ઉપર જે અપરાધ મુકીઓ છે તે વાદીને પણ લાગુ પડે છે અને વાદીને કહેછે કે "તમો હાથ ઉઠાવો." એ લાઇબલનો ભાગ હવે પછી કોરટની હજુર રજુ થશે તેટલા માટે એ વીશે હું હાલ વધારે વિચાર જણાવી શકતો નથી."

---

## "પલેટ" અથવા ફરીઆદીની અરજીનો સાર.

જદુનાથજી બ્રિજરતનજી મહારાજ..............................વાદી

કરસનદાસ મુલજી "સત્ય પ્રકાશ" નો માલેક તથા અધીપતી અને નાનાભાઇ રૂસતમજી રાણીના છાપગર. } પ્રતીવાદીઓ.

નામદાર સુપ્રીમ કોરટના અમલ તલે રેહેનાર કરસનદાસ મુલજી તથા નાનાભાઇ રૂસતમજી રાણીના, મુંબઇના રહેવાસીઓ વીશે જદુનાથજી બ્રિજરતનજી મહારાજ પોતાના વકીલ એડમંડ લીથ્સની મારફતે નીચે મુજબ ફરીઆદ કરે છે:—

હીંદુઓનો ધર્મ ઘણોજ પુરાતન વખતનો છે, અને મુંબઇના તેમજ હીંદુસ્તાનના બીજા ભાગના સરવે સારા અને વિવેકી હીંદુઓ બ્રાહ્મણોને અને વીશેષ કરીને મહારાજોને બહુ તથા અતીઘણું માન આપતા આવ્યા છે, વલી મહારાજો બ્રાહ્મણો મધે મુખ્ય ગણાય છે, હીંદુઓના રેવાજ તથા ધર્મ પ્રમાણે સઘળા વર્ણના હીંદુ લોકો કરતાં બ્રાહ્મણો બેહદ મોટાઇ તથા મરતબો ધરાવે છે, અને હીંદુઓના પુરાણ તથા શાસ્ત્ર પ્રમાણે સત્યુગ, દવાપર, ત્રેતા અને કલીયુગ એવા ચાર યુગ (એટલે જમાના) ગણાય છે અને વાદી જાતનો બ્રાહ્મણ તથા

મહારાજ છે, અને તે ઊંચી ન્યાતનો ઊંચો ધર્મગુરૂછે, અને નામદાર રાણીનો પ્રમાણીક તથા વફાદાર રૈયત છે, અને પ્રતીવાદીઓએ આગલ જણાવ્યા પ્રમાણે તેને નુકસાન કીધું તેની અગાઉ તેનુ નામ ઘણું સારૂં હતું તથા તેની કીર્તી ઘણી મોટી હતી અને મુંબઇના લોકો તેને માન આપતા હતા અને સર્વે સારા માણસો તેને ચ્હાતા હતા. અને વાદી હીંદુઓમાં કહેવાતા પુરાતન વલભાચારીય પંથનો અધીકારી છે, અને તેની ઉપર આગલ જણાવ્યા પ્રમાણે પ્રતીવાદીઓએ તહોમત મુકયુંછે કે વાદી પાખંડી ધરમ તથા અણઘટતી ચાલ ચલાવનારોછે. એ તોહમત મુકયું તેની અગાઉ નામદાર રાણીના રાજયમાં વસનાર સર્વે સારા હીંદુઓ વાદીને વીશે સારૂં મત રાખતા હતા. પ્રતીવાદીઓને વાદીની સુખી હાલત જોઇને અદેખાઈ ઉપજી તેથી કીનો કપટ રાખીને તેની આબરૂને નુકસાન કરવાની તથા તેને લોકોમાં હલકો પાડવાની તજવીજ કીધી; અને તે પ્રમાણે તેણે ૧૮૬૦ના અકટોબર મહીનાની ૨૧મી તારીખે પોતાનું "સત્ય પ્રકાશ" પત્ર તે ગુજરાતી ભાષામાં છપાય છે અને જે મુંબઇના તથા હીંદુસ્થાનના જુદા જુદા લોકો વાંચે છે. તે પત્રની અંદર કીના કપટથી વાદીની આબરૂ તથા તેના પંથ વીશે નઠારી આબરૂ લેનારી નીંદા છાપી અને એ નીંદા છપાયાથી વાદીને બહુ નુકસાન થયુ છે. અને તેના સારા નામને તથા સારી આબરૂને બહુ ધકકો લાગ્યો છે. તે એટલો બધો કે જે સારા લોકો એને વીશે સારૂં મત ધરાવતા હતા તેઓની વાદીની અનઘટતી ચાલ તથા પાખંડી મત વીશે શક તથા વશવશો ઉપજ્યો છે અને તેને લીધે તેઓએ તેની સાથે વાત કરવાનો તથા મલવા ભેટવાનો વહેવાર છોડી દીધોછે; અને કાંઈબી સંબંધ રાખવાને તથા ભેટ મુકવાને (બખશેસ કરવાને) આચકો ખાય છે, અને તેટલા માટે વાદી ૫૦૦૦૦ (પચાસ હજાર) રૂપીઆની નુકસાનીનો દાવો પ્રતીવાદીઓની ઉપર કરે છે

---

## "પલી" અથવા ફરીઆદીની અરજીનો જવાબ.

ઉપર જણાવેલી ફરીઆદીની અરજીનો જવાબ "પલી" (Pleas) પ્રતીવાદીઓની તરફથી તા- ૧૫ મી ઑગસ્ટને દીને સુપરીમ કોરટ મધે રજુ થઇ તેની મતલબ નીચે પ્રમાણે હતી:-

૧ લું. પ્રતીવાદીઓ કેહેછે કે વાદી જે નુકસાનીને માટે ફર્યાદ કરેછે તે નુકસાનીને વાસતે તેઓની ઉપર ગુનોહ લાગુ પડતો નથી.

૨ જું. ફરીઆદીની અરજીમાં જણાવેઆ પ્રમાણે મહારાજો (બધા) હીંદુ ધર્મના ધર્મગુરૂ નથી.

૩ જુ. ફરીઆદીની અરજીમાં જણાવ્યા પ્રમાણે મહારાજો ( બધા ) બ્રાહ્મણોમાં મુખ્ય અથવા પ્રમુખ નથી.

૪ થું ફરીઆદીની અરજીમાં જણાવ્યા પ્રમાણે વાદી હીંદુઓની ઊંચી જાતનો ઊંચો ધર્મગુરૂ અથવા " હીંદુ ધર્મ " નો ધર્મગુરૂ નથી.

૫ મું. ફરીઆદીની અરજીમાં જણાવ્યા પ્રમાણે વલભાચારીઅનો પંથ પુરાતન વખતનો નથી; પણ પંદરમાં સઇકામાં ઉત્પન્ન થએલો અને અસલના હીંદુ ધર્મથી ઘણું કરીને ઉલટો છે.

૬ ઠું. લાઇબલની બીનાના છેલા ભાગનો વાકય આ પ્રમાણે છે– " તે ટીકા પરમાણે મહારાજો ચાલીને પોતાના સેવકની વહુ દીકરીઓને બગાડો છો તેથી હાથ ઉઠાવો, અને રસમંડલી જેવી અનીતીને એકદમ નાસ પમાડો " એ વાકયનો તરજુમો કોરટના વડા દુભાસીઆ મી૰ ફલીને જે કર્યો છે તે બરાબર નથી.

૭ મું. ફરીઆદીની અરજીમાં જણાવેલી લાઇબલની બીના છાપી પ્રગટ કીધી તે વીશે પ્રતીવાદીએ જણાવેછે કે છાપીને પ્રગટ કરી તેની અગાઉ મુંબઇમાં અને હીંદુસ્થાનના બીજા ભાગમાં વલભાચારીઅ નામનો પંથ હતો તે ધર્મ પુરાતન હીંદુ ધર્મથી અને નીતીના કાયદાથી ઉલટો હતો. અને તેમાં અગત્ય કરીને ઇશ્વરની તરફ ભકિત રાખવામાં અને પોત પોતામાં પવિત્રપણું અને સદ્‌ગુણ આચરવામાં એ વલભાચારીઅનો પંથ ઉલટો હતો. સરવે સારા અને ખરા હીંદુઓ એવું માનેછે કે ઇશ્વરના કાયદા અચીચલ છે અને માણુસને પેટે ઇશ્વર અવતાર લેતો નથી, અને માણુસ થઇને એવું બોલવું કે " હું ઇશ્વર છું " અથવા " મારે પેટે ઇશ્વર જનમ્યો " એ ઘણી હલકી અને અધર્મની વાતછે, અને ઇશ્વરી દાવો કરીને ઠગાઇ કરવી એ પણ તેના જેવીજ ઘણી હલકી અને અધર્મની વાત છે; અને કુંવારી છોકરીઓએ અથવા પરણેલી સ્ત્રીઓએ પોતાના ભરથાર શિવાય કોઈ પણ પુરૂષની સાથે જાર કરમ કરવું એ ધરમથી તથા નીતીથી ઉલટું કામછે તેવું છતાં પણ વલભાચારીઅ પંથની અંદર એવા અનીતીના વિચાર અને રેવાજ સાધારણછે એટલે એ પંથના ધર્મગુરૂઓ કહે છે કે " હમે ઇશ્વરના, બ્રહ્મના, અથવા કૃષ્ણના અવતાર છઇએ, " અને " હમો પોતે ઇશ્વર છઇએ," અને ઇશ્વરના કાયદા ફેરવવાની હમારામાં શકિતછે " અને હમારી પુજા તથા સેવા ઇશ્વર પ્રમાણે તન, મન અને ધનથી થવી જોઇએ." અને જે કોઇ" એવી સેવા ન કરે તેને મોટું પાપ લાગે." વલી એ પંથના સરવે લોકોએ અને તેમાં વીશેષ કરીને સ્ત્રીઓએ એ

ધર્મગુરૂઓની સેવા ઉપર યારભાવની પ્રીત રાખવી અને એ ધર્મગુરૂઓની સેવા પોતાનાં તન એટલે શરીરથી, એટલે યારકર્મ કરીને કરવી, એવી સેવા કરનાર બાયડીઓ તેમની પોતાની સ્ત્રીઓ નહીં હોએ અથવા પોતાની રાખેલી નહી હોએ તોપણ તેમણે તેવી સેવાઓ ધર્મગુરૂની મરજીમાં આવે ત્યારે કરવી. એવી મોટી ઠગાઇની વાતો વલભાચારીઅ પંથમાં ચાલે છે, અને તે બીના પ્રગટ થઇ તેની અગાઉ મુંબઇ તથા હીંદુસ્થાનના બીજા ભાગમાં સઘળા મળીને આસરે ૭૦ મહારાજ હતા અને તેઓ ગુરૂ આચાર્ય, ગોસાંઇજી, ઇત્યાદી નામે ઓલખાતા હતા, અને વાદી એ મધેનો એક મહારાજ છે. મહારાજોના "વીઠલેશરત્ન વીવરણ" નામના એક ધર્મ પુસ્તકમાં આચાર્યનું બીજું નામ જે આપ્યું છે તેનો અર્થ "ઘણી સ્ત્રીઓનો ભરથાર" થાય છે. તે પોતે એકજ બાયડી પરણ્યો હોય અથવા મુદલ પરણેલો ન હોય, તો પણ તે ઘણી સ્ત્રીઓનો ભરથાર" એવાં નામથી ઓલખાયછે. તથા રાસ લીલાનો સાગર" ઇત્યાદી નામોથી આચાર્યો ઓળખાય છે. એ શિવાએ વલભપંથના બીજા કેટલાંક ધર્મ પુસ્તકોમાં એના જેવી બેઅદબી ભરેલી અને અનીતીની વાતો લખી છે અને એવી રીતે વ્યભીચારના કામને ટેકો આપ્યો છે. એ પંથના ધર્મગુરૂ એવું સમજાવે છે કે પરમેશ્વરને રાજી રાખવાનું અને પરલોકમાં અખંડ સુખ મેલવવાનું સાધન એજ છે કે પોતાની સુંદરીઓને પુરૂં સુખ આપવું અને એવા અનીતીના વીચારોનો ફેલાવો કરવાને એ ધર્મગુરૂઓ ઉત્તેજન આપતા આવ્યા છે; અને "રસમંડલી" કેટલીકએક ટોલીઓ એ પંથના લોકોમાં ઉભી થઇ છે, જેમાં બહુ બદફેલી ચાલે છે. લાઇબલની બીનામાં ગોકુલનાથજીની ટીકા વીશે જે જણાવ્યું છે તે ટીકાના પુસ્તક મધે તથા "સિદ્ધાંત રહસ્ય" નામનાં એક બીજા પુસ્તક મધે અને દ્વારકેશ (મહારાજ) ના બનાવેલા દસ મરમ મધ્યે જણાવ્યા પ્રમાણે વલ્લભાચાર્ય પંથની ધર્મની મુખ્ય બાબતો નીચે પ્રમાણે છેઃ—

મુખ્ય આશરો આચાર્યનો પકડાવો, અને તેનેજ ઇશ્વર કરી માનવો. એથીજ ફકત જીવનો ઉદ્ધાર (છુટકારો) થાય છે. એ પંથના દરેક સેવકે લોકોની લાજ તજીને તથા વેદ શાસ્ત્રની આજ્ઞા તોડીને ગોપીનાથને એટલે મહારાજને શરણે થવું. દરેક સેવકે મનમાં એવું સમજવું કે "હું પુરૂષ નથી પણ સ્ત્રી છું" આચાર્યના ગુણ ગાવા તેની આજ્ઞાને તાબે રહેવું, તેના વચન ઉપર વીશ્વાસ રાખવો, તેની સેવા કરવી અને દરેક સેવકે, તેની સ્ત્રી તથા બાળકોએ એવું વીચારવું કે

જે કાંઇ મારૂં છે તે સર્વે ગુરૂનું છે; અને તે સઘળું તથા દરેક બધી ચીજ ગુરૂને અર્પણ કરીને તેને ખુશી રાખવો: અને ગુરૂના ઉપભોગને વાસ્તે બાઇરી છોકરાં પણ અર્પણ કરવાં. અને એ પંથનો હરકોઇ સેવક પોતે હરેક ચીજ ભોગવે તેની અગાઉ તે ચીજ તેણે ગુરૂને અર્પણ કરવી જોઇએ અને તેથી જે ઉલટો ચાલે તેને (મરી ગયા પછી) અમુક શીક્ષા થાય અને એ પંથની બીજી ધર્મની ચોપડી જેવી કે "ચતુ શ્લોકી" તથા "પુષ્ટિ પ્રવાહ મર્યાદા ટીકા" તથા "સ્વધર્મ વર્ધક અને સંશય છેદક" તે મધેની છેલી ચોપડી મુંબઇમાં વાદીની સત્તા હેઠળ છપાઇને પ્રગટ થઇ છે અને "વઇષ્ણવ ધર્મ પ્રસારક મંડલી" જે વાદીએ સ્થાપી છે તથા જેનો પ્રમુખ વાદી પોતે છે તે મંડળીના નામથી એ છેલી ચોપડી છપાઇને પ્રગટ થઇ છે તે અને બીજી ચોપડીઓમાં એવું જણાવ્યું છે કે "ઇશ્વર જેનો અવતાર એ ગુરૂઓએ લીધો છે તે વૈષ્ણવોનાં ઘરમાં જારભાવની પ્રીતીથી બીરાજે છે. વળી બીજું એવું લખ્યું છે કે જે પ્રમાણે એક વ્યભીચારી સ્ત્રી પોતાનું તન, મન, અને ધન પોતાના યારને સોંપી દે છે તે પ્રમાણે ઇશ્વ રૂપી મહારાજને સોંપી દેવું જોઇએ. અને વળી એવું પણ લખ્યું છે કે હરેક વૈષ્ણવની ઉપર ઇશ્વર ક્રોધ કરે તો તે ક્રોધથી તેને ગુરૂ બચાવી શકે પણ જો ગુરૂ ક્રોધ કરે તો તેને કોઇ પણ બચાવી શકે નહીં, અને તેટલા માટે દરેક સેવક તથા સેવકીએ પોતાના તનથી અને વીત્ત (ધન) થી ગુરૂની સેવા કરી તેને રાજી રાખવો. અને ગુરૂની સેવા કીધાથીજ ઇશ્વરની સેવાનું ફળ પ્રાપ્ત થાય છે અને સ્વર્ગ મળે છે, અને એ પંથના ગુરૂઓ પોતે ઇશ્વર છે અને સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમ છે, અને જે સેવક ગુરૂ અને ઇશ્વરમાં ભેદ (એટલે જુદાઇ) રાખે તે મુઆ પછી બીજે અવતારે સીચાણો નામનો પક્ષી થાય અને જે સેવક અથવા સેવકી પગ ઉપર પગ ચડાવીને ગુરૂની આગળ બેસે તો મુઆ પછી સર્પના આકારમાં જન્મે. અને જે કોઇ પોતાના ગુરૂની આગળ પોતાની વીદ્યા દેખાડે તે મુઆ પછી ત્રણ જન્મ સુધી કુતરો અથવા ગધેડો થાય અને જે પોતાના ગુરૂની આગળ ચંચળાઇ અથવા ચાલાકી દેખાડે તે મુઆ પછી જરખ (પક્ષી)નો અવતાર પામે અને જે કોઇ પોતાના ગુરૂને પગનું તળીયું દેખાડે તે મુઆ પછી દશ વરસ સુધી સાપનો અવતાર ભોગવે. અને પોતાના ગુરૂની આજ્ઞા તોડે તે "અસીપાત્ર" નામનાં નરક (એટલે દોજખ)માં જાય અને જે કોઇ ગુરૂની સેવા કર્યા વગર ઠાકોરજી (અથવા ઇશ્વર)ની સેવા કરે તો તે સેવા નિષ્ફળ જાય અને જે કોઇ પોતાના ગુરૂની અથવા ઠાકોરજીની ગુપ્ત વાત જાહેર કરે તે મુઆ પછી ત્રણ જન્મ સુધી કુતરો થાય.

કલીયુગમાં ભક્તિ શીવાય બીજી મુક્તિ ( salvation ) નથી, તેટલા માટે દરેક સેવક તથા સેવકીએ પોતાના ગુરૂને ઈશ્વર પ્રમાણે જાણવો, એટલુંજ નહીં પણ ઇશ્વરથી વધારે જાણવો અને સઘળી વસ્તુ ઈશ્વરની છે તેટલા માટે ઇશ્વરને અથવા ઇશ્વરરૂપી ગુરૂને વ્યભીચારનો દોષ લાગતો નથી અને જે લોકો એવું કહે છે કે ઇશ્વર ઉપર જારભાવની પ્રતી રાખવી એમાં પાપ છે એવું બોલનારા લોકો મુર્ખ અથવા અજ્ઞાન છે. ઈશ્વર સાથે સઘળા પ્રકારનો સંબંધ થઇ શકે છે. અને ઈશ્વરમાં પુરૂષ સ્ત્રીનો ભેદ છે નહી; તથા પુરૂષ અથવા સ્ત્રી એ બેઉ ઇશ્વરનોજ આત્મા છે અને એટલા માટે જ્યારે ઇશ્વર વ્યભીચાર કરે છે ત્યારે તે પોતાના આત્માની સાથેજ રમત રમે છે અને તેમાં ઇશ્વરને અથવા ઈશ્વર રૂપી ગુરૂને તથા દુનીઆને એટલે વલ્લભ પંથની સ્ત્રીઓને પાપ લાગતું નથી. અને ઇશ્વરે પોતે પોતાની ઉપર જારભાવની પ્રીતી રાખવાને વેદની "શ્રુતી"ઓને રજા આપી તેથી તેઓએ બીજા જન્મમાં ગોપીનો અવતાર થઇને "કૃષ્ણ" એટલે ઇશ્વરના અવતારની સાથે જારકર્મ કીધું તેજ પ્રમાણે ૧૬૦૦૦ (સોળ હજાર) રૂષીઓ રામચંદ્રજીનો ખુબસુરત ચહેરો જોઇને મોહીત થયા અને સ્ત્રી રૂપે તેની સાથે જારકર્મ કરવાની વીનંતી કીધી, તે વીનંતી રામચંદ્રજીએ કબુલ રાખી અને "કૃષ્ણાવતાર" માં તેમના યાર થઇને સુખી કીધા. ઇશ્વર બધાં આકારમાં છે. તે પીતા રૂપે છે, તેમજ ભરથાર રૂપે છે, પુત્ર રૂપે છે તેમજ પુત્રી રૂપે પણ છે, અને જારભાવની પ્રીતીનો ભૂખ્યો છે, અને જેઓ એમ કહે છે કે જારભાવની પ્રીતીમાં પાપ છે તેઓ મુર્ખ છે અને ખરા ભક્ત નથી, પણ નર્કની ઇચ્છા રાખનારા છે અને જે માફક ઉકરડા ઉપર ચરનારા ગધેડાને બાગની મોજ વીષે ખબર નથી તે માફક એ અજ્ઞાની લોકો છે. વળી અનુભવથી પણ સાફ માલુમ પડે છે કે જારભાવ જેવી પ્રીતી એક નથી, કેમકે આખો દહાડો અને આખી રાત વ્યભીચારી સ્ત્રીનું ધ્યાન પોતાના ઘરનાં કામકાજમાં રહેતું નથી પણ પોતાના યારને મળવામાં રહે છે, અને જ્યાં સુધી તે તેનાથી છુટી છે ત્યાં સુધી તે તેને ખાવું પીવું અને સુંદર વસ્ત્ર પહેરવાં ગમતાં નથી, અને તેટલા માટે જેઓ એમ કહે છે કે, ઇશ્વર ઉપર એવી પ્રીતી રાખવી એ ધિક્કાર ભરેલું છે, તેવું બોલનાર ખરેખરા મુર્ખા છે.

પ્રતીવાદીઓ જણાવે છે કે ઉપર જણાવેલી સઘળી વાતો મહારાજોનાં જુદાં જુદાં પુસ્તકોમાં વધારે ખુલાસાથી લખેલી છે તે પુસ્તકો જ્યારે નામદાર કોર્ટ મધે રજુ કરવામાં આવશે ત્યારે માલુમ પડશે. અને એ ઉપરથી વલ્લભાચાર્યનો પંથ અસલના ધર્મ અને કાયદાથી ઉલટો તથા પાખંડ ભરેલો છે, અને તેથી ભોળા લોકો ઠગાય છે, અને તે સઘળું પાખંડ, ઠગાઇ, તથા ઢોંગ

છે અને કોઇ પણ અસલના વેદ અથવા પુરાણ અથવા શાસ્ત્રમાં એવું નથી લખ્યું કે પોતે ભોગવ્યા અગાઉ પોતાની પરણેલી બાયડી અથવા પોતાની છોકરી મહારાજને અથવા ગુરૂને અર્પણ કરવી; પણ પ્રતીવાદીઓ કહે છે કે ધર્મના પુસ્તકો મધ્યે ઉપલી સઘળી બીનાઓ આવ્યાથી તેની અસર ભોળા લોકો ઉપર એવીજ થાય છે અને (ઘણા ભાવીક સેવકો) પોતાની પરણેલી સ્ત્રી અથવા છોકરાંને ગુરૂની સેવામાં અંગીકાર કરાવે છે. અને તે ઉપરથી તેઓ (પ્રતીવાદીઓ) ને ક્રોધ ઉપજ્યો છે, અને તેઓનો વિચાર એવો છે કે આ રીતે લોકોને આંધળા કરવા તથા તેઓની આંખમાં ધુળ છાંટવી, અને ધર્મને નામે તથા ધર્મને બહાને એવા ભોળા અને ધર્માંધ લોકોની સ્ત્રી તથા દીકરીઓને બગાડવી એના કરતાં મોટી ઠગાઈ બીજી એકે નથી. અને એજ પ્રમાણે ફકત ગોકુલનાથજીએ પોતાની ટીકામાં લખ્યું છે એટલુંજ નહીં પણ એ પંથના બીજા લખનારાઓએ પણ એવી રીતનું લખીને વૈષ્ણવ માર્ગને શાહીનો મોટો ડાઘ લગાડયો છે અને તે ટીકા પ્રમાણે ચાલનારા મહારાજો પોતાના સેવકની વહુ દીકરીઓને બગાડે છે, અને તેઓ તેટલા માટે વ્યભીચારના સાગરમાં ડુબેલા છે, અને જયાં સુધી તેઓ એ ઉપરથી પોતાનો હાથ ઉઠાવશે નહીં ત્યાં સુધી તેઓ ધર્મનો બોધ કરી શકવાના નથી પ્રતીવાદીઓ જણાવે છે કે ઉપર જણાવેલા ધર્મના સીદ્ધાંત પ્રમાણે મહારાજો અથવા ગુરૂઓ ચાલે છે અને ઇશ્વર રૂપી અવતારને નામે પોતાના સેવકોની વહુ દીકરીઓને બગાડે છે.

પ્રતીવાદીઓ વળી એવું જણાવે છે કે પારકી સ્ત્રીની છાતીએ હાથ નાખવો અથવા તેમના શરીર ઉપર ગુલાલ ફેંકવો અથવા તેમની સાથે અમર્યાદા ચલાવવી એ વાત હીંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે ગુનાહ ભરેલી અને કાયદાથી ઉલટી છે, અને વ્યભીચારના જેવી ગણવામાં આવે છે. એવું છતાં પણ મજકુર મહારાજો એવી ચાલ ચલાવે છે અને વાદીએ પોતે એ વેપારીઓની આગળ એવું જણાવ્યું છે કે મહારાજોમાં વ્યભીચાર પેઠો છે તે વરકતોને લીધે પેઠો છે. વળી મુંબઇના મોટા મહારાજ જીવણજીએ કેટલાએક આબરૂવાળા ગ્રહસ્થોની આગળ એવું કબુલ કીધું છે કે મહારાજોમાં જે વ્યભીચાર ચાલે છે તેનો અટકાવ કરવાને તેનામાં શાકત નથી અને લાઇબલની બીના લખવામાં આવી તેની અગાઉ મહારાજોના વ્યભીચારની વાત એટલી તો સાધારણ હતી કે તે ગુજરાતી ચોપાનીઆં, વર્તમાનપત્રો તથા હેંડબીલોમાં વારંવાર છપાઇ પ્રગટ થતી હતી અને ૧૮૫૫ ની આખેરીએ ભાટીઆ લોકોનું મહાજન એકઠું થયું હતું તેમાં કેટલાએક બંદોબસ્ત કીધા હતા તેમાં આ એક બંદોબસ્ત હતો કે દીવસે ડેરનેલા વખત શીવાય બીજે વખતે પોતાની ગ્નાતની સ્ત્રીઓને મહા-

રાજને મંદીરે દર્શન કરવા જતી અટકાવવી, કે જેથી કરીને મહારાજોને વ્યભીચાર કરવાની પુરી જોગવાઇ મળે નહીં અને લાઇબલની બીના છપાઇ પ્રગટ થઈ તેની કેટલાક મહીના અગાઉ વાદીએ પોતે એક ભાટીઆ સાથે વાતચીત કરતાં એવું જણાવ્યું હતું કે વ્યભીચાર કરવામાં કાંઇ પાપ નથી પણ તેથી અંગનું કૌવત વધે છે, અને લોહી સાફ થાય છે, અને તેવું મારા પોતાના અનુભવથી જણાવું છું અને ગાયકવાડની દરબારમાં મલ (કુસ્તી લડનાર) ચાર પાંચ ઓરત રાખે છે અને કુસ્તી રમવાને બહાર પડે છે તેની અગાઉ સ્ત્રીભોગ કરે છે, અને જુદી જુદી સ્ત્રીઓને ભોગવ્યાથી માણસનું લોહી સુધરે છે. મુંબઇમાં, સુરતમાં, અને હીંદુસ્થાનનાં બીજા ભાગમાં વાદીની આબરૂ ઘણી હલકી હતી અને તે ઓરતોના છંદમાં પડેલો છે એ વાત પ્રસિદ્ધ હતી, અને તે પોતાની સેવકીઓને પોતાના ખાનગી ઓરડામાં લઇ જતો હતો. અને ત્યાં તેમની સાથે બદફેલી કરતો હતો અને આશરે દશ વરસ ઉપર બેટ મધ્યે એક મંદીરમાં વાદીએ ગુલાલ ઉરાડયો અને ગુલાલની ધુમસ ઉડી તેટલામાં પોતાને હાથે એક જુવાન સેવકીની છાતી પકડી જે ચાલ હીંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે વ્યભીચાર જેવી ગણવામાં આવે છે. વળી ૧૮૬૦ના વરસમાં મુંબઈ મધ્યે વાદી પોતાના ખાનગી ઓરડામાં એક સેવકીની સાથે ગયો અને ત્યાં આશરે એક કલાક રહી અને તેણીની સાથે સંગ કીધો. અને તેજ વરસમાં બીજી વેળાએ પણ તેણે તેવુંજ કર્મ કીધું અને લાઇબલની બીના છપાઇ તેની અગાઉ વાદીને તેની બદફેલીથી ઇંદ્રીનું દરદ અથવા ચાંદી થઇ હતી. અને પ્રતીવાદીઓ મધ્યેથી એક પ્રતીવાદી કરસનદાસ મુલજીએ વલ્લભાચાર્ય પંથમાં જન્મેલો છે અને તે પંથની આબરૂ જાળવવાને તથા કલ્યાણ કરવાને ઉલટ રાખે છે અને ઉપર જણાવેલી બદફેલી તથા અનીતિથી તેના દીલમાં ઘણું લાગે છે, અને તે પોતાના ટોળામાં સુધારો કરવાની ખાએશ રાખે છે, અને તેણે પોતાના પત્ર "સત્ય પ્રકાશ" મધ્યે એવી ઘણીએક બીના લખીને પોતાના ટોળામાં સુધારો કીધો છે. પ્રતીવાદીઓ વળી જણાવે છે કે વાદીએ પોતાના પંથનો તથા મહારાજોનો બચાવ કરવાને વાસ્તે ચોપાનીઆં તથા કેટલાંએક વર્તમાનપત્રોમાં લખવા માંડયું હતું, અને પોતાના "સ્વધર્મવર્ધક અને સંશયછેદક" ચોપાનીઆમાં એવું જણાવ્યું હતું કે જેની મરજીમાં આવે તે વાદીની સાથે શાસ્ત્રનો આધાર લઇને તકરાર કરે અને જે શાસ્ત્રના આધાર વગર તકરાર કરશે તેને અપ્રમાણીક ગણવામાં આવશે, અને વાદીએ ૨૯મી સપટેંબર ૧૮૬૦ના "ચાબુક" માં

એવું છપાવ્યું હતું કે જે પ્રમાણે એક શખ્સ કોટના દરવાજા આગળથી વાલકેશ્વર જવાને નીકળ્યો અને બીજો ભાયખલે તે પ્રમાણે વેદ અને પુરાણના જુદા જુદા રસ્તા નીકળ્યા છે, તે વાત લાઇબલની બીના મધ્યે તકરાર કરવાને ટાંકી છે, અને તે પ્રતીવાદીઓ જણાવે છે કે લાઇબલની બીનામાં લખ્યું છે કે બીજા કોઇ પણ પંથવાલાએ મહારાજોના જેવી બેહાઇ, નફટાઇ, ખંદાઇ લુચ્ચાઇ, ઠગાઇ કીધી નથી એ વાત ખરીજ છે. અને તેઓએ ભોળા લોકોની આંખમાં ધુળ છાંટી છે. અને મહારાજોએ પોતાનાં પુસ્તકોમાં સેવકોની વહુ દીકરીઓ બગાડવાનું લખ્યું છે અને તે પ્રમાણે તેઓ બગાડે છે તેથી " હમારા પેટમાં મોટા ભડકા ઉઠે છે " અને " હમોને ભોળા હીંદુ મિત્રો ઉપર અને તેઓની વિચારશકતી ઉપર અફસોસ કરવો પડે છે. " એ પ્રમાણે લાઇબલની બીનામાં જે લખ્યું છે તે વાજબીજ લખ્યું છે, અને વાદીના વડીલોએ ભોળાંઓની આંખમાં જુઠાઇની ધુળ છાંટીને આંધળા કીધા છે, અને જો વાદી પોતે પોતાના ધર્મનો ફેલાવો કરવા માગતો હોય તો તેણે પોતે સારાં આચરણ પકડીને બીજા મહારાજોને ઉપદેશ કરવો જોઇએ એટલા માટેજ પ્રતીવાદીઓએ લાઇબલવાળી બીના છાપીને પ્રગટ કીધી છે.

૮ મું. પ્રતીવાદીઓ જણાવે છે કે લાઇબલની બીનામાં લખેલી દરેક વાત ખરી અને વાજબી છે અને તેટલા વાસ્તે તેઓએ છાપીને પ્રગટ કરી છે, તે તેઓ સાબીત કરવાને તૈયાર છે.

---

## પ્રતીવાદીઓએ આપેલી "પ્લી" વીષે "કોન્સ્પીરસી."

મહારાજનો મુકદમો ચલાવનાર પરભુદાસ ઉપલી " પ્લી " ની નકલ લઇને કેટલાએક ભાટીઆઓને મળ્યો અને જણાવ્યું કે પ્રતીવાદીઓએ જે " પ્લી " આપી છે તે તેઓ સાબેત કરશે તો જદુનાથજી મહારાજ કજીઓ હારી જશે. એ ઉપર કેટલાએક ભાટીઆઓ ત્રણ ચાર વખત એકઠા થયા અને અને એવો ઠરાવ કીધો કે ભાટીઆઓનું આખું મહાજન ( ન્યાત ) મેળવીને એક લખત ઉપર સઘળા ભાટીઆઓની સહી લેવી. એ ઠરાવ પ્રમાણે તા. ૬ ઠી સપટેબર ૧૮૬૧ ને દીને ભાટીઆ લોકોનું મહાજન એલફીન્સ્ટન ઇન્સ્ટીટયુશનની સ્કુલ પાસે મહાજનવાડીમાં એકઠું થયું એ સભામાં તેઓએ એવો બંદોબસ્ત કીધો કે મહારાજની વીરૂધ જે કોઇ ભાટીઓ સાક્ષી આપે તેને ન્યાતના કાયદા પ્રમાણે પુછવું.

ઉપર જણાવેલો બંદોબસ્ત જે ભાટીઆઓએ કીધો તે સરકારી કાયદાની વીરૂધ હેવાથી "સત્ય પ્રકાશ" ના અધીપતીએ મજકુર બંદોબસ્ત કરવાની આગેવાની કરનાર નવ ભાટીઆ ગૃહસ્થો ઉપર "કોન્સ્પીરસી" નો આરોપ મુકયો અને તેની તપાસ પોલીસ મધે તા. ૧૧ મી સપટેંબર ૧૮૬૧ થી શરૂ થઈ તે તા. ૧૯ નવેંબરે (નવ દીવસ મેજીસ્ટ્રેટની હજુર સંભળાયા પછી) પુરી થઈ અને મેજીસ્ટ્રેટ મી. કાફડે એ મુકદમો સેશન્સ મધ્યે મોકલ્યો. તા. ૩ જી ડીસેંબરે જયારે સેશન્સ બેઠી ત્યારે ગ્રાંડ જુરીને "ચાર્જ" આપતી વેળાએ નામદાર જસ્ટીસ આરનોલ્ડે એ "કોન્સ્પીરસી" ના મુકદમા વીષે નીચે પ્રમાણે કહી સંભળાવ્યું—

"એ 'કોન્સ્પીરસી' ના મુકદમા મધ્યે ગોકુલદાસ લીલાધર અને બીજા આઠ જણા ઉપર એવો આરોપ મુકવામાં આવ્યો કે આ કોર્ટ મધ્યે લાઈબલનો મુકદમો નોધાએલો તે મુકદમા મધ્યે કેટલાએક સાહેદોઓને અટકાવવાને વાસ્તે તેઓએ મસલત કીધી અને એથી કરીને જાહેર ઈનસાફને ખલલ પહોંચાડી એ આરોપને લગતાં કાયદાનાં પુસ્તક મેં હાલ તપાસ્યાં નથી; પણ કાયદાની સાધારણ ખુબી મુજબ અને એના સરખા બીજા ચુકાદા જે થયા છે તે ઉપર ધ્યાન આપતાં એ અપરાધ એ શખ્સોની ઉપર લાગુ પડે છે તે વીષે મને કાંઈ પણ શક રહેતો નથી. જે બીના છે તે આ પ્રમાણે છે— "સત્ય પ્રકાશ" નો અધીપતી અને હું ધારૂં છું કે તેનું નામ કરસનદાસ મુલજી છે, તેણે મહારાજોની સામે કેટલીએક બીના છાપી છે; તે મધ્યેના એક મહારાજે તે અધીપતી અને છાપનારની ઉપર લાઈબલની ફરીઆદી માંડી છે, તેને વાસ્તે તે અધીપતીએ આ કોર્ટ મધે પોતાની લખેલી બીના સાબેત કરી આપવા વીશેની "પ્લી" રજુ કરી છે તે એવી મતલબથી કે મહારાજોને વીષે જે વાત લખી છે તે સઘળી ખરી છે અને તે સાબેત કરી આપવાને વાસ્તે એ અધીપતીને કેટલાએક સાહેદોઓની જરૂર છે. હવે એવું માલમ પડે છે કે તે અધીપતીની તરફમાં કોઈ સાક્ષી આપે તો તેને અટકાવવાના મતલબથી ગોકલદાસ લીલાધર અને બીજાઓ મસલત કરવાને માટે તથા જાહેર ઈનસાફને ખલલ પહોંચાડવાને એકઠા થયા જે આરોપ આ શખ્સોની ઉપર મુકવામાં આવ્યો છે તેજ મતલબસર એ લોકોએ સભા ભરી હતી એમાં કાંઈ શક નથી અને તેઓને વાજબીની રાહે તપાસને વાસ્તે સેશન્સમાં નોંધવામાં આવ્યા છે. એ મુકદમો કોઈ પણ રીતે મહારાજની વીરૂદ્ધ નથી. પણ મહારાજે પોતાની આબરૂનો બચાવ કરવાને માટે સુપ્રીમ કોર્ટ મધ્યે જે મુકદમો નોધાવ્યો છે તેને લગતો

છે, અને કોમ પણ તેના વતી અથવા તેને વાસ્તે આ કોર્ટમાં સાક્ષી આપવામાં ખલલ પહોંચાડવાની તજવીજ કરે તો તેઓએ ઇનસાફને હરકત પહોંચાડવાનો અપરાધ કીધો એમ કહેવાય. હવે સવાલ એ છે કે જે આરોપ એ શખ્સોની ઉપર મુકવામાં આવ્યો છે તે આરોપને માટે સાક્ષી પડી છે કે નહિ? જે સાક્ષી ( પોલીસ મધ્યે ) નોંધાએલી છે તે હું કબુલ કરૂં છું કે જરા ઉલટી સુલટી છે અને સમજ પડે એવી નથી, પણ એ નોંધાએલી સાક્ષી વાંચ્યાથી મને એવું ભાસે છે કે જે શખ્સોની ઉપર એ કોનસ્પીરસીનો આરોપ મુકયો છે તેઓની સામે (ગ્રાંડ) જુરી જો "ટ્રુબીલ" લાવશે તો વાજબી કહેવાશે. મારૂં એવું મન છે જે સાક્ષી નોંધાએલી છે તે ઉપરથી એ મુકદમો તપાસને માટે પુરતો લાયકનો થએલો છે અને ગ્રાંડ જુરી કાંઇ હરકત વગર "ટ્રુબીલ" લાવી શકે અને સાક્ષી મજબુત છે કે નહીં તેનો વિચાર પ્રેટી જુરીને સોંપવો જોઇએ !! ગ્રાંડ જુરીએ ટ્રુબીલ કીધા ઉપરથી તા૦ ૧૨ મી ડીસેંબરે એ મુકદમાની તપાસ શરૂ થઇ.

---

## ભાટીઆ કોન્સ્પીરસી કેસની તપાસ.

સુપ્રીમ કોર્ટ; ક્રાઉન સાઈડ, ૪ થી; અપરાધીઓની સેશન.

( સર જોસફ આરનોલ્ડની હજુર. )

**પ્રતીવાદીઓના નામ**–ગોકળદાસ લીલાધર, લખમીદાસ દામજી, આડત કીરપાલ, કાનજી શામજી, મુલજી મોરારજી, દામજી હીરા, રાગુ શામજી, દયાલ જેરાજ, ભગવાનજી દવારકાંદાસ.

**વાદી** કરસનદાસ મુલજીના તરફથી મી૦ આનસ્ટી તથા મી૦ ડનબાર. પ્રતીવાદીઓની તરફથી મી એલી, મી. બારટન, મી ગ્રીન, મી. કાનન.

( બહસ્પતવાર; તા૦ ૧૨ મી ડીસેંબર, ૧૮૬૧ )

વાદીની તરફથી મી૦ આનસ્ટીએ મુકદમો ઉઘાડતી વેલાએ આશરે એક કલાક સુધી ભાષણ કરી સભળાવ્યુ તેનો સાર એ હતો કે 'આ સુપ્રીમ કોર્ટ મધ્યે લાઇબલનો મુકદમો નોંધાએલો છે, અને તેની તપાસ હજુ થવાની છે. એ મુકદમા મધ્યે મહારાજની વીરૂદ્ધ કોઇ સાહેદી આપે નહિ અથવા સાહેદી આપવા આવે નહી એવો આરોપ ઇનડાઇમેંટ' મધે પાંચ જુદા જુદા આકારમાં નોંધ્યો છે. આ મુકદમા મધ્યેનો વાદી, સુધારાની ટોળીમધ્યનો કહેવાય છે, અને તેણે પોતાના પત્રમાં સુધારાના વિચારો જાહેર પાડયા છે. હીંદુ ધર્મની સારી વાતો પુરાતન વખતની છે અને હાલના જમાનામાં પાંખડીઓએ નવાં

પાખંડ ઉભાં કરી ખરાબ કરી નાખી છે. અને તેઓ ધર્મને નામે કેટલાંક એવાં કામ કરે છે કે તે અસલ ધર્મથી ઉલટાં અને અનીતિ ભરેલાં છે એવા પાખંડીઓનાં પાખંડ અનીત જાહેરમાં લાવવાને વાદીએ પોતાની ફરજ જાણી છે. લાઇબલની જે ફરીઆદી વાદીના ઉપર માંડવામાં આવી છે તે વિષે તે હાલ હું એટલું જણાવવા માગું છું કે તેણે જે કાંઇ બીના (મહારાજ વીષે) લખી છે બોલેબોલ સાબેત કરવાને માથે લીધુ છે અને સાબીત કરવાને કેટલાએક ભાટીઆઓની સાહેદી તેને ઘણીજ અગત્યની છે. પણ આ વાત જ્યારે બહાર પડી કે વાદીએ મહારાજ વીષે જે કાંઇ લખ્યું છે તે બોલેબોલ સાબેત કરવાને તૈયાર થયો છે ત્યારે તેને પુરાવો આપવાને બની નહી આવે એવી મતલબથી આ લોકોએ સખત ઉપાય કીધા અને તે માટે માગ કુને કોર્ટનો આશરો લેવાની ફરજ થઇ પડી છે કોન્સ્પીરસીની શરૂઆત કેવી રીતે થઇ, તે બાબત કેવી ગોઠવણો થઇ અને તેને લગતી કેટલી સભાઓ ભરવામાં આવી એ સઘળી વાત સાહેદીઓથી રજુ થશે."

**કરસનદાસ મુલજી**-"હું રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશનો અધીપતિ છું. હું વલ્લભાચાર્યના પંથમાંનો છું. મહારાજો એ પંથના ગુરૂ છે. હીંદુસ્થાનમાં આશરે ૬૦થી૭૦ મહારાજ છે. આ કોર્ટ મધ્યે જદુનાથજી મહારાજ માંડેલી લાઇબલની ફરીઆદીમાં હું એક પ્રતીવાદી છું 'સત્ય પ્રકાશ' વર્તમાનપત્રમાં એક બીના લખાઇ છે તેને વાસ્તે એ ફરીઆદી માંડવામાં આવી છે. 'સત્ય પ્રકાશ' ૧૮૬૧ ની શરૂઆતથી 'રાસ્ત ગોફતાર' ની સાથે જોડાયુ છે, અને તે "રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ" ને નામે ઓળખાય છે. જે બીના મેં 'સત્ય પ્રકાશ' મધ્યે લખી તે સાબીત કરી આપવાની 'પ્લી' મે કોર્ટ મધ્યે રજુ કીધી છે. એ લાઇબલની બીના મધ્યે મેં મહારાજોના પંથ તથા તેમનાં આચરણ ઉપર ટીકા કીધી છે. મારી લખેલી બીના સાબીત કરવાને વાસ્તે કેટલાક સાહેદીઓને રજુ કરવાને હું તૈયાર છું. એ સાહેદીઓની જુબાની મ્હોડેથી અને દસ્તાવેજોથી રજુ કરવામાં આવશે તે મધ્યેનો એક દસ્તાવેજ ગોકુલનાથજી મહારાજની ટીકા વીષેનો છે. મેં ઘણાએક ભાટીઆઓને સાહેદી સમન આપ્યા છે તથા ઘણાઓને સાહેદી આપવાને બોલાવ્યા છે. એઓનાં નામ હાલ જો જાહેર થાય તો મને લાઇબલના મુકદમામાં નુકસાન પહોંચે. ભાટીઆનું મહાજન મળ્યું હોય ત્યાં જવાનો મને અખત્યાર નથી. કેટલાક ભાટીઆઓની મારફતે મને ખબર મળી તે ઉપરથી આ નવ બંધવાઓ ઉપર ૯ મી સપટેંબરે મેં સમન કહાડયા; અને ૧૧ મી સપટેંબરે મી૦ ક્રાફર્ડ આગળ એઓની હજુરમાં મારી મુખજુબાની આપી. પોલીસમાં તે વેળા આશરે ૨૦૦૦

થી ૩૦૦૦ ભાટીઆ હતા. જેવો હું પોલીસ કોર્ટમાંથી બહાર નીકળ્યો તેવો મારી ઉપર હુમલો થયો. કેટલાક ભાટીઆ મારી ઉપર તુટી પડ્યા. હું કાંઇ બોલ્યો નહીં તથા પ્રતીવાદીઓ પણ કાંઇ બોલ્યા નહીં. પોલીસ મધ્યે આવીને મેં માજીસ્ટ્રેટ સાહેબ પાસેથી આશરો માગ્યો. ( આ નવ મધ્યેના ) કોઇ પણ પ્રતીવાદી ઉપર મેં હુમલો કીધો નથી.

ઉલટ પાલટ તપાસ–" મારી ઉમર અઠાવીશ વરસની છે. જેઓ સુધારાવાળા કહેવાય છે તે મધ્યેનો હું એક છું. મહાજનની સત્તા તળે હું છું એમ હું સમજતો નથી. આ લાઇબલની બીનાને હું ગલીચ ગણુતો નથી. તે કોઇ પણ રીતે ગલીચ નથી. મહારાજો હમારા લોકોની વહુ દીકરીઓને બગાડે છે, એ વાત દુનીઆમાં જાહેર કરવી તેને હું ગલીચ સમજતો નથી. હું ધારૂં છું કે એવા લખાણથી અનીતિનો સુધારો થશે. પ્રતીવાદીઓ સુધારાની ટોળીના કહેવાતા નથી. નાતમાં તડાં છે તે ફક્ત મતફેરને લીધે છે. નાતમાં કાંઇ ટંટો નથી. મારી નાત સાથે મને સઘળી તરેહનો નાતજાતનો વહેવાર છે. લાઇબલની બીના છાપવામાં આવી તે "સત્ય પ્રકાશ" માં બીજો પ્રતીવાદી એ પત્રનો છાપનાર હતો. આશરે છ વરસ થયાં વર્તમાનપત્રો સાથે મારો સંબંધ છે. ૧૮૫૮ ના જુનમાં હું "સત્ય પ્રકાશ" નો અધીપતી હતો. મેં આગળ ઘણી વેળાએ મહારાજની વીરૂદ્ધ છાપી પ્રગટ કીધું છે. મેં તેઓને કાંઇ ગાળો દીધી નથી. તેઓનાં આચરણ કેવાં છે તે હું આજ કેટલાક વરસ થયાં જાહેર કરતો આવ્યો છું. જેમ વખત ગયો તેમ મેં તેઓને ગાળો દીધી નથી, પણ તેઓને અરજ કરીને ઘણી વેળા કહ્યું છે કે એવાં ખરાબ આચરણથી દુર રહો. ૧૮૫૮માં ભાટીઆઓનું મહાજન એ વીષે વિચાર કરવાને મળ્યું હતું તે મને યાદ છે. તેઓએ લાઇબલની ફરીઆદી માંડવાનો ઠરાવ કીધો કે નહી તે હું જાણતો નથી. તે સભાનો હેવાલ "સત્ય પ્રકાશ" પત્ર મધ્યે પ્રગટ થયો છે કે નહીં તે મને યાદ નથી. મુંબઇમાં આશરે ૧૦૦૦૦ ભાટીઆ છે. તેઓ સઘળા મહારાજને ધર્મગુરૂ માને છે હું મહારાજોને ધર્મગુરૂ લેખે ગણું છું, પણ ઇશ્વર ગણુતો નથી. ભાટીઆ અને બીજા લોકો તો તેઓને ઇશ્વરથી પણ મોટા ગણે છે. મારી પુંજી હજાર રૂપીઆની અથવા તેથી ઓછી છે કે નહી તે જણાવવાને હું ના પાડુ છું. હાલ આ મુકદમાનો ખર્ચ હું આપું છું. મારા કુટુંબમાં આવું સ્વતંત્રપણું ફક્ત મેંજ પકડ્યું છે. મ્હારા જેવા વિચારના પચાસથી વધારે વાણીઆ નહી હશે. લાઇબલની ફરીઆદીમાં મેં આશરે ૫૦ શખ્શોને સાહેદી સમન આપ્યા છે. તે મધ્યેના ચાર પાંચ ભાટીઆઓએ મને જણાવ્યું કે તેઓને ધાસ્તી આપવામાં આવી છે તે મધ્યેના બે જણાએ માજીસ્ટ્રેટની

હજુર સાહેદી આપી. ત્રીજા ( ભાટીઆ ) ખટાઉ મકનજીને બોલાવ્યો પણ તે હાજર થયો નહી. આ ફરીઆદીનો ખર્ચ ગોકલદાસ તેજપાલ આપતો નથી. ગોકલદાસ તેજપાલે એ કામને સારૂ કાંઇ રકમ કહાડી છે કે નહી તે વીષે મને ખબર નથી. હું એક ભલા અને નીતિના કામને માટે આ મુકદમો ચલાવું છું. અને મને પુરી આશા છે કે સુધારાના મિત્રો તેનો બોજો મારે માથે પડવા દેશે નહી. અત્યાર સુધી મને એ નનામી ચીઠીમાં ૬૦૦ રૂપીઆ મલ્યા છે. જ્યારે મારી ઉપર હુમલો થયો ત્યારે પ્રતીવાદીઓ પોલીસમાં હતા. તે પછી હું કેટલીએક વખત પોલીસમાં ગયો, પણ કાંઇ હુમલો થયો નહી."

પાછી તપાસ–"બીજી વખત હુમલો નહી, થાય તેને માટે માજસ્ટ્રેટે ઘટતી સંભાળ લીધી. બીજે દહાડે મી૦ ક્રાફર્ડે ભાટીઆઓને એ વિષે સુચના કીધી. ત્યાર પછી મી૦ ફારજેટ પોતે હાજર થયો હતો અને પોલીસ મધ્યે થોડાજ ભાટીઆને આવવા દીધા હતા. મહારાજને ઈશ્વર પ્રમાણે અને ગુરૂ પ્રમાણે પુજવા એ બે વાત હું જુદી ગણું છું. મારી પુંજી હજાર રૂપીઆની કે તેથી ઓછી છે તે જણાવવાને હું ના પાડું છું તે એટલા માટે કે એ સવાલને આ મુકદમા સાથે લાગતું વળગતું નથી. મહારાજોનાં આચરણ વીષે મેં જે મારા પત્રમાં લખ્યું છે તે વર્તમાનપત્રના અધીપતી લેખે મારી ફરજ પ્રમાણે જેમ બને તેમ અંદાજાથી લખ્યું છે."

**લખમીદાસ ખીમજી**—"ભાટીઆ જ્ઞાતિનો હું એક મુખ્ય શેઠ છું. નાતનું મહાજન મળે તેની અગાઉ મારી રજા લેવી જોઇએ. તા૦ ૬ ઠી સપટેમ્બરે મળેલાં મહાજન પીષે મારી રજા લેવામાં આવી નહોતી. મેં પહેલવહેલું એ ત્રણ દીવસ અગાઉથી સાંભળ્યું કે મહાજન મલનાર છે. એ મહાજન મળવા વિષે પ્રતીવાદી લખમીદાસ દામજી સાથે મારે વાતચીત થઇ હતી. તેણે મને કહ્યું કે મહાજન વાડીમાં મહાજન મળનાર છે ત્યાં ચાલો આપણે જઇએ. મેં પુછ્યું કે શા વાસ્તે એ મહાજન એકઠું થનાર છે? તેણે જવાબ દીધો કે ગોકુલનાથજી વિષે "સત્ય પ્રકાશ"મા એ ટીકા છપાઇ તે ખોટી છે તેટલા વાસ્તે મહાજન ભેગું થનાર છે. મેં પુછ્યું કે તમે એ ટીકા કોઈ શાસ્ત્રીને દેખાડી છે? તેણે જવાબ આપ્યો કે, નહી. મેં કહ્યું કે આપણા ૧૦ અથવા ૨૦ શાસ્ત્રીઓને એકઠા કરીને એ ટીકા વીષે તેમનું મત લઇએ. ગોકુલનાથજી મહારાજ આશરે ૨૦૦ વર્ષ ઉપર થઈ ગયો છે અને તેના પુસ્તકોને હમારા પંથના લોકો માન આપે છે. મેં કહ્યું કે સઘળા શાસ્ત્રીઓનો

વિચાર લઇને તે લખત ઉપર તેઓની સહી લેવી અને તેની નીચે આપણી સહી કરવી. લખમીદાસ દામજીએ કહ્યું કે, "નહી, ચાલો આપણે જઇએ, ત્યાં સઘળા ભેળા થયા છે," મેં કહ્યું કે જ્યાં સુધી આપણે તેનો અર્થ જાણીએ નહીં ત્યાં સુધી આપણે સહી કેમ કરીએ? લખમીદાસ દામજીએ કહ્યું કે, "તેઓ સઘળા સહી કરવાના છે માટે અપણે પણ કરવી જોઇએ." મેં કહ્યું કે, સુપ્રીમ કોર્ટમાં સાહેદી આપવા માટે પ્રતીવાદીની તરફથી મને સમન મળ્યો છે, તેટલા વાસ્તે હું ત્યાં આવુ તો તકરાર ઉઠાવીશ. તેણે કહ્યું કે, મહારાજની વીરૂધ તમારે કોર્ટમાં સાહેદી આપવી જોઇએ નહીં. તમારાં બચ્ચાં છોકરાં છે તેને તમારે પરણાવવાં છે. મેં કહ્યુ કે જો હું મહાજનમાં આવીશ તો તકરાર ઉઠાવીશ. તેણે કહ્યું કે, મહાજનવાડીમાં એવો બંદોબસ્ત થવાનો છે કે મહાજનની વીરૂધ જે કોઇ સાક્ષી પુરશે તેને ન્યાત સજા કરશે. તે ઉપરથી હું એમ સમજ્યો કે જો હું સાહેદી આપીશ તો મને ન્યાત બહાર મુકશે, તથા તેનું ફળ એ ઉપજશે કે મારાં છોકરાંઓને હું પરણાવી શકીશ નહી. બીજે દહાડે ગોકલદાસ તેજપાલને તથા (પ્રતીવાદી) દયાલ જેરાજને હું મળ્યો લખમીદાસ દામજી સાથે મહાજન મળ્યું તે દહાડે મારે વાત થઇ. બીજે દહાડે દયાલ જેરામની સાથે સેક્રેટરી ઓફીસની સામે ગોકલદાસ તેજપાલની ઓફીસમાં મારે વાત થઇ. દયાલને મેં પુછ્યું કે મહાજનવાડીમાં શું થયું? દયાલે કહ્યું કે, સુપ્રીમ કોર્ટમાં મહારાજની વીરૂધ્ધ અને છાપાવાળાની તરફ જે કોઇ સાહેદી પુરે તેને સજા કરવાનું ઠર્યું છે. મેં કહ્યું કે, એવો બંદોબસ્ત કર્યાની અગાઉ મહારાજોનો વ્યભીચાર અટકાવવાનો બંદોબસ્ત કરવો જોઇતો હતો. દયાલે કહ્યું કે, 'મહારાજ વ્યભીચાર કરે છે તે વાત ખરી, પણ તે વીષેનો બંદોબસ્ત જો હમણાં થાય તો મહારાજ કજીઓ હારી જાય. દયાલે બીજું એવું જણાવ્યું, જે 'એ છઠી સપટેંબરની અગાઉ બીજી બે ત્રણ છુપી સભા મળી હતી. એક ભાયખલે મળી અને બીજી કમા રામજીને ત્યાં મળી હતી, અને ત્યાં એક એવું લખત બનાવવામાં આવ્યું કે કોઇએ છાપાવાળાની તરફથી સાહેદી પુરવી નહી. ત્રીજી સભા ચીમનલાલજીના મંદીરે મળી હતી. દયાલે કહ્યું કે 'હું બધી સભામાં હાજર થયો હતો.' અને બીજા જેઓ હાજર થયા હતા તેનાં નામ તેણે લીધાં. ભાઇખલા મધ્યે પ્રતીવાદીઓ ગોકલદાસ લીલાધર, આડત ઠીરપાલ, ભગવાનજી દ્વારકાંદાસ, એઓ તથા બીજા કેટલાક હાજર હતા. ચીમનલાલજીના મંદીરમાં કોણ

આવ્યા હતા તેનાં નામ તેણે દીધાં નહીં. પણ તેણે કહ્યું કે, એ સઘળા મળી આશરે ૭૫ થી ૧૦૦ આસામી ત્યાં હાજર હતા. ગોકલદાસે કહ્યું કે, મહારાજનો વ્યભીચાર છોડવવા માટે કાંઇ ગોઠવણ થવી જોઇએ. મેં દયાલને પુછ્યું કે તમને સમન મળ્યો હોય તો તમે શું બોલો? તેણે જવાબ દીધો કે ધર્મને વાસ્તે હું જુઠું બોલીશ અને બીજા દશ હજાર ભાટીઆ જેઓએ સહી કરી છે તેઓ પણ એમજ બોલશે.' મથુરાદાસ લવજીનું નામ પણ લેવામાં આવ્યું હતું. દયાલે કહ્યું કે કરસનદાસ મુલજીને મથુરાદાસ મદદ કરે છે અને જેઓ મહારાજની વિરૂધ સાક્ષી આપશે તેઓને ન્યાતબહાર મુકવામાં આવશે.' નવ પ્રતીવાદીઓ સાથે મારે સારૂં છે અને તેમાં લખમીદાસ દામજીની સાથે મારે દોસ્તી છે.

ઉલટપાલટ તપાસ—" દયાલ જેરાજ સાથે મારે વાત થઇ ત્યારે ગોકલદાસ તેજપાલ હાજર હતો. ૬ ઠી સપટેંબરની સભા વીષે મેં મી૦ ફ્રારજેટને લખી જણાવ્યું હતું."

**વીલીઅમ હેનરી ક્રાફર્ડ**—" હું આ કોર્ટ મધ્યે વકીલનું કામ ચલાવું છું, વાદીને પોલીસ કોર્ટમાં મેં એક દહાડે જોયો અને હું ધારૂં છું કે માજીસ્ટ્રેટે પણ તેને જોયો. જ્યારે હું બારી આગળ ગયો ત્યારે આખો મોહોલો માણસોની ઠઠથી ભરાઇ ગયો હતો, અને મેં વાદીને એ ભીડમાં ધકાધકીમાં આવેલો અને પોતાનો જાન બચાવવાને માટે સામેના ઘર ઉપર ચડી જતાં દીઠો.

ઉલટપાલટ તપાસ—આ નવ પ્રતીવાદીઓને પણ મેં ત્યાં દીઠા હતા. તે મધ્યેના કોઇ કોઇએ તેને હાથ લગાડયો કે નહીં તે હું કહી શકતો નથી."

**હરજીવન જીવરાજ**—" હું ભાટીઓ છું. લખમીદાસ ગોકલદાસની કંપનીમાં મહેતો છું. ૬ ઠી સપટેંબરની ભાટીઆ મહાજનની સભામાં હું ગયો હતો. ત્યાં હું પાચ વાગે જઇ પુગ્યો. નવ પ્રતીવાદીઓને મેં ત્યાં દીઠા. જ્યારે હું ગયો ત્યારે સઘળા ત્યાં હતા. હું ત્યાંથી ાાા અથવા ૮ કલાકે નીકળ્યો. સભાનું કામ પાાા અથવા ૬ વાગે શરૂ થયું. ગોકલદાસ અને બીજાઓએ થાનાઇ જેઠા બ્રાહ્મણને બોલાવ્યો. ગોકલદાસે કહ્યું કે, 'જેઠા અહીં આવ.' ગોકલદાસ ઓટલા ઉપર બેઠા હતા. જેઠા ઉભો હતો. ગોકલદાસે જેઠાને કહ્યું કે, આ સઘળા લોકોને કહે કે અહીંઆ [illegible] તકરાર લેવી નહીં અને બોલવું નહિં. જેઓને સહી કરવી

હોય તે સહી કરે અને જેઓની મરજી ન હોય તે નહીં કરે. જેઠાએ લોકોને તે પ્રમાણે કહ્યું. જે ઠેકાણે શેઠીઆ બેઠા હતા તે ઠેકાણે સેતરંજી પાથરેલી હતી. નવ પ્રતીવાદીઓ તથા બીજા આશરે ૨૫ થી ૫૦ અસામી સેતરંજી ઉપર બેઠેલા હતા. આશરે બે ત્રણ હજાર લોકો હાજર હતા. સેતરંજી ઉપર નવ પ્રતીવાદી સીવાય બીજા ૧૨ કે ૧૫ શેઠીઆ બેઠા હતા, અને આશરે ૧૫૦૦ કે ૧૭૦૦ માણસ ઓટલા ઉપર બેઠા હતા, અને આશરે ૫૦૦ કે ૭૦૦ નીચે હતા. પ્રતીવાદીઓ મુલજી અને દામજી આવજાવ કરતા હતા અને લોકોને બેસાડતા હતા. મુલજી અને દામજી કાંઇ શેઠીઆ નથી. આડત ફીરપાલે ચોપડી વાંચી સંભળાવી. ગોકલદાસે કહ્યું કે આડત, આ બુક વાંચ અને આડતે વાંચી સંભળાવી. કેટલુંક મારા સાંભળવામાં આવ્યું અને કેટલુંક નહીં આવ્યું મેં એવું સાંભળ્યું કે ગોકલનાથજીની ટીકાનો અર્થ છાપાવાળાએ છાપ્યો છે તે ખરો છે એવું જે લોકો સમજતા હોય તેઓએ સહી ન કરવી; અને જેઓ તે અર્થ ખોટો સમજતા હોય તેઓએ સહી કરવી અને જે કોઇ સહી નહી કરશે તેને ન્યાત સજા કરશે. ત્યાર પછી કાનજી શામજીએ કાગળ વાંચ્યો અને તેને મેં એમ બોલતાં સાંભળ્યો કે છાપાવાળાની તરફથી જે સાહેદી આપશે તેને ન્યાત શીક્ષા કરશે અને જે સહી નહીં કરશે તે ન્યાતબહાર થશે. પછી તે બોલ્યો કે સહી કરો, સહી કરો. વાંચવાનું થઇ રહ્યા પછી સહી કરવા માટે ચોપડી આપવામાં આવી. એવું જણાવવામાં આવ્યું કે સહી કર્યા વગર લોકોએ જવું નહીં, અને જે કોઈને પોતાનો ધર્મ વ્હાલો હશે તે સહી કરશે. પ્રતીવાદીઓ મુલજી અને દામજી બોલતા હતા કે, ભાઇઓ સહી કરો, ત્યારે લોકો સહી કરવા લાગ્યા. હું સહી કીધા વગર બહાર નીકળ્યો. પહેલી સહી કોણે કરી તે મને ખબર નથી. ગોકલદાસને તથા લખમીદાસને સહી કરતાં મેં જોયા. રાગુ અને બીજાઓ સહી લેતા હતા. કેટલાક પ્રતીવાદીઓ સહી લઇને અને કેટલાક કલમ લઇને ઉભા હતા.

લોકો આવજાવ કરતા હતા જ્યારે હું દરવાજા પાસે આવ્યો ત્યારે ત્યાં એક બાંક આડો મુકેલો હતો, રાગુ તેના ઉપર બેઠો હતો. (પ્રતીવાદીઓ) દામજી અને મુલજી પણ ત્યાં હતા. પ્રતીવાદીઓ રાગુ અને દામજી બોલ્યા કે, ભાઇઓ સહી કર્યા વગર જતા ના. હું જ્યારે બહાર નીકળ્યો ત્યારે રાગુએ મને પુછ્યું કે તમે સહી કરી? મેં કહ્યું કે, નહીં. ત્યારે તેણે મને પુછ્યું કે તમે કાલે સહી કરશો? મેં કહ્યું કે, હા. ત્યાર પછી મેં સહી કીધી નથી. મને (વાડીની) બહાર જવું હતું એટલા માટે મેં કહ્યું કે

હું કાલે સહી કરીશ. દરવાજા બહાર નીકળ્યા પછી હું થોડી વાર ત્યાં ઉભો રહ્યો અને એક માણસને બોલતાં સાંભળ્યો કે દરવાજા બંધ કરો અને કોઈને બહાર જવા દેશોમાં. દરવાજા બંધ થતાં મેં દીઠાં, દરવાજાની બારી ઉઘાડી મુકી, રાણુ હેન્ડબીલ વહેચતો હતો તે રાણુ પાસેથી હું લેવા જતો હતો તેવામાં એક માણસે મને આપ્યું તે મે થોડું વાચ્યું અને પછી મારી પાસે રેહેવા દીધું. ત્યાર પછી મેં તે લખમીદાસ ખીમજીને આપ્યું".

તે હેંડબીલનો ઇંગ્રેજી તરજુમો મી૦ આનસ્ટીએ કોર્ટ મધ્યે વાંચી સંભળાવ્યો. તે હેંડબીલ જેમનું તેમ નીચે પ્રગટ કીધું છે.

## જાહેર ખબર.

સરવે ભાટીઆનાં શેઠીઆઓ તથા સમસ્ત વૈશનવ માહાજનને જાણ કરવામાં આવે છે જે હાલમાં કરસનદાસ મુલજી ઉપરથી શ્રી જદુનાથજી માહારાજે ( લાયબલ )ની ફરીઆદી કરેલી છે. એ ધનીએ પોતાનાં શતીઅ પ્રકાશમાં હેવું લખીઉં જે, પોતે " ભોગવીઆ અગાઉ, પોતાની પરણેલી બાયડી પણ ગુશાંઇજી મહારાજને શોપવી અને પોતાનાં બેટા બેટી પણ તમને શોપવાં. પરણીઆ પછી પોતે ભોગાવીઆ પહેલાંજ, ગુશાંઇજી મહારાજને અરપણ કરીઆ પછી પોતાનાં કામમાં લેવી એવી રીતે શ્રી ગોકલ નાથજીએ બરહમ શમબંધનાં ગ્રંથ ઉપર ટીકા કીધેલી છે અને એજ પરમાણે, મહારાજો પોતાના શેવકોની કાચી કુવારી વહુ દીકરીઓને ભોગવે છે " એ પરમાણે સત્ય પ્રકાશમાં લખી જણાવીઉં છે અને ફરીઆદીનાં જવાબમાં પણ એ ધણીએ હેવું કહ્યું છે જે, "શને ૧૮૫૫ નાં વરસમાં ભાટીઆનુ માહાજન એ વાતનો બન્દોબસ્ત કરવાને એકઠું મલ્યું હતું, તેથી એ મહાજનની પુરવારી કજીઓ નીકલવાનાં વખતે આપશે" એ પ્રમાણે હમારા શાંભલીઆમાં આવીઉ છે. માટે, હમો સરવે ભાઇઓને જાહેર કરીએ છીએ જે કોઈ દીવસ પણ ઉપર લખવા શરીખો બનદોબસ્ત કરવા શારૂ માહાજન મલીઉ નથી અને ઉપર લખવા પ્રમાણે લખત પતર ઉપર કોઈની શહીઓ પણ થએલી નથી. ઉપર જણાવેલી બીનાં શીવાએ, બીજા કારણોને માટે કેટલીએક વખત મહાજનની સહીઓ થયેલી છે તે શહીઓનાં દશતાવેજ, માહાજનનાં મુખીઅ શેઠીઆઓ પાસે માહાજનની તરફથી, અનામત રાખેલા છે. માટે એ શહીઓનાં કરનારા અતરેના શેઠીઆઓને જાણ કરે છે જે, કેટલાએક સુધારાવાલાઓ અનામત રાખેલા દશતાવેજોની સહીઓ મુખીઅ શેઠીઆઓની પાશેથી કહાડાવીને એ કજીઆ વીશે, ઉપર લખેલી બીનાને

ટેકો આપવા શારૂ કોરટ મધે પુરવારી આપવાની તજવીજ કરે છે હેવું હમારા શાંભલીઆમાં આવીઉં છે. માટે, એ વાત જો બનશે, અને એ સહીઓનાં દશતાવેજ જે ધણીઓ પાસે અનામત છે તે જો આપેઆમાં આવશે તો, તો તેનું જોખમ તે આપનાર ધણીને માથે છે, એટલીજ અરજ:-

તારીખ ૪ થો સપટેંબર ૧૮૬૧.

લી૦ આગલા દશતાવેજ મધે શહીઓ
કરનારા કેટલાએક ભાટીઆઓ.

**ઉલટ પાલટ તપાસ**—"મેં તે હેંડબીલ વાંચ્યું છે. ફરીથી તે ચોપડી મને દેખાડવામાં આવે તો તે હું ઓળખી શકું નહી. મને દેખાડી તેવી ફુલ્સકેપના કદની અંગ્રેજી બુક જેવી તે હતી. આડત ફીરપાલે તેમાંથી વાંચી સંભાળાવ્યું.

**ખટાઉ લધા**—"હું ભાટીઓ છું, રૂનો વેપાર કરૂં છું, ૬ ઠી સપટેમ્બરે મળેલી ભાટીઆ મહાજનની સભામાં ગયો હતો. સભા મળી તે દીને સવારના થાનાઇ ફરીને લોકોને જણાવી ગયો હતો કે આજે મહાજન એકઠું થનાર છે. એ વીષે જીવનજી મહારાજના મંદીર આગળ પણ મેં સાંભળ્યું હતું. એ સભાની મતલબ સર્વે લોકોને જાણીતી હતી. કેટલાકએક લોકો જાણતા હતા કે કેટલીક છુપી સભા મળી હતી એ સભાની મતલબ પ્રસીદ્ધ હતી. તે એ કે લાઇબલના મુકદમા વીષે બંદોબસ્ત કરવો અને મહારાજની સામે જે કોઇ સાહેદી આપે તેને અટકાવવા. તે દહાડે પાછલા પ્હોરના પ્રતીવાદીઓ દયાલ જેરાજ તથા ભગવાનજી દ્વારકાંદાસને જીવરાજ બાલુની પેહેડા ઉપર એક કે બે વાગ્યાને સુમારે હું મળ્યો હતો. તે વખત ત્યાં ગોકલદાસ તેજપાલ, ખટાઉ મકનજી, મારા બે ભાઇ અને બીજા મળી આઠ દશ જણ બેઠા હતા. એ સભા વિષે દયાલ જેરાજે બીજાઓને કહ્યું. ખટાઉ મકનજીએ દયાલને પુછ્યું કે આજે મહાજન શા માટે ભેળું થાય છે. દયાલ અને ભગવાનજી બોલ્યા કે, કાંઇ બંદોબસ્ત કરવા સારૂ ભેળું થાય છે: ખટાઉ મકનજી પુછ્યું કે, મહારાજના વ્યભીચાર સંબધી કાંઇ બંદોબસ્ત કરો તો ઠીક. દયાલે કહ્યું કે, મહારાજ વ્યાભીચાર કરે છે એ વાત ખરી પણ તે વીષે ઘોંઘાટ કરીએ તો કોરટમાં મહારાજ કજીઓ હારી જાય. દયાલે બીજું જણાવ્યું કે, 'જો હમને સાહેદી આપવાને બોલાવશે અને હમને સોગન આપીને પુછશે તો હમે સાફ કહેશું કે મહારાજ વ્યભીચાર કરતા નથી હું સાંજના પાંચ વાગે મહાજનની સભામાં ગયો.

( શુક્રવાર, તા૦ ૧૩ મી ડીશેમ્બર. )

જયારે હું ત્યાં ગયો ત્યારે બેસો ત્રણુસો માણસ આવેલા હતા. ત્યાર પછી બીજા ઘણા લોકો આવ્યા. હું ત્યાં ગયો ત્યારે બધા પ્રતીવાદીઓ ત્યાં હતા. પ્રતીવાદીઓ દામજી હીરા અને મુલજી મોરારજી લોકોને બેસાડતા હતા. સભાનું કામ શરૂ થયું તેની અગાઉ ગોકલદાસ લીલાધર, દયાલ જેરાજ અને ભગવાનજી દ્વારકાદાસ જરા દુર જઈ થોડી વાર સુધી મસલત કરી પાછા આવ્યા. ૬ાા કલાકને સુમારે સભાનું કામ શરૂ થયું. રાગુ શામજીને પાસે એક બુક હતી, તે મેં જોઈ. તેણે તે બુક પીછોડીમાં ઢાંકેલી હતી. તે બહાર કહાડી. ગોકલદાસે કહ્યું કે "આડત, આ ચોપડીમાંથી વાંચી સંભળાવ. આડતે વાંચી સંભળાવ્યું. હું સુમારે પાંચ કદમ દુર હતો. જે કાંઇ વંચાયું તે બધળું મેં સાંભળ્યુ તેની મતલબ મને યાદ છે, તે એ કે છાપાવાળાએ ગોકલનાથજીની ટીકા ખોટી છાપી છે, અને જે ખોટી સમજતા હોય તે સહી કરે અને જેઓ ખોટી સમજતા નહિં હોય તેઓ સહી નહિં કરે. જેઓ પોતાનો ધર્મ સાચો સમજતા હોય તેઓ તથા જેઓ એવું સમજતા હોય કે હાલના મહારાજો વ્યભીચાર કરતા નથી તેઓ સહી કરે; અને છાપાવાળાઓને તથા તેઓને મદદ કરનારાઓ કાયદા પ્રમાણે પુછવામાં આવશે, કયો કાયદો તે તેઓએ જણાવ્યું નહીં પણ હું સમજ્યો કે ન્યાતનો કાયદો, અને ન્યાતના લોકો તેઓને બોલાવીને પુછે. આ વાત લાંબી મુદતની છે, માટે મને એટલુંજ યાદ રહ્યું છે. તે પછી પ્રતીવાદી કાનજી શામજીએ ભાષણ કીધું. તે આડત કીરપાલની પાછળ ઉભો હતો અને મારાથી પાંચ કદમ દુર હતો. જ્યારે કાનજી બોલતો હતો ત્યારે તેના હાથમાં કાગળ હતું, કાનજી બોલ્યો કે આપણો ધર્મ સાચો છે, આપણા ધર્મમાં નહાવું ધોવું, દેવપુજા કરવી, તીર્થ જાત્રાએ જવું એવું કહેલું છે, અને છાપાવાળાઓ ધર્મ ખુબ નીંદે છે અને એ છાપાવાળાઓને જે કોઇ મદદ કરશે તેને નાત શિક્ષા કરશે. પછી કાનજી બેસી ગયો તે પછી આડત કીરપાલે જેઠા થાનાઇને કહ્યું કે સર્વે ભાઇઓને પુછો જે આ વાંચ્યું તે તમને પસંદ પડયું કે નહિ અને શેઠીયા સહી કરે તે પછી તમે સહી કરશો કે નહિ? ઘણાખરાએ જવાબ આપ્યો કે હા, હમે સહી કરશું. ત્યારે થાનાઇએ સભાને બીજી વખત પુછયું કે દેશાવર કાગળ લખવાની જરૂર પડશે ત્યારે તથા બીજી વખત શેઠીઆ બોલાવે ત્યારે એકઠા થશો કે નહીં? લોકોએ કહ્યું હા

થશું. લખમીદાસ દામજી અથવા ગોકલદાસ લીલાધરે પ્રથમ સહી કરી છે અને તેની નીચે બીજા પ્રતીવાદી તથા શેઠીઆઓએ સહી કીધી છે તે પછી (પ્રતીવાદી) રાગુ શામજી પેલી બુક લઇને દરવાજાની પાસે ગયો. પ્રતીવાદીઓ દામજી હીરા તથા મુલજી મોરારજી તેની સાથે ગયા. હું ધારૂં છું કે દરવાજો તે વખત ઉઘાડો હતો પણ તે પછી બંધ થયો અને તેની બારી ઉઘાડી રાખી. તેઓ ત્યાં સહી લેતા હતા. રાગુ શામજી બાંક ઉપર બેઠો હતો, તે બાંક દરવાજાની સામે હતો. જ્યારે હું પ્રથમ ગયો ત્યારે બાંક મુકેલો ન હતો. તે કોણે મુકયો તે મેં દીઠો નહીં. તે દરવાજાની પાસેજ મુકયો હતો. જેઓ સહી કરતા હતા તેઓ બહાર નીકળતા હતા તે બારીમાંથી એક એક માણુસ નીકળી શકતો હતો. રાગુ અને બીજા બે પ્રતીવાદીઓ તેની પાસે બેઠા હતા. તેઓ બોલતા હતા કે જેઓ પોતાનો ધર્મ ખરો સમજતા હોય તેઓએ સહી કીધા વગર જવું નહીં. ત્રણ કે ચાર દીવસ એટલે ૧૦ મી તારીખ સુધી ગોકલદાસ લીલાધરના ઓટલા ઉપર સહી લેવાતી હતી. હમારી નાતના કેટલાક માણુસ તથા કેટલાક છોકરા સહી કરતા હતા. મારા ઘરમાં રેહેનાર ૧૦ વરસના છોકરાએ સહી કરી હતી. સભામાં થાનાઈએ સવાલ પુછયા પછી કોઇએ તકરાર લીધી નહીં; સઘળાં મુગા રહયા દયાલ પછી જેરાજ તથા ગોકલદાસ તેજપાલ વચે વાલકેશ્વરમાં વાતચીત થઇ ત્યારે હું હાજર હતો. તેઓની વાત સાંભળી શકું એટલો હું પાસે ન હતો રતનશી કલ્યાણજી પણ હતો. કોરજી લધા અને ખટાઉ મકનજી પણ ત્યાં હતા. રતનશી કલ્યાણજી અને હું જરા દુર બેસી વાત કરતા હતા અને કાંઇ બીજી ચીજ તરફ જોતા હતા.

ઉલટ પાલટ તપાસ—'તે ચીજ એ હતી કે સામેના ઘરમાં એક ખરાબ ઓરત રહેતી હતી ત્યાં ભાટીઆને જતાં દીઠો. હું કચ્છી છું અને હાલાઈ નથી. હાલાઇઓએ મને નાત બહાર મુકયો હતો તે વાત મેં પોલીસમાં જણાવી હતી. દરવાજાની આગળ બાંક હતો તેની ઉપર ચામડું જડેલું નહી હતું અને તેની ઉપર બેસનારાઓનેજ ખબર કે તે કઠણ હતું કે નરમ. મેં તે બુક ઉપર સહી કરીજ નથી. જ્યારે તે ચોપડી વંચાઇ ત્યારે દીવા કરવામાં આવ્યા હતા. તે ચોપડી હાલ મને દેખાડવામાં આવી તેના જેવી હતી.

પાછી તપાસ:-મહારાજને હું ધર્મગુરૂ લેખે પુજું છું અને ઇશ્વર સમજીને નહીં. આડતે વાચ્યું ત્યારે બોલ્યો કે આપણા ધર્મગુરૂની તથા આપણી આબરૂનો બચાવ થવો જોઇએ. કેવી રીતે બચાવ કરવો એ વીષે તે બોલ્યો

કે નહી તે મને યાદ નથી. આકત જે વાંચતો હતો તેમાં તે બોલ્યો કે છાપા-વાળા એવો બટો મુકે છે કે મહારાજો લોકોની વહુ દીકરીઓ બગાડે છે પણ તે વાત આપણા ધર્મમાં નથી. છાપાવાળા કહે છે કે પરણેલી બાયડી ભોગવ્યાની અગાઉ મહારાજને અર્પણ કરવી, તેઓને મદદ કરનારાઓને નાતના કાયદા પ્રમાણે સજા કરવી જોઈએ. નાત બહાર મુકવો એ નાતની મોટી સજા છે. ચોપડી મી૦ બેલીએ મને દેખાડી તેજ ચોપડી મેં સભામાં દીઠી એવું હું ચોકસ કહી શકતો નથી.

નામદાર જડજના પુછવાથી—"નાત મધે જે શેઠીઆ કહેવાય છે તેઓના મરણ પછી તેઓના છોકરાઓને શેઠાઇ મળે છે—(કચ્છી ભાટીઆમાં જીવરાજ બાલુવાલા સંખ્ય શેઠ કહેવાય છે) કારણકે તેના વડીલો નાતના મોટા મોટા શેઠીઆ હતા."

**ચાર્લ્સ ફારજેટઃ**—પોલીસના ડેપ્યુટી કમીશનર લેખે મને એક પત્ર મળ્યો હતો તે હું લાવ્યો છું. એ પત્રમાં જણાવ્યા ઉપરથી મેં એક કોનસ્ટેબલને હુકમ કીધો કે કાંઇ ટંટો ફીસાદ ન થાય એટલા વાસ્તે થોડાએક પોલીસના સીપાઇ સાથે લઇને ત્યાં હાજર થવું એ કાગળ મને મળ્યું ત્યારે હું ધારૂં છું કે વાદી પોતે હાજર હતો તે કાગળ ઉપર લખમીદાસ ખીમજી, મથુરાદાસ લવજી અને બીજા બે જણાએ સહી કીધી છે. એ સભામાં ખુરસી ઉપર બીરાજવાને મને કોઇએ અરજ કરી નથી. સાંજના જે ઠેકાણે ભાટીઆ એકઠા થયા હતા તે રસ્તે હું ગયો અને ત્યાં સમાધાની હોવાથી ચાલતો થયો.

ઉલટ પાલટ તપાસ-" એ સભા બાબત ગોકલદાસ લીલાધરને હું મળ્યો, અને મેં તેને કહ્યું કે તમારે સંભાળ રાખવી તથા તમારી તરફવાળાએ કાંઇ ટંટો ફીસાદ કરવો નહીં, ગોકલદાસે તે ઉપરથી કહ્યું કે હમારી તરફવાળાનો કોઇનો વીચાર ટંટો ફીસાદ કરવાનો નથી અને સભાની મતલબ એટલીજ છે કે મહારાજોની તરફ કોણ છે અને મહારાજોની સામે કોણ છે તે વીષે ખાતરી કરવી. હું મહાજનવાડી આગળથી નીકલ્યો ત્યારે પાંચ સાડા પાંચ વાગેલા હતા. પોલીસ ફોજમાં કોઇ ભાટીઓ સીપાઇ છે નહીં. જ્યારે હું ગએલો ત્યારે વાડીનો દરવાજો ઉઘાડો હતો."

**જ્યોર્જ એગન**—હું પોલીસનો કોનસ્ટેબલ છું અને પીકેટ આગળ તે ઓધ્ધો બજાઉં છું. મી૦ ફારજટે મને હુકમ મોકલવા ઉપરથી હું ૬ ઠી સપટેંબરની ભાટીઆઓની સભામાં ૬॥ વાગ્યાના સુમારે ગયો હતો મારી સાથે મેં બે સીપાઇ અંદર લીધા તથા એક સીપાઇ અને ઘોડેસ્વાર બહાર

રાખ્યા. એ સીપાઇ અંદર લઈ ગયો હતો. તેઓએ ( પ્રતીવાદી ) દામજી હીરાના કહેવા ઉપરથી મેં બહાર મોકલ્યા. તેણે મને કહ્યું કે ટંટા ફીસાદની કોઇ ધારતી છે નહીં. નવ પ્રતીવાદીઓ મધ્યેથી આઠ પ્રતીવાદીઓને ઓળખી શકું છું અને તે સઘળા ત્યાં હાજર હતા. એ મધ્યેના છ પ્રતીવાદીઓ ઉંચી બેઠક ઉપર બેઠા હતા. દામજી હીરા તથા રાગુ શામજી અહીં તહીં ફરતા હતા. ગોકલદાસ લીલાધર એ સભામાં આગેવાન હતો. હું ગયા પછી તરતજ સભાનું કામ શરૂ થયું. જેહા થાનાઇએ સઘળાઓને ચુપ રહેવાનુ કહયું ત્યાર પછી આડત હીરપાલે ચોપડી વાંચી. જ્યાં છ પ્રતીવાદીઓ બેઠા હતા. ત્યાંથી એ ચોપડી વાંચવામાં આવી. કયા પ્રતીવાદીએ આપી તે મને ખબર નથી. તે ચોપડી વંચાયા પછી કાનજી શામજીએ કાગળ વાંચ્યો અને પછી પ્રતીવાદીઓએ તે ચોપડી ઉપર સહી કરી. ત્યાર પછી એવી રીતે સહી લેવાને માટે કોઇએ વાંધો લેવા ઉપરથી તે ચોપડી દરવાજા ઉપર લઇ જવામાં આવી હું આઠ વાગ્યાને સુમારે બહાર નીકળ્યો, ત્યારે દરવાજો બંધ હતો. અને બારી ઉઘાડી હતી રાગુ શામજી અને દામજી હીરા દરવાજાની આગળ સહી લેતા હતા. તેઓના હાથમાં ચોપડી હતી. તેઓ દરવાજાના ખુણા આગળ ઉભા હતા. તેઓ જોઇ નહીં શકે એવી રીતે તેઓના પાછળથી લોકો નીકળી ગયા હશે. રાગુ શામજી તથા હીરા દામજી સાથે મારે વાતચીત થઈ. રાગુએ કહ્યું કે મહારાજની તરફ કોણ છે એ વીષે ખાતરી કરવા વાસ્તે આ સભા મળી છે, અને જેઓની નજરમાં આવે તેઓ સહી કરે અને જેઓની નજરમાં આવે તેઓ સહી નહી કરે. સભાનું કામ શરૂ થયું તેની અગાઉ એ વાત થઇ, રાગુને હું તેની અગાઉ ઓળખતો હતો. રાગુએ જે કહયું તે મને દામજીએ પણ કહયું અને તેણે એટલું વધારે કહયું કે કોર્ટ મધ્યે લાઈબલની ફરીઆદી મંડાઇ છે તેને વાસ્તે આ સભા મળી છે. વળી તે બોલ્યો કે હમારી નાતમાં કેટલાએક મીશનરી ભેળાયલા છે અને જેમ તમારામાં નાસ્તીક લોકો છે તેમ અમારામાં પણ છે. મી૦ ફારજેટ પાસેથી મને કાગળ મળ્યું તે રાગુએ જોવા માંગ્યું. પણ મેં તે દેખાડયું નહીં. રાગુ શામજીએ રસ્તા ઉપર કાંઈ હેંડબીલો વહેંચ્યા હતાં. દરવાજાની બારી આશરે ૨॥ ફીટ પહોળી છે. જે ભાષામાં તેઓએ વાંચ્યું અને અને બોલ્યા તે ભાષા હું પુરી જાણતો નથી. હું ધારૂં છું કે સભાની મતલબ ચોપડી તથા કાગળમાં જાહેર કરેલી છે અને કાગળની અંદર વધારે હશે, કેમકે તે વંચાય રહયા પછી લોકો બહુ ખુશી થએલા માલુમ પડતા હતા. એટલા ખુશી તેઓ ચોપડી વંચાઇ રહયા પછી માલુમ પડયા હતા નહી. સઘળાં ત્યાં વંચાએલી વાત સાંભળી શકયા હોય

એવું ધારતો નથી. નજીક હતા તેઓજ સાંભળી શકયા હશે. કાગળમાંથી વંચાતો " નાતથી ઉલટા," "મહારાજોને સમન મળ્યો છે" એવા બોલ મારા સાંભળવામાં આવ્યા હતા. તે કાગળ આસરે ૬ તસુ પહોળું અને ૧૮ તસુ લાંબુ હતું અને રંગમાં પીળાશ ઉપર હતું અને ચોપડી 'હાફ્‌બાઉંડ" હતી.

ઉલટ પાલટ તપાસ—"હું ધારૂં છું કે આશરે ૨૦૦૦ લોક હાજર હતા. કાંઇપણ ધાસ્તી વગર હું ત્યાં ગયો હતો. મેં કોઈને બીજા લોકોને ધમકી આપતા દીઠાં નહીં. લોકો સહી કરવાને આતુર હોય એવા માલુમ પડતા હતા. કાંઇબી તરેહની જબરદસ્તી મારા જોવામાં આવી નહોતી.

**ગોકલદાસ તેજપાલ**—હું વેપારી, સુલેહનો અમલદાર, તથા ભાટીઆ નાતનો એક મુખ્ય શેઠ છું. મેં એક સ્કુલ કહાડી છે તેમાં ભાટીઆના છોકરાં અભ્યાસ કરે છે. તા૦ ૫ મી સપટેંબરે મેં (પ્રતીવાદી) દયાલ જેરાજને મોહડેથી સાંભલ્યું છે કે ભાટીઆ મહાજનની સભા મળનાર છે એવું મને દયાલે વાલકેશ્વરનાં મેળામાં કહ્યું. દયાલને મેં પુછ્યું કે હાલ શું ધામધુમ ચાલે છે? તેણે કહ્યું કે ચાલો આપણે દુર જઈને વાત કરીએ. ત્યારે હમે જે ધર્મશાળા મધ્યે ખટાઉ મકનજી અને બીજા બેઠા હતા ત્યાં ગયા પછી દયાલે કહ્યું કે ગોકલદાસ લીલાધરે ભગવાનજીને એક ચીઠી લખી છે, તેમાં તેણે જણાવ્યું છે કે (ભાટીઆ) મહાજનની સભા એકદમ એકઠી કરવી જોઇએ. મેં તેને પુછ્યું શું બાબતસર? દયાલે જવાબ દીધો કે ગોકુલનાથજીની ટીકા વિશે તથા જદુનાથજી મહારાજે કરસનદાસ મુલજી ઉપર ફરીઆદી માંડી છે તેને વાસ્તે. મેં દયાલને પુછ્યું કે તમે કોઇ શાસ્ત્રીને પુછ્યું છે? તેણે કહ્યું કે નહી. ત્યારે પછી તે બોલ્યો કે હમે પંદર વીસ જણ કમા રામજીને ત્યાં એકઠા થયા હતા. તે મધ્યેના ત્રણ ચારના નામ તેણે મારી પાસે લીધાં. કાનજી શામજીએ ત્યાં એક કાગળ વાંચ્યો અને તે બોલ્યો કે આપણો ધર્મ જતો રહે છે તેને વાસ્તે કાંઇ બંદોબસ્ત કરવો જોઈએ. ચીમનલાલજીના મંદીરમાં બીજી સભા મળી હતી તે વીષે પણ દયાલે મને જણાવ્યું. ભગવાનજીએ ગોકલદાસ લીલાધરને કહેવડાવ્યું કે તમે કેટલાક મિત્રોને લઈને ત્યાં આવો. દયાલે જણાવ્યું કે એ સભામાં ગોકલદાસ લખમીદાસ, આડતરાગુ કાનજી, ભગવાનજી, અને બીજા હાજર હતા. વળી દયાલે કહ્યું કે ગોકુલનાથજીની ટીકા વીશે એ તકરાર થઇ અને એવો ઠરાવ થયો કે આખા મહાજનની સભા મેળવવી. બીજે દહાડે સવારના ૭ કલાકે હું જીવરાજ

બાલુની પહેડીએ ખટાઉ મકનજીની પાસે બેઠો હતો, ત્યારે જેઠા થાનાઇ ત્યાં આવ્યો અને બોલ્યો કે લખમીદાસ, પીતાંબર, અને બીજાઓએ મહાજનની સભા મેળવવા સારૂં તમારી રજા મંગાવી છે. મેં રજા આપી નહી. તે બે ત્રણ વખત આવી ગયો. મહાજનની સભા મેળવવા માટે રજા લેવી જોઇએ. ત્યારે પછી ૧૨॥ વાગાને સુમારે ભગવાનજી અને દયાલ મારે ઘેર આવ્યા, અને હમે જીવરાજ બાલુને ત્યાં ગયા. ખટાઉ મકનજી પણ ત્યાં આવ્યો, પછી હમે સઘળા ઉપર ગયા. ભગવાનજીને મેં પુછ્યું કે મહાજન મેળવવાની મતલબ શું છે? તેણે જવાબ દીધો કે ગોકલનાથજીની ટીકા વીષે એક લખત લખાવવાનું છે અને તેમાં એ ટીકા ખોટી પાડવી છે. તે લખત મહાજનવાડીમાં બનાવીશું. દયાલે મને પુછ્યું કે તમારૂં મત શું છે? તમને કરસનદાસનો સમન્સ મળ્યો છે તે તમે કેવી સાહેદી આપશો? મે કહ્યું કે હું કાંઇ જુઠું બોલવાનો નથી. દયાળે ત્યારે કહ્યું કે મહારાજ વ્યભીચાર કરે છે એ ખરી વાત છે; પણ એ વાત ધર્મને લગતી છે એટલા માટે તેને વિષે કાંઇ ન બોલાય તો ઘણું સારૂં. દયાલ બોલ્યા તેજ પ્રમાણે ભગવાનજી પણ બોલ્યો. તેઓ બોલ્યા કે જેઓ કરસનદાસની તરફ થશે તેઓને નાત શીક્ષા કરશે. એ મહાજનની સભામાં હું ગયો નહી. બીજે દહાડે દયાલ મને મારી આફીસમાં મળ્યો. તે પોતાની ખુશીથી ત્યાં આવ્યો હતો. મે તેને પુછ્યું કે ૬ ઠી તારીખની સભામાં શું ઠરાવ થયો? તે બોલ્યો કે એક લખત તઇયાર થયું અને તેમાં એવું જણાવવામાં આવ્યું છે કે જેઓ છાપાવાળા તરફથી સાહેદી આપશે તેઓને નાત શીક્ષા કરશે. મેં પુછ્યું કે માટુંગા મધ્યે ગોકળદાસ લીલાધરની વાડીમાં મળ્યા હતા? તેણે કહ્યું કે માટુંગામાં નહીં પણ ભાઇખલે ગોકલદાસની વાડીમાં મળ્યા હતા. દયાલે કહ્યું કે એ સભામાં આશરે ૧૫ થી ૨૦ આશામી હાજર હતા. કરસનદાસે લાઇબલની ફરીઆદીની જવાબમાં જે 'પ્લી' (Pleas) આપી છે તે 'પ્લી' મહારાજનો મુકદમો ચલાવનાર પરભુદાસ લાગ્યો હતો અને તેની મતલબ સમજાવી હતી પરભુદાસ ત્યાં બોલ્યો કે આપણો ધર્મ જતો રહે છે તેટલા વાસ્તે કરસનદાસની તરફથી કોઇએ જઇને સાહેદી આપવી નહી જોઇએ તે સભા કયારે મળી હતી તે દયાલે કહ્યું નહી. આ વાત મેં ૭ મી તારીખે દયાળ જેરાજ પાસેથી સાંભળી, હું અને દયાળ વાત કરતા હતા તારે લખમીદાસ ખીમજી આવ્યા. વાલકેશ્વરમાં મુલાકાત થઇ ત્યારે ખટાઉ લધા હાજર હતો.

**ઉલટ પાલટ તપાસ**—"સાત આઠ વરસ ઉપર માજીસ્ત્રેટે મને ગાડીના રીટર્નને માટે દંડ કીધો હતો, આ મુકદમાનો વાદી અગાઉ

મારી સ્કુલનો માસ્તર હતો. જ્યારે અમે વાલકેશ્વરમાં વાત કરતા હતા ત્યારે ખટાઉ લધા એક બાવીને જોવા ગએલો હતો. તે બાવી સામેના ઘરમાં રહેતી હતી. હું તેણીને જોવા નહીં ગએલો તે કેવી આબરૂની ઓરત હતી તે હું જાણતો નથી. તેણીના ઘરમાં કોણ ભાટીઓ ગએલો તે જોવાને ખટાઉ ગએલો. મહારાજો વ્યભીચાર કરે છે, એ વાત હું ૧૭ કે ૧૮ વરસ થયાં જાણું છું. તો પણ હું તેમના દરસન કરવા જાઉં છું કોઇબી શખશને નાત બાહર મુકવો હોય તો નાતના ઘણાખરા લોકોની મંજુરી જોઇએ. મને નાતબહાર મુકવાની ફકત એ નવ પ્રતિવાદીઓના હાથમાં સતા નથી. નવ પ્રતિવાદીઓમાં ફકત બે જણ શેઠીઆ છે.

પાછી તપાસઃ--"૭ કે ૮ વરસ ઉપર મને દંડ થએલો ત્યારે મારી વતી મારો મેતો પોલીસમાં હાજર થએલો હતો. મારા મહેતાની ગફલતથી એ ગાડીનું રીટર્ન ભરવામાં ચુક થઇ હતી."

**હેમરાજ ખેતશીઃ**—હું ભાટીઓ દલાલ છું અને કોટમાં રહું છું. ૬ ઠી સપટેંબરની મહાજનની સભામાં હું ગએલો હતો હું ગએલો ત્યારે ૭ વાગ્યાનો સુમાર હતો. નવ પ્રતીવાદીઓ ત્યાં હતા. આડત કીરપાલે ચોપડીમાંથી વાંચી સંભળાવ્યું. મેં તે બરાબર સાંભળ્યું નહીં. કાનજી શામજીએ શું વાંચ્યું તે મને યાદ નથી; પણ તે છેલું બોલ્યો કે જે કોઇ છાપાવાળાની તરફથી સાહેદી આપશે તેઓને નાતના ભાઇઓ પુછશે. ત્યાર પછી નાથાઇને બોલાવ્યો. સુપરીમ કોર્ટમાં લાઇબલની ફરીઆદીમાં સાક્ષી આપવાને મને સમન મળ્યો નથી, અને ત્યાં સાક્ષી આપવા મને કોઇએ ધાસ્તી આપી નથી. વાડી મધે એટલુંજ બોલવામાં આવ્યું કે જેઓ છાપાવાળાને મદદ કરશે તેઓને નાતના ભાઇઓ પુછશે.

ઉલટ પાલટ તપાસ—"મે તે બુક ઉપર સહી કીધી નથી સહી કરવાને માટે મને કોઇએ કહ્યુંબી નથી. સભાનું કામ પુરૂં થયું ત્યાં સુધી હું સભામાં હતો. ત્યાં જે કાંઇ વંચાય તેમાંથી મને થોડું યાદ છે, ગોકળનાથજીની ટીકા વીષે વિચાર આપવા શીવાય એ સભાની કાંઇ બીજી મતલબ હતી કે નહીં તે હું જાણતો નથી. મેં ધમકી સાંભળી નથી."

પાછી તપાસ--"જ્યારે કાગળ વાંચ્યા તારે હું આશરે ૩૦ કદમ દુર હતો."

**પરષોતમ હેમરાજ**—( એ શાક્ષીને વાદીની તરફથી તપાસવામાં આવ્યો નહીં. પ્રતીવાદીની તરફથી તેને તપાસ્યો હતો, ) ' હું ગરીબ માણસ છું અને કાંઇ પણ સાહેદી આપી શકતો નથી, ( પોલીસ મધે ) ધાસ્તીનો માર્યો હું ઘણોજ ધભરાઇ ગયલો અને સાહેદી આપી શકયો નહિં. કોઇનુંબી નામ લેવાને હું ચાહતો નથી. હું ઘણો બીહું છું, હું કોઇનું નામ લેવા ચાહતો નથી.

નામદાર જડજના પુછવાથી--હું ભાટીઓ છું આખી દુનીઆ મને ગાળ દે છે. હું થોડું ઘણું જાણું છું પણ જે કાંઇ મને ખબર છે તે કહેવાને મને ધાસ્તી લાગે છે. આખી દુનીઆથી બીહું છું એટલે બધા ભાટીઆથી બીહું છું ".

**નાનજી મોરારજી**—હું મુકાદમ છું અને હનુમાન ગલીમાં રહું છું ૬ ઠી સપટેમ્બરની સભામાં હું હાજર હતો ભાટીઆ મહાજનની સભા મળનાર છે તે વાત હું એક બે દીવસ અગાઉથી જાણતો હતો. ૪ થી સપટેમ્બરે હેંડબીલ નીકળ્યાં તે મને ખબર છે. તે હેંડબીલ મેં જોએલાં છે અને ઓળખી શકીશ ( એ હેંડબીલ કોર્ટના દુભાશીઆએ વાંચી સંભળાવ્યું અને શાક્ષીએ ઓળખ્યું ) પ્રતીવાદી રાગુ શામજીએ વાડીની બહાર દશ વીસ બીજાં હેંડબીલ વહેંચીને કહ્યું કે એ હેંડબીલ કચ્છ મોકલવા સારૂ રાખ્યાં છે અને મુંબઇને માટે બીજાં છે. તે પણ હું ઓળખી શકીશ." ( કોર્ટના દુભાશીઆએ તે વાંચી સંભળાવ્યું તેની નકલ નીચે પ્રગટ કીધી છે. )

## જાહેર ખબર.

શ્રી કચ્છના, તથા અભડાશાના તથા હાલારના માહાજનના વૈષ્ણવ સમસ્ત ભાટીઆ શીખે, સરવેને માલમ થાય જે, શ્રી મુંબઇ મધે શ્રી ગુસાઇજીના સ્વરૂપો ઉપર સુધારાવાળાની ધર્મ વિરૂધી ટોળીએ ઘણી તરેહનાં ખોટા અને અને જુદા અનીતી ભરેલાં હોમલા વર્તમાન પત્રોમાં કરેલા છે. અને હજી પણ કર્યા જાય છે. તેથી સરકારમાં ગોસ્વામી શ્રી જદુનાથજી બીજરતનજી મહારાજે વર્તમાન પત્રના અધીપતી ઉપર આબરૂની ફર્યાદી માંડેલી છે અને શ્રી રણછોડજી મહારાજે પણ આબરૂની ફર્યાદી કરવા નોટીસ મોકલી છે તેથી સુધારાવાળાઓ અત્રે ઘણા ચીંતામાં છે જે, એ ફર્યાદીની પુરવારી આપી શકાય એમ નથી. તેથી શ્રી રણછોડજી મહારાજની ફર્યાદી માંડી વાળવા સારૂ સુધારાવાળાઓએ અહીંથી એક ભાટીઆને શ્રી માંડવી મોકલ્યો છે એવો અત્રે ઝુમાટો ઉડયો છે, જે,

શ્રી છોટાજી મહારાજનાં વહુજી મહારાજને હરેક રીતની વીનંતી કરી, ઉંધું ચતું સમજાવીને, વહુજી મહારાજ પાસેથી દસ્તાવેજ લખાવી લઇને, સાક્ષી દાખલ તે દસ્તાવેજ સરકારમાં દાખલ કરવો. તથા શ્રી રણછોડજી મહારાજને વીનંતી કરી હરેક રીતે આડું અવળું સમજાવી ફર્યાદી માંડી વાળવાનો દસ્તાવેજ કરાવી લેવો. એવી રીતે સુધારાવાળાઓનો વીચાર છે. એટલા કારણસર તેઓએ અત્રેથી માણસ મોકલ્યું છે. એવું અમારા સાંભળવામાં આવ્યું છે. માટે અત્રેના વૈષ્ણવો મલીને આ લખેલું વીનંતી પત્ર વાંચવાની સરવેને ભલામણ કરે છે જે, એ વાત જો ખરી હોય તો સુધારાવાળાના માણસને હરકોઇ વાતનો દસ્તાવેજ કરી આપવો નહી. એ વીષેના સમાચાર હરકોઇને કાને પડયાથી શ્રી રણછોડજી મહારાજને, તથા શ્રી છોટાજીનાં વહુજી મહારાજને વીનંતી કરવી જે, ભુલેચુકે દસ્તાવેજ કરી આપવો નહી એ વીષેનો બંદોબસ્ત શ્રી કચ્છ તથા હાલારના તથા અભડાશાના ભાટીઆ મહાજનને રાખવાની ઘણી જરૂર છે એજ અરજ.

**લા૦ શ્રી મુંબઇનાં વઇષ્ણવોના ઘણું કરી**
**ભગવત સ્મરણ વાંચજો.**

**ભાણજી ધરમસી**—(એ સાક્ષીને બોલાવ્યો, પણ તેને કોઇએ બી તપાસ્યો નહી.)

**જોન ડુમીન રાજેરીઓ**—"હું પ્રાથોનોટરીનો કલાર્ક છું લાઇબલના મુકદમાની ફર્યાદીની અરજી તથા તેની "પ્લી" કોર્ટમાં ૬ ઠી સપટેંબરની અગાડી રજુ થઇ ચુકી છે."

**પેસ્તનજી બેજનજી**—"હું મી૦ આકલાંડ તથા પરેંટીસ વકીલને ત્યાં કલાર્ક છું, પ્રતીવાદીઓની તરફથી તા૦ ૧૫ મી આગસ્ટે લાઈબલના મુકદમાની "પ્લી" હું આપી આવેલો છું."

**હરીચંદ ભાણજી**—"હું મી૦ આકલાંડ તથા પરેંટીસ વકીલોનો કલાર્ક છું અને ૬ ઠી સપટેમ્બરની અગાઉ જીવણજી મહારાજને સાહેદી સમન આપી આવેલો છું.

**કેશવ ભાઉ**—"હું સુપ્રીમ કોર્ટ મધ્યે કલાર્ક છું જદુનાથજી બ્રીજરતનજી મહારાજ અને કરસનદાસ મુલજી વચ્ચેનો મુકદમો ૬ ઠી સપટેમ્બરની આગમજ તપાસને માટે નોંધાઇ ચુકયો છે.

ત્યાર પછી મી૦ આનસટીએ વાદીની તરફનો મુકદમો પુરો કર્યા અગાઉ સત્ય પ્રકાશની તરફથી લાઇબલના કેસમાં જે "પ્લી" આપી હતી, તેનો મોટો ભાગ આશરે ૦ાા કલાક વાંચી સંભળાવ્યો હતો અને તે

સઘળા ભાગ સાબેત કરવાને સાહેદોઓની કેટલી જરૂર છે તે દેખાડી આપીને કોર્ટને જણાવ્યું કે વાદીની તરફનો મુકદમો આ પ્રમાણેનો છે.

( શનીવાર, તા૰ ૧૪મી ડીસેંબર.)

એ દીને પ્રતીવાદીઓનો બચાવ શરૂ થયો, આશરે ચાર કલાક સુધી તેમના બારીસ્ટર મી૰ બારટન તથા મી૰ બેલીએ તેમના બચાવને માટે ભાષણો કીધાં હતાં, તેનો સાર નીચે પ્રમાણે હતોઃ-

મી૰ બારટન બોલ્યો કે-" આ મુકદમાના નામથી આ શહેરનો મોટો ભાગ જાણીતો થઇ ચુકયો છે અને તેની ચકચાર સરવે લોકોમાં થવા માંડી છે. તેનું કારણ એક તો એ છે કે આ મુકદમો નવાઇ સરખો છે. મુંબઇ મધ્યે જુરીની આગળ આવો મુકદમો કદી આવ્યો નથી. બીજું નવ ભાટીઆઓ તવંગર અને આબરૂવાળા છે. અને ત્રીજું તેમના ઉપર બનાવટ કરીને ખોટું તોહમત મુકવામાં આવ્યું છે. વાદીની તરફથી મી૰ આનસટીએ શરૂઆતમાં ભાષણ કીધું તેજ ઉપરથી માલુમ પડે છે કે આ મુકદમો સઘળો લુલો છે અને એ મુકદમાને ખરા આકારમાં મુકવાને બદલે તોફાની સમુદ્રમાં વહાણ કુદતું હોય તેમ તે કુદતો કુદતો પુરાતન રોમથી હમણાંની ઇટાલીમાં કુદી પડયો અને પાછો ત્રણસો વરસની વાત ઉપરના ઇંગ્લંડમાં જઇ કુદયો. મારા કુળની ઉપર ઘણોજ ઘાતકી અને નીચ અપરાધ મેલવવામાં આવ્યો છે અને જુરીના ગૃહસ્થો ઘણી બારીકીથી એ સઘળો મુકદમો તપાસ્યા પછી પોતાનો છેલ્લો વિચાર આપશે એવી હું આશા રાખું છું. આ ભાટીઆઓને તેઓના જન્મમાં પહેલ વહેલાજ અપરાધી દાખલ કોર્ટની સામે ઉભા રાખવામાં આવ્યા છે. તેમનો બચાવ ઘણો સહેલો છે; અને તે ખરો છે. આ મુકદમો જાહેર નીતિની સંભાળ કરવાને ઉભો કરવામાં આવ્યો નથી પણ લાઇબલનો મુકદમો ચલાવનાર મહારાજના મુકદમા વીષે કોર્ટને ખરાબ વિચાર ઉત્પન કરવાને તથા પઇસા મેળવવાને ઉભો કર્યો છે. વાદીએ લાઇબલ કેસના જવાબમાં "પ્લી" આપી છે અને જે તમોએ ગઇ કાલે સાંભળી તે કેવી ગલીચ અને અનીતિ ભરેલી છે. આ નવ ભાટીઆ અથવા તેમના હરકોઇને પણ ગેરવાજબી રીતે ગીલ્ટી ઠરાવવામાં આવશે તો મારામાં જયાં સુધી કઉવત અને જીંદગી છે ત્યાં સુધી હું તેમની વતી લડીશ. આ કોર્ટથી ન્યાયને બદલે કોઇને નાહક દુઃખ ઉપજવું જોઇતું નથી. ૧૮૫૮ના જુન મહીનામાં ભાટીઆઓએ પોતાના જાતની તથા પોતાના ધરમની આબરૂ બચાવવાને સત્ય પ્રકાશ ઉપર ફર્યાદી માંડ-

વાનો વિચાર કીધો હતો તે વિચાર ફરીથી તાજો કરવાને આ લોકોએ મહાજન અથવા પોતાની ન્યાત એકઠી કીધી હતી અને તેમ કરવાનો તેમને પુરો અખત્યાર હતો."

મી૦ બેલી બોલ્યો કે--"કોન્સ્પીરસીના અપરાધમાં છુપો મનસુબો હોવો જોઇએ (તે વીષેના ઘણા એક દાખલા કાયદાના પુસ્તકોમાંથી વાંચી સંભળાવ્યા) પણ આમાં છુપો મનસુબો છેજ નહી. સઘળું કામ ઉઘાડી રીતે અને અને સઉ કોઇ જાણે તેમ કદવામાં આવ્યું છે. બીજું આ મુકદમો ઇંગ્રેજ લોકોની આંખથી જોવો ન જોઇએ. આ (ભાટીઆ) લોકો ઘણા અજાયબ તરેહના છે અને ઇંગ્રેજ લોકો તેમના રીવાજથી તથા કાનુનથી અજાણ્યા છે. આ પ્રતીવાદીઓ રસ્તા મધે રઝળતા આદમીઓ નથી પણ ગાડી ઘોડે બેસનારા તવંગર માણસો છે અને બે જણ તો તેઓની ન્યાતમાં સઉથી મોટા શેઠીઆ છે. તેઓ આજ ઘણા વરસથી રહેતા આવ્યા છે તેમ હમણા પણ રહેલા છે અને ઇંગ્રેજ લોકો તેમને વિષે વધારે જાણતા નથી. આ બાબત ફકત ન્યાતને લગતી છે અને કંપની સરકાર ધર્મની તથા ન્યાત જાતની ભાંજગડમાં પડતી નહી હતી અને નામદાર રાણીની સરકાર પણ એવી બાબતમાં વચ્ચે પડતો નથી એવું સર્વે કોઇ જાણે છે. (હિંદુસ્તાન મધે વર્તમાનપત્રોની તવારીખ કહી સંભળાવી અને બોલ્યો કે વર્તમાનપત્રોને છુટાપણું જરૂરનું છે પણ ખાનગી કીનાને માટે તે હથીઆર થઇ પડે એમ કરવું જોઇતું નથી."

એ ભાષણ થયા પછી પ્રતીવાદીઓની તરફથી એકે શાહેદી બોલાવવામાં આવ્યો નહીં તે ઉપરથી નામદાર જજે જુરીને મુકદમાની કેફીઅત સમજાવવાને શરૂ કીધું. આ વીષે સમજ આપતા તથા સઘળી સાહેદીઓ વાંચી સંભળાવતાં નજદીક ૧॥। કલાક થયા હતા. જુરીને ચાર્જ આપતી વેળાએ નામદાર જજ બોલ્યા કેઃ--

"કોન્સ્પીરસીના અન્યાયમાં મુખ્ય વાત એજ તપાસવાની છે કે કાયદા વીરૂધ્ધ મતલબને માટે મસલત કીધી કે નહી? અગર કાયદા વીરૂધ્ધ મતલબને માટે મસલત કીધી એવું જો માલમ પડે તો કોન્સ્પીરસીનો મુકેલો આરોપ તેઓની ઉપર લાગુ પડયા વગર રહેતો નથી. તે મસલત છુપી કીધી કે ઉઘાડી રીતે અથવા તે મતલબથી તેઓની મતલબ હાંસલ થઇ યા નહી એ તપાસવાની કશી જરૂર નથી. જે આરોપ મુકવામાં આવ્યો છે ત ખુલો અને ઉઘાડો છે તે એ કે આ કોર્ટમાં સાહેદી પુરવાને આવી શકે નહી એવી રીતે મસલત કરીને જાહેર ઇન્સાફને ખલલ પહોંચાડવાની

તજવીજ કીધી અને ખરૂં કહીએ તો આ અદાલતને ન્યાયને બદલે અન્યાયનું હથીઆર કરી લેવાની મસલત કીધી કૉન્સ્પીરસીમાં "છુપી" મસલત જોઇએ એવું વધારે વાર દેખાડવામાં આવ્યું છે પણ આ અદાલતમાં હું ઇન્સાફની ખુરશી ઉપર અપરાધીઓને ઇન્સાફ કરવા માટે બેઠેલો છું તેથી જણાવવાને મને ફરજ છે કે કૉન્સ્પીરસીનો અપરાધ લાગુ પડવાને "છુપી" મસલતની કાંઇ જરૂર નથી. વળી આ મુકદમા મધે અંગ્રેજી કાયદા કાનુન લાગુ પડી શકે નહીં એવું પ્રતીવાદીઓની તરફથી જણાવવામાં આવ્યું છે. પણ એ વિચાર સાથે હું એકમત થઇ શકતો નથી. આ મુકદમો એવો નથી કે જેમાં ભાટીઆના મહારાજે પોતાની આબરૂનો જવાબ માગવાને કોર્ટનો આશરો લીધો હોય. પણ જે અદાલતનો આશરો મહારાજે સતા તથા આબરૂનો બચાવ કરવાને લીધો છે તેજ અદાલતને અન્યાયની અદાલત બનાવવાની મસલત કીધી છે અને તે વીષે આ મુકદમો છે. અને જે મુખ જબાની રજુ થઇ છે તે ઉપરથી જુરીની જો એવી ખાતરી થાય કે આ લોકોએ મહારાજની તરફથી જાહેર ઇન્સાફને ઉંધા વાળવાની મસલત કીધી છે તોતેમની ઉપર કૉન્સ્પીરસીનો અપરાધ લાગુ પડે છે, અને ઇંગ્રેજી કાયદો જે પ્રમાણે બીજા મુકદમામાં લાગુ પડે છે. તેમજ આ મુકદમામાં પણ લાગુ પડે છે. અને તે મસલતમાં સામેલ થનારા મધ્યેના એક શખ્સની વાત બીજા શખ્સો ઉપર લાગુ પડે છે. વાદી (સત્ય પ્રકાશ) તરફથી લાઇબલના જવાબમાં જે "જુબાની" આપી છે તે શુ કારણ માટે આપી છે તે વાત વિચારમાં લેતાં તેની ભાષા તમામ દોષ વગરની અથવા અડચણ વગરની છે એવા આરટીકલેને ખરાબ નજરથી જોવાની હમણાના કેટલાએક લોકો ખોટી બારીકી દેખાડે છે, પણ ખરી વાત તો એ છે કે કઠણ (અનીતિ ભરેલા) રીવાજને જાહેર પાડવાને કઠણ શબ્દો વાપર્યા શીવાય છુટકો નથી. અને ઇન્સાફની અદાલતમાં લાઇબલના જવાબમાં ખુલ્લું અને ઉઘાડું બોલવુંજ જોઇએ."

જુરી વીચાર કરવાને ગઇ અને આશરે પોણો કલાક પછી એટલે ર॥ વાગતે બહાર નીકળી અને સઘળાઓને "ગીલ્ટી" ઠરાવ્યા.

ગી. આનસ્ટી તરતજ ઉઠી ઉભા થયો અને કોર્ટને પોતાના કુલની તરફથી અરજ કીધી કે જેમ બને તેમ થોડી શીક્ષા કરવી. જે ઇન્સાફ જોઇતો હતો તે મળ્યો છે અને પ્રતીવાદીઓ પોતાની મુરાદમાં પુરતી રીતે નીષ્ફળ ગયા છે.

પ્રતીવાદીઓની તરફની મી. બેલી બોલ્યો કે કાયદાને લગતી કેટલીએક બાબત ઉપર હું ભાંજગડ ઉઠાવવા માંગુ છું માટે કોર્ટે જજમેંટ આપવાનું અટકાવવું.

નામદાર જજે જુરીને જણાવ્યું કે આ મુકદમો મોટો અને અગત્યનો છે માટે હું જણાવું છું કે તમોએ "ગીલ્ટી" ઠરાવ્યા છે તે સાથે હું તદન એકમત છું.

(મંગળવાર તા. ૧૭ મી ડીસેંબર.)

એ દીને ફુલ કોર્ટ આગળ આખો દીવસ કાયદા સંબંધી તકરાર અરસપરસ જોસથી ચાલી હતી, અને તેનું છેવટ જાણવાને સવારથી લોકોની મોટી ઠઠ એકઠી થઇ હતી. જે "ઇન્ડાઇટમેંટ" માં કોન્સ્પીરસીનો આરોપ જુદા જુદા પાંચ આકાર (કાઊંટ) માં મેલ્યો હતો તેની ખોડખાંપણ કાયદાને લગતાં પુસ્તકોમાંથી મી. બેલીયે, મી. ગ્રીસને તથા મી. કાનને દેખાડવાની તજવીજ કીધી હતી. તથા "ન્યુ ટ્રાયલ" (ફરીથી તપાસ) કરવાનું માંગ્યું હતું. તે સઘળાઓનો જવાબ મી. આનસ્ટીએ ઘણી કાબેલીઅતથી આપ્યો હતો અને "ન્યુ ટ્રાયલ" ની દરખાસ્ત રદ કીધી હતી. એ કાયદા સંબંધી તકરાર વાંચનારાઓને સમજ પડે તેવી નથી માટે તેનો સાર પણ આપવાની જરૂર માલમ પડતી નથી. પ્રતીવાદીઓની તરફથી ઉઠાવેલી તકરાર કોર્ટને પણ નબળી લાગી હતી અને "ઇન્ડાઇટમેંટ" ના પાંચ "કાઉંટ" (આકાર) કાયદાની ખામી વગર લાગ્યા હતા અને તેટલા વાસ્તે ન્યુ ટ્રાયલ (ફરીથી તપાસ) કરવાની દરખાસ્ત રદ કીધી હતી.

એવું છતાં પણ મી. બેલીયે "ન્યુ ટ્રાયલ" ને વાસ્તે બજીદી કીધી તે ઉપરથી મી. આનસ્ટીને ઘણો ગુસો ઉપજ્યો અને બોલ્યો કે મારા કુલને ઘણો ખર્ચ થઇ ચુકયો છે અને વધારે ખર્ચમાં નાંખવાને તથા વધારે દુઃખ દેવાને "ન્યુ ટ્રાયલ" માગે છે તથા પ્રતીવાદીઓ ઉપર રહેમ નજર કરવાને તેણે શનીવારે જે અરજ કરી હતી તે અરજ (જો કે મારા કુલની તરફથી મને જણાવવામાં આવ્યું નથી તો પણ) બોલેબોલ પાછી ખેંચી લઉં છું.

ત્યાર પછી પ્રતિવાદીઓ મધ્યે શેઠ ગોકલદાસ લીલાધર તથા શેઠ લખમીદાસ દામજી તથા દયાલ જેરાજની આબરૂ વીષે મેસીઅરસ ક્રાસસ, સ્કોટ ગ્રેબીવીસ હાને. એ સઘળા વેપારીઓએ તથા રાગુ શામજી વીષે મી૦ ક્રાફર્ડ માજીસ્ટ્રેટે સાહેદી આપી.

મી૦ બેલીએ કોર્ટને અરજ કીધી કે પ્રતીવાદીઓને જેમ બને તેમ થોડી શીક્ષા કરવી કારણ જે અપરાધ તેઓએ કીધો છે તે અજબ જેવો છે તથા તેઓ ઘણા મોભાવાલા ગૃહસ્થો છે અને તેઓએ જે કામ કીધું છે તે કાયદાથી વીરૂધ છે એવું સમજતા નહોતા.

**નામદાર જજ સેન્ટેન્સ ફરમાવતી વેળા નીચે મુજબ બોલ્યો:—**

વસ્તીના ઘણાએક મોટા અને આબરૂવાળા ગ્રહસ્થો તમારી આબરૂ વીષે હાલ બોલ્યા તેમના બોલવાની સચાઇ ઉપર મને કાંઇ પણ શક નથી. આ મુકદમો ચાલ્યો તેની શરૂઆતથી તે આખર સુધી તમારી આબરૂ વીષે એવું બોલવામાં નથી આવ્યું કે તમોએ દગો ફીસાદ અથવા લુચાઇ કીધી. તમારી ઉપર જે આરોપ મુકયો છે તે એ કે જે પુરૂષને તમો મોટું માન આપો છો તે પુરૂષ વ્યભીચાર અને બીજી અનીતિ કરે છે એવી બીના છાપામાં આવ્યાથી તેણે આ કોર્ટમાં ફરીઆદી માંડી છે. તે પત્રના અધિપતી ઉપર ફરીઆદી મંડાઇ ત્યારે નામદાર રાણીની પ્રજા દાખલ તેને પોતાના બચાવમાં "પ્લી" આપવાનો પુરો હક હતો મને કાંઇ શક નથી કે તમોએ આ કામ જે કીધું છે તે કરવાની ઉશ્કેરણી મહારાજનો મુકદમો ચલાવનાર પરભુદાસથી થઇ છે. તમોને એવું જણાવવામાં આવ્યું કે તે 'પ્લી" થી (તમારા ધર્મ ઉપર) હુમલો થયો છે પણ તે કાંઇ હુમલો નહોતો પણ તેનો બચાવ હતો. અને તમે આંખવાળા માણસો થઇને એટલા તો અજાણ્યા નહી હો કે સાક્ષીને લાલચ આપવી એમાં અપરાધ નથી એવું સમજતાં હો; ત્યારે તમોએ બીજી રીતે સચાઇ તથા ઇનસાફને અટકાવવાની તજવીજ કીધી. તમોએ ધર્મને વાસ્તે કામ કીધું એ બચાવથી શીક્ષા ઓછી થઇ શકતી નથી તો પણ તમને સજા કરતી વખતે આદમજાતનો (દયાનો) ગુણ મારાથી દુર થઇ શકતો નથી. તો પણ અપરાધ વીષે ઇંગ્લાંડનો કાયદો કેવો છે તે હું તમને વાંચી સંભળાવું છું કે તેથી તમો હવે પછી સાવચેત રહો. એ કાયદા મુજબ સખત મજુરી સાથે કેદખાનાની શીક્ષા કરવાનો મને અખત્યાર છે. પણ તે હું આ વેળાએ અમલમાં લાવવાને ઇચ્છતો નથી પણ તમે હવે પછી સાવચેત રહેશો તે કહેવાની મને જરૂર નથી. તમો બે મુખ્ય આગેવાન ગોકલદાસ લીલાધર અને લખમીદાસ દામજીને કોર્ટ હુકમ કરે છે કે તમો બેઉ જણ હજાર હજાર રૂપીઆ દંડ દાખલ આપો અને સાત બીજા પ્રતીવાદીઓ પાંચસો પાંચસો રૂપીઆ આપો."

મી૦ આનસ્ટીએ કોર્ટને અરજ કીધી કે તેના કુલને ૩૦૦૦ થી ૪૦૦૦ રૂપીઆ સુધી આ મુકદમો ચલાવવાને ખર્ચ થયો છે તે એ દંડમાંથી કોર્ટ

આપે. એ ઉપરથી કોર્ટે એક હજાર રૂપીઆ વાદીને આપવાનો તા૦ ૧૯ મીને દીને હુકમ કર્યો હતો

## લાઇબલના મુકદમાની તપાસ

### ( સર મેથ્યુ સાસ તથા જોસફ આર્નોલ્ડની હજુરમાં )

વાદી જદુનાથજી બ્રીજરતનજી મહારાજની તરફથી.

મી૦ બેલી તથા મી૦ સ્કોબલ.

પ્રતીવાદીઓ કરસનદાસ મુલજી તથા નાનાભાઇ રૂસતમજી રાણીનાની તરફથી

મી૦ આનસ્ટી તથા મી૦ ડનબાર.

( પહેલો દીવસ; શનીવાર તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૬૨.)

પ્રથમ મી૦ સ્કોબલે પ્રતીવાદીઓએ તા૦ ૧૫ મી આગસ્ટને દીને રજુ કરેલી "પ્લી" ની મતલબ વાંચી સંભળાવી ત્યાર પછી મી૦ બેલીએ જણાવ્યું કે પ્રતીવાદીઓએ વાદીની આબરૂ ઉપર નુકશાન પહોંચાડવાને માટે સને ૧૮૬૦ ના અકટોબર મહીનાની ૨૧ મી તારીખના 'સત્ય પ્રકાસ' નામના એક ગુજરાતી વર્તમાન પત્ર મધ્યે વાદીને વીશે ઘણીજ હલકી નીંદા વીના કારણે છાપી પ્રગટ કીધી છે તેને માટે વાદીની તરફથી નુકશાની ભરી લેવા સારૂ હું તથા મારો વિદ્વાન મીત્ર મી૦ સ્કોબલ તમો નામદારો હજુર હાજર થયા છીએ. ફરીઆદીની અરજી ઉપર નજર કરતાં તમો નામદારો જોશો કે હીંદુઓની મોટી સંખ્યામાં વાદી, સારી આબરૂ ધરાવે છે. અને ઇન્સાફ મેળવવાને માટે આજ દીન સુધી કોઇ પણ મહારાજે આ કોર્ટનો આશરો લીધો નથી. વાદીએ આ ફરીઆદી ચલાવીને હારવા જીતવાનો જોખમ પોતાને માથે ખેંચી લીધો છે એટલુંજ નહીં, પણ પ્રતીવાદીઓની તરફથી તેને ઉલટ પાલટ તપાસવામાં આવશે તેનો જોખમ પણ ખેંચી લીધો છે. તમો નામદારો જોશો કે આ ઉંચી પદ્વીવાલા પુરૂષને મુંબઇમાં અને બીજે ઠેકાણે તેના પંથના ઘણા લોકો માન અને આબરૂ આપે છે તેટલા માટે પ્રતીવાદીઓએ 'પ્લી' ની અંદર જે જે બાબતો જણાવી છે તે તેઓએ સાબેત કરી આપવાની ઘણી જરૂર છે વાદીની ઉપર જે તહોમત મુકવામાં આવ્યા છે તેની ખોટાઇ વીશે તેની આટલી તો ખાત્રી છે કે પોતાની આબરૂનો બચાવ કરવાને માટે પોતાની સઘળી ચીજ જોખમમાં નાખવાને તૈયાર થયો છે. આ ફરીઆદી લાવવા તે મુદલ રાજી નહોતો; પણ પોતાની આબરૂનો બચાવ કરવાને તેને જરૂર થઇ પડી છે તેટલા વાસ્તે તમો નામદાર

જોશો કે તેનાથી બેસી રેહેવાને બન્યું નથી. વાદીની તરફની શું ફરીયાદ છે એ બીના દેખીતી છે અને લાઇબલને વીષે તમો નામદારનું ધ્યાન પહોંચાડું તેની અગાઉ તમો નામદારોને વાદીને વીષે હું જણાવવાની રજા લઉં છું. તે આશરે ૩૪ કે ૩૫ વરસની ઉમરનો છે, ઘણું કરીને સુરતમાં રહે છે અને કોઇ કોઈ વેળા મુંબઈમાં આવે છે. આપણા યુરોપીઅનોની સમજણ પ્રમાણે તે કેળવાયેલો નથી, તો પણ તે કેટલીએક દેશી ભાષાથી વાકેફ છે. તેણે આ કેળવણીના કામમાં હમેશ ઉલટ લીધી છે. એ કામ આ દેશમાં ઘણીજ આબરૂનું ગણાય છે, અને તેજ ઉપરથી તેને ઘણું માન ઘટે છે. જે વાસ્તે તેની આબરૂનો નીભાવ થઇ શકે તેજ વાજબી રસ્તો તેણે લીધો છે. શરૂઆતમાં આ થોડીએક બાબતો જણાવ્યા પછી તમો નામદારનું ધ્યાન લાઇબલની બીના ઉપર પહોંચાડવા માંગું છું. એ લાઇબલ સાબેત કરવાનો સઘળો બોજો પ્રતીવાદીઓને માથે છે (લાઇબલની બીના વાંચી સંભળાવીને બોલ્યો કે) આ ઉપરથી માલુમ પડશે કે એ બીનાના બે ભાગ થઇ શકે છે. પહેલા ભાગમાં ઇતિહાસ તથા એ પંથના મતની વાત લખેલી છે, અને બીજા ભાગમાં એ બીનાનો લખનાર વાદીની તરફ આંગળી કરીને તેની ઉપર તહોમત મુકે છે બીજા મહારાજોની સાથે વાદી પણ વ્યભીચારની ચાલ ચલાવે છે, અને એ છેલો ભાગ લાઈબલ છે તે વીષે તમો નામદારોને કાંઇ શક હશે નહીં. પ્રતીવાદીઓએ "જસ્ટીફીકેશન" ની એટલે પોતાની વાત સાબેત કરી આપવાની) 'પ્લી' રજુ કીધી છે. હવે હું સાબેત કરવાને તૈયાર છું કે એ લાઈબલની બીના લખીને પ્રગટ કરનાર પ્રતીવાદી કરસનદાસ છે. (ભાટીઆ કોન્સપીરસીના) છેલા મુકદમામાં એ વાત એ ધણીએ પોતે કબુલ કીધી હતી, અને નાનાભાઇ રૂસ્તમજી તે બીનાનો છાપનાર હતો એવું પણ તેણે જણાવ્યું હતું. વાસ્તે તે સાબેત કરવાની હવે જરૂર રહી નથી. ૬ ઠી 'પ્લી' પ્રતીવાદીઓએ આપી છે તે મધ્યે લાઇબલની બીનાના છેલા ભાગના તરજુમામાં કાંઈ ચુક થઇ છે એવું જણાવ્યું છે. પણ હું ધારૂં છું કે કોર્ટના વડા દુભાશીઆ મી. ફલીને તેનો તરજુમો બરાબર કર્યો છે. ૭ મી 'પ્લી' ની અંદર વાદીની આબરૂ વીષે કમકમાટ ભરેલી બીના વીગતવાર જણાવી છે અને એજ ઉપર બધી વાતનો આધાર રહેલો છે. અને તે મધ્યેની મુખ્ય બીના સાબીત નહીં થશે તો નુકશાનીના દાવાને માટે આ મુકદમો ખુલ્લો છે. એ 'પ્લી' ની દરેક મુખ્ય બીના સાબીત કરવાનો જોખમ પ્રતીવાદીઓની ઉપર છે. વાદીએ આ ફરીઆદી કીના કપટથી માંડી નથી, અને તે કાંઇ મોટી નુકશાની ભરી લેવા માંગતો નથી. નુકશાનીના બદલામાં નજીવી રકમ આપે અથવા માફી માગે તો

તેથી વાદી રાજી થશે અને કોર્ટનો વખત બચશે, તથા કમકમાટ ઉપજાવનારી વાતો સાંભળવાની કોર્ટને જરૂર પડશે નહીં. જો પ્રતીવાદીઓ એ પ્રમાણે કરવા ચાહતા ન હોય તો મારા કુલની તરફનો મુકદમો સાબીત કરવાને હું તૈયાર છું.

---

## (વાદીની તરફના સાક્ષીઓ.)

(૧) **મી૦ જેમ્સ ફ્લીન**—"હું આ કોર્ટનો વડો દુભાશીઓ અને તરજુમો કરનાર છું. સને ૧૯૬૦ ના તા૦ ૨૧ મી અકટોબરના 'સત્ય પ્રકાશ' નામના પત્ર મધ્યે 'હીંદુઓનો અસલ ધર્મ અને હાલના પાખંડી મતો' એ મથાળાની બીના પ્રગટ થઇ હતી તે પત્ર તથા તે બીનાનો કોર્ટ મધ્યે કરેલો તરજુમો હું રજુ કરૂં છું એ પત્ર ગુજરાતી ભાષામાં અને ગુજરાતી લીપીમાં મુંબઇ મધ્યે છપાએલું છે. એ તરજુમો મેં કરેલો છે અને મારી સમજણ પ્રમાણે તે ખરો છે.

ઉલટ પાલટ તપાસ—"એ તરજુમામાં એ ટીકા પ્રમાણે ચાલીને મહારાજો પોતાના સેવકની વહુ દીકરીઓને બગાડે છે તેથી હાથ ઉઠાવો,' એ વાકય મધે 'મહારાજો' એ બોલ સંબોધન વીભકતીમાં છે એટલે અરે મહારાજો, તમે હાથ ઉઠાવો. વ્રજભાષા કોર્ટના કામ મધ્યે વપરાતી નથી, અને તેના અક્ષરો સંસ્કૃતને મળતા આવે છે.

પાછી તપાસ—"એ વ્રજભાષા આગ્રાની આસપાસના લોકોની અસલ ભાષા કહેવાય છે. દેશી વર્તમાન પત્રો મધ્યે કોમા, ફુલપાઇટ ઇત્યાદી ચીન્હો ઉપર ધ્યાન આપવામાં આવતું નથી. ઉપલા વાકય મધ્યે ફુલપોઇંટ નથી. તો પણ હું ધારૂં છું કે તેનાં બે વાકય હોવા જોઇએ."

**ગોપાલદાસ માધવદાસ** -"હું બધી વાણીઆની નાતના મહાજનનો શેઠ છું. મુંબઇ મધ્યે ઘણી નાતના વાણીઆ વસે છે. સઘળી નાતના વાણીઆઓને મહાજન કરીને કહે છે. સઘળા વાણીઆઓનું આખું મહાજન મેળવવા માટે મારી રજાની જરૂર છે. વાદી જદુનાથજી બ્રીજરતનજી મહારાજને હું ઓલખું છું. તે સુમારે ૪૦ કે ૪૨ વરસની ઉમરનો છે તે સુરતનો રહેવાસી છે અને દશ વીશ વરસે કોઇવાર મુંબઇમાં આવે છે, વાણીઆ ભાટીઆ આ વાદીને માન આપે છે. તે અમારો મહારાજ તથા ગુરૂ છે; અને મંદીરમાં મુર્તીની સેવા કરે છે, તે બ્રાહ્મણ છે અને બીજા બ્રાહ્મણોના કરતાં ઉંચો છે. જે બ્રાહ્મણો મહારાજની કંઠી બાંધે છે તેઓ તેને ગુરૂ લેખે ગણે છે. ભાટીઆ પણ મહારાજને માને છે. ભાટીઆની

જાત વાણીઆથી જુદી છે. ભાટીઆ તથા વાણીઆ મહારાજોને એક સરખી રીતે ગુરૂ પ્રમાણે માને છે, મહારાજ દેવ પુજા કરે છે. મહારાજ કોઇ વેળા ધર્મોપદેશ કરતા હશે; પણ હું તો વરસમાં ફક્ત ત્રણ ચાર વખત મંદીરે તેમનાં દર્શન કરવા જાઉં છું. બ્રાહ્મણો હમારા લોકોને પુરાણ અને ધર્મનાં પુસ્તકો વાંચી સભળાવે છે. મહારાજો કોઈ કોઈ વેળા પુરાણ વાંચે છે પણ ઘણું કરીને તેઓ દેવ પુજામાં રોકાએલા હોય છે. મુંબઈ મધ્યે મહારાજોનાં મંદીર છે. મુંબઈ મધ્યે કોઈ વખતે બે કોઈ વખતે પાંચ કોઈ વખતે દશ અથવા તેથી વધારે મહારાજો હોય છે. કેટલાએક મુંબઈમાં જાથુક રહે છે, જેમકે જીવણજી મહારાજ. આખા હીંદુસ્તાનમાં હું ધારૂં છું કે આશરે ૬૦ કે ૭૦ મહારાજ છે. તેઓ મધ્યે શ્રીનાથજીનો મહારાજ મુખ્ય ગણાય છે તેનું મંદીર ઉતર હિંદુસ્તાનમાં ઉદેપુરની પાસે નાથદ્વાર ખાતે છે. મહારાજો હીંદુસ્તાન મધ્યે જુદા જુદા શહેરોમાં વસે છે. રાજા અને સરદારો પણ તેમને માન આપે છે. મેં મારો આખો જન્મારો મુંબઈમાં કહાડયો છે. હું "સત્ય પ્રકાશ" પત્ર ખરીદ કરૂં છું. જે બીનાને માટે આ ફરીયાદી માંડવામાં આવી છે તે બીના કદાચ મેં વાંચી હશે. "સત્ય પ્રકાશ" હાલ "રાસ્ત ગોફ્તર" ની સાથે મલી ગયું છે.

ઉલટ પાલટ તપાસ—"હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં રાજાઓ મહારાજને માન આપે છે તે મેં જોવું નથી, મેં હાલ જે એ રીતે કહ્યું તે ફક્ત સાંભળવા ઉપરથી. ઈ૦ સ૦ ૧૮૫૫ માં મહારાજ અને બ્રાહ્મણો વચ્ચે મોટી તકરાર ઉઠી હતી તે મને યાદ છે. તે તકરાર ધર્મ સંબંધી હતી. અને તે મધ્યે હું મહારાજની સામે થયો હતો. આશરે આઠ વરસ ઉપર લાલમણીજી મહારાજે વૈષ્ણવોને ઘેર કહેડાવ્યું હતું કે હમારી પધરામણી કરીને ભેટ ધરો એ વાત મને યાદ નથી. અથવા કોઈ પણ બીજા મહારાજે એવી રીતે કહેડાવ્યું હોય તેની પણ મને યાદ નથી. મહારાજો પોતાના સેવકની વહુ દીકરીઓ બગાડે છે એવી ફરીઆદ મેં હમારા લોકોમાં સાંભળી નથી; પણ આશરે પાંચ વરસથી "સત્ય પ્રકાશ" તથા "પારસી પંચ" નામનાં પત્રોમાં હું એ ફરીઆદ વાંચતો આવ્યો છું. મહારાજે એક જુલમી ખત બનાવ્યું હતું તેમાં સહી કરી છે. એ લખત મારા સાંભળ્યા મુજબ મહારાજોએ બનાવ્યું હતું. હમારી જાતના વાણીઆઓ પાસેથી મેં સાંભળ્યું કે મહારાજને કોરટની અંદર કોઈ પણ ભાટીઆએ, વાણીઆએ અથવા બીજા સેવકે સાહેદી દાખલ બોલાવવો નહીં એવો બંદોબસ્ત થયો છે. છાપાવાળાઓએ એ લખતનું

નામ "ગુલામી ખત" કરીને પાડયું છે. એ લખતને બીજાઓ એ નામથી ઓળખે છે કે નહીં તે હું કહી શકતો નથી. એ લખત ઉપર મેં સહી કીધી નથી, આ લખત ઉપર સહી લેવાને માટે મહારાજોએ આઠ દહાડા સુધી મંદીરોના બારણાં બંધ રાખ્યાં હતાં એ વાત ખરી છે. એ વાત આશરે ચાર વરસ ઉપર બની હતી. મહારાજોની વીરૂધ કરશનદાસ લખે છે તેને વાસ્તે તેને નાત બહાર મુકવાની મહારાજોએ તજવીજ કીધી છે તે હું જાણતો નથી. પણ એવી તજવીજ થઈ હતી ખરી. બે શખ્સો મારી પાસે આવ્યા અને બોલ્યા કે ભાટીઆઓએ બંદોબસ્ત કીધો છે તેમજ આપણે કરવો જોઇએ. ઉપલી વાત મહારાજની સામે કોઈ સાહેદી નહી આપે એવી મતલબથી ભાટીઆઓમાં સહીઓ લેવાઈ તે પછી બે ત્રણ દીવસે બની હતી. બે શખ્સો મારી પાસે આવ્યા હતા એમાંના એકનું નામ પરભુદાસ અને બીજાનું નામ જેકીશનદાસ હતું. તેઓ નાતે વાણીઆ છે. હું પણ વાણીઓ છું અને પ્રતીવાદી કરસનદાસ પણ વાણીઓ છે. વાદીની તરફથી આ મુકદમો ચલાવે છે અને જે વાદીના બેરીસ્ટરોની પાછળ કોર્ટ મધ્યે બેઠો છે તેજ પરભુદાસ મારી પાસે ઉપલા કારણ માટે આવ્યો હતો, તે ફકત એકજ વખત મારી પાસે નાત બહાર મુકવાની વાત કરવા આવ્યો હતો. મેં એવું કહ્યું કે કરસનદાસે જે કાંઈ છપાવ્યું છે તે ખોટું હશે તો કોર્ટ તેને શીક્ષા કરશે. મહારાજે તેના ઉપર ફરીઆદી માંડી હતી એટલા માટે એ વાતમાં પડવાને મેં ના પાડી. એ પછી તેઓ જતા રહ્યા. આ મુકદમામાં વાદીની તરફથી હું સાહેદી આપવાનો છું એ વાત તેઓ જાણતા હતા કે નહિં તે હું કહી શકતો નથી, મહારાજો બધા હીંદુઓના ધર્મગુરૂ નથી, તેઓ ફકત ભાટીઆ વાણીઆ તથા બ્રાહ્મણોના ધર્મગુરૂ છે. વાણીઆની મોટી સંખ્યા મહારાજોને માને છે. કેટલાએક વાણીઆ જૈન ધર્મના (શ્રાવક) છે તેઓ મહારાજને માનતા નથી. કોઈ પણ વાણીઓ મહારાજને ઈશ્વર અથવા ઈશ્વરનો અવતાર ગણે છે એવું મેં સાંભળ્યું નથી. ભાટીઆ તે પ્રમાણે માને છે કે નહીં તે હું કહી શકતો નથી, પણ કેટલાક લોકો મહારાજને ઈશ્વરનો અવતાર સમજતા હશે અને કેટલાએક લોકો તે પ્રમાણે સમજતા નથી. હમારા પંથના કેટલાક કહે છે કે મહારાજો ઇશ્વર છે. અને કેટલાક કહે છે કે નથી. લોકો મહારાજને ઈશ્વર પ્રમાણે માને છે કે નહી તે હું કહી શકતો નથી, વલ્લભ પંથના લોકો એવું સમજે છે કે મહારાજો બ્રહ્મા અને વીષ્ણુના અવતાર છે અને તેમની સેવા તેમના સેવકોએ પોતાના તન, મન અને ધનથી કરવી જોઇએ. એ વાત જે ('પ્લી' માંથી) મને વાંચી સંભળાવી તે ખરી છે અને તેવી હમારા લોકોની સમજ છે. આ

પ્રમાણે સેવા ન કરવાથી મોટું પાપ લાગે એમ હું ધારૂ છું. 'પ્લી' મધ્યે જણાવ્યું છે કે મહારાજની ઉપર સેવકીએ જારભાવની પ્રીતી રાખવી અને તેની સાથે જાર કર્મ કરવું એવું પુસ્તકોમાં લખ્યું છે કે નહી તે હું કહી શકતો નથી. એ વાત જો શાસ્ત્રમાં લખી હોય તો તે ખરી સમજી હમારે તે પ્રમાણે ચાલવું જોઇએ. પરભુદાસ સાથે બંદોબસ્ત સબંધી વાત થઇ તે આ કોર્ટ મધ્યે ગોકલદાસ લીલાધર અને બીજાઓ જે બંદોબસ્તને માટે ગુનેહગાર ઠર્યા હતા તે બંદોબસ્તને લગતી હતી. એ બંદોબસ્ત આ કોર્ટ મધ્યે કરસનદાસની તરફ કોઇ સાહેદી પુરે નહી તે બાબતનો હતો એવું મેં પેલા બે શખ્સોને મ્હોડેથી સાંભળ્યું, અને મારી પાસે પણ તેવાજ બંદોબસ્ત કરવાને તેઓ આવ્યા હતા. મહારાજો નાત જાતના કજીઆઓનો ચુકાદો કરવાને તેમાં પડે છે. વીધવા અને માબાપ વગરના છોકરાંઓની મીલકત મહારાજો ખાઇ જાય છે તે વાત મારા સાંભળવામાં આવી નથી. મુંબઇ મધ્યે મહારાજોનાં મંદિર છે અને ત્યાં લગ્ન તથા બીજે પ્રસંગે નાચને વાસ્તે વેસ્યા અથવા કસબણને બોલાવે છે, પણ મંદિરમાં જે ઠેકાણે મુર્તી હોય, છે તે ઠેકાણે નાચ થતો નથી. નાચની મીજલસમાં કોઇ વખતે કસબણોને પણ બોલાવવામાં આવે છે. મંદીરમાં મહારાજ મુર્તીની પુજા કરે છે અને સેવક તથા સેવકીઓ કોઇ કોઇ વેળા મહારાજની પુજા કરે છે તેઓ મહારાજને પગે પડે છે. મહારાજની પુજા કરવી એટલે મુર્તીની પુજાના પેઠે તેને ટીલો કરવો, તેને ફુલનો હાર પેહેરાવવો. મુર્તીની પુજા કરવાની એક રીત એ છે કે તેને હીંડોળામાં બેસાડીને ઝુલાવવી; અને હમારી બાયડીઓ પણ મહારાજની એવીજ રીતની પુજા કરે છે એટલે તેને હીંડોળામાં બેસાડીને ઝુલાવે છે. હોળીના દીવસમાં સેવક તથા સેવકીઓ ઉપર મહારાજો ગુલાલ ઉડાવે છે. એ ગુલાલ દુરથી ઉડાડવામાં આવે છે અને સ્ત્રીઓની ગરદન તથા છાતી ઉપર પડતો હશે કોઇ સ્ત્રીની છાતીએ ગુલાલ નાંખવો એ હમારામાં વ્યભીચારના જેટલું ખરાબ ગણાતું નથી. જો કોઇ પુરૂષ કોઇની બાયડીની છાતી ઉપર ગુલાલ નાંખે તો હમારા લોકો તે વાત શરમની અથવા અમર્યાદાની સમજતા નથી. બીજા લોકો એ પ્રમાણે સમજતા હોય કે નહીં તે વાત હું કહી શકતો નથી. કોઇ મહારાજે કોઇ સ્ત્રીની છાતી દાબી હોય એવું મેં સાંભલ્યું નથી. મહારાજના ચાવેલાં પાનસોપારી (ઓગાર) તેમના સેવકો ખાય છે. મહારાજના ધોતીઆમાંથી નીચો-

વેલું પાણી 'ચરણામૃત' (એટલે પગનું અમૃત) કહેવાય છે અને તે વૈષ્ણવો પીએ છે. મહારાજના ભાણામાંથી બાકી રહેલું એઠું (જુઠણ) સેવક સેવકીઓ ઘણા ભાવથી ખાય છે. જે પાણીથી મહારાજ ન્હાય છે તે પાણી સેવકો પીતા નથી. હું વરસમાં ત્રણ ચાર વખત મહારાજનાં મંદીરમાં જાઉં છું. પુરૂષ અને સ્ત્રીઓ ઉઘાડા ચોકની અંદર મહારાજનાં દર્શન કરે છે. મહારાજના મંદીરમાં જે રસ્તેથી ફક્ત સેવકીઓ જઈ શકે એવા ઓરડા છે તે હું જાણતો નથી. જો મહારાજનું કુટુંબ હોય તો મંદીરમાં જવાનું હોય છે. ભાટીઆઓએ ત્રણ ચાર વરસ ઉપર પોતાની સ્ત્રીઓને મહારાજોના દર્શને મોકલવા વીષે કાંઈ બંદોબસ્ત કીધો છે કે નહીં તે મને યાદ નથી.

પાછી તપાસ—"ચાર વરસ ઉપર વાદી મુંબઈ નહોતો. હમારી નાતના લોકો હમારા બાપદાદા કરતા આવ્યા છે તેમ કરે છે. કેટલાક લોકો શાસ્ત્ર પ્રમાણે ચાલે છે. તેઓ ગુરૂનો અથવા બ્રાહ્મણનો વિચાર કોઈ કોઈ વાતમાં લે છે. મહારાજ ઘણું કરીને મંદીરમાં એક બાજુએ રહે છે અથવા ઠાકોરજીની મુર્તીની સામે રહે છે, મહારાજના રહેવાના ઘર અને મુર્તીના મંદીર વચે દરવાજા અથવા બારણાં હોય છે. કસબણનો નાચ થાય છે તે મહારાજના ઘરમાં અથવા મંદીરના ચોકમાં થાય છે. મુંબઈમાં નાચ કરનારી કસબણો હોય છે. કસબણોનો નાચ લગ્ન અથવા બીજે પ્રસંગે ઘણા આબરૂવાળા લોકો પણ કરાવે છે. વાદી પરણેલો છે, અને તેને બચ્ચાં છે. મહારાજો આ કોર્ટમાં સાહેદી આપવાને અડચણ જેવું સમજે છે. તેઓ જો આ કોર્ટમાં આવે તો તેથી તેઓની ઉપર કોઈ ગુસો કરનાર નથી. પણ તેઓને દેવપુજામાં હરકત પડે એટલા માટે આવતા નથી. મહારાજની પુજા કરવી એટલે જ્યારે મહારાજને હમારે ઘેર પધરાવવા (બોલાવવા) હોય ત્યારે હમે તેને બોલાવી લાવીએ છીએ. તેને ફુલના હાર પહેરાવીએ છીએ. તેની આરતી ઉતારીએ છીએ તેની આગળ (રોકડા રૂપીઆની) ભેટ મુકીએ છીએ, તેને પગે લાગીએ છીએ. મુર્તીની પુજા હમે કરતા નથી, પણ મહારાજ કરે છે. તેઓ મુર્તીને ઘણી સારી રીતે ન્હવડાવે છે. કેસર સ્નાન કરાવે છે (એટલે કેસરના પાણીથી ન્હવડાવે છે.) પછી તેને વસ્ત્ર પહેરાવે છે પછી તેની આરતી ઉતારે છે, પછી પુરૂષ તથા સ્ત્રીઓ તેના દર્શન કરે છે: મહારાજ અને તેઓના કેટલાક ભીતરીઆઓ (પુજારી બ્રાહ્મણો) સીવાય મુર્તીને કોઈ અડકી શકતું નથી. હોળીના દહાડામાં (મહા-

રાજો) ગુલાલ ઉડાડે છે. ગુલાલ પતંગના લાકડાંમાંથી બને છે. હીંદુઓમાં ગુલાલ ઉડાવવાનો શીરસ્તો છે. એ ચાલ અસલના વખતનો છે અને તે કેવી રીતે દાખલ થયો તે હું કહી શકતો નથી. હમણા હું ઘરડો થયો અને ગુલાલ ઉડાડતો નથી જ્યારે હું જુવાન હતો ત્યારે ઉડાડતો હતો.

જ્જોના પુછવાથી—" મેં જણાવ્યું કે હમારી નાતના બે શખ્સોએ આવીને મને કહ્યું કે ભાટીઆઓએ જેવો બંદોબસ્ત કર્યો તેવો બંદોબસ્ત આપણે કરવો જોઇએ. આપણે એટલે વાણીઆના મહાજને. મહારાજની પુજા કરવી એટલે એમ નહીં કે જેવી મુર્તીની પુજા તેવીજ મહારાજની પુજા. એ બે પુજામાં થોડો ફેર છે. મુર્તીને નવડાવીને વસ્ત્ર પહેરાવે છે. અને તેની આગળ ભોગ (એટલે ખાવાની કાંઈ ચીજ) ધરે છે, પણ એ પ્રમાણે મહારાજને કરવામાં આવતું નથી. તે મુર્તીને ધરેલો ભોગ મહારાજ ખાય છે અને વૈષ્ણવોને પણ વહેંચે છે. જ્યારે મહારાજ મુર્તીની પુજા કરે છે. ત્યારે તે ઇશ્વરની પુજા કરે છે એમ હું સમજુ છું, પણ જ્યારે હું મહારાજની આરતી ઉતારૂં છું અને તેને પગે પડું છું ત્યારે હું તેને ઇશ્વરનો અવતાર સમજતો નથી. મેં કહ્યું છે કે કેટલાક ભાટીઆ તથા વાણીઆ મહારાજોને ઇશ્વરનો અવતાર ગણે છે, પણ એમ સમજનાર લોકોની સંખ્યા મોટી છે કે નાની તે હું કહી શકતો નથી, અને થોડાં વરસથી એ સંખ્યામાં વધારો થયો છે કે ઘટાડો તે પણ હું કહી શકતો નથી."

(બીજો દીવસ, સોમવાર તા૦ ૨૦ મી જાનેવારી.)

(૩) **જમનાદાસ સેવકલાલઃ—**"હું શરાફનો ધંધો કરૂં છું અને જ્ઞાતે લાડ વાણીઓ છું, હું હમારી ન્યાતનો શેઠીઓ નથી. હું વાદીને ઓળખું છું. તે હમારો મહારાજ થાય. 'સત્ય પ્રકાશ' માં લખાએલી લાઇબલની બીનાને માટે આ ફરીઆદી માંડી છે તે બીના મારા વાંચવામાં આવી હતી. હું એ પત્ર ખરીદ કરતો હતો. ૧૮૬૦ ની તા૦ ૨૧ મી અકટોબરના 'સત્ય પ્રકાશ' ની આ નકલ છે તે મધ્યે વાદી જદુનાથનું નામ જોવામાં આવે છે. જદુનાથજી એવું નામ મેં બીજા કોઈ મહારાજનું સાંભળ્યું નથી.

ઉલટ પાલટ તપાસ.- " જેવું માન હું બીજા મહારાજોને આપું છું તેટલુંજ માન હું વાદીને પણ આપુ છું, પણ આ લાઇબલની બીના છપાયા પછી લોકોનો પ્યાર વાદીના ઉપરથી કાંઇક ઉતર્યો છે. આશરે બે વરસ ઉપર એ મહારાજ સુરતથી આવ્યા તે વાત મને યદ છે. જદુનાથજી મહારાજ સુરતથી અત્રે આવ્યા પછી એવી ફર્યાદ કરવા લાગ્યા કે મને અને બીજા મહારાજોને જેટલું માન આપવું જોઇએ તેટલું માન લોકો હાલ આપતા નથી,

એ વાત મેં સાંભળી નથી ( એક છાપેલા હેંડબીલ મધ્યે તે સવાલ સાક્ષીને ફરીથી પુછયો ) એ હેંડબીલ મેં અગાઉ વાંચ્યું હોય એમ મને યાદ નથી. એ હેંડબીલ મધ્યે જદુનાથજી મહારાજને ઉપર જણાવેલી ફરીયાદ કરેલી છે તે પણ મેં સાંભળ્યું નથી. સને ૧૮૬૦ માં જદુનાથજી મુંબઈ આવ્યા તેની અગાઉ કોઈ વૈષ્ણવને મ્હોડે એવી ફરીયાદ મેં સાંભળી નથી, કે મહારાજો અમોને ધર્મનો ઉપદેશ કરતાં નથી. હમે મહારાજની આગળ જઇને પગે પડતા હતા, પછી મુર્તીના દર્શન કરીને ઘેર જતા હતા. બ્રહ્મસંબંધના મંત્ર શિવાય તેઓ કાંઈ પણ બીજો ધર્મોપદેશ કરતા નથી, અને બ્રહ્મસંબંધમાં ઉપદેશ આખા જન્મારામાં ફક્ત એકજ વખત કરવામાં આવે છે. વાદી એમ કહેતો હતો ખરો, કે સેવકો જો તેની પાસે આવીને કાંઈ પુછે તો તેઓને તેનો ખુલાસો કરી આપે. સેવકો વાદીના પાસે ધર્મ ઉપદેશને માટે જતા નથી એવી ફરીઆદ મેં વાદીને મ્હોડે સાંભળી નથી. મેં વાદીને એમ બોલતાં સાંભળ્યા નથી કે શાસ્ત્ર પ્રમાણે સેવક જો ન પુછે તો ગુરૂએ તેને ધર્મ વિષે ઉપદેશ કરવો નહીં. પુછ્યા વગર ધર્મોપદેશ કરવો એ ભુખ વગરના માણસને ખોરાક આપ્યા બરાબર છે, એવું બોલતા પણ મેં મહારાજને સાંભળ્યા નથી. ધર્મનું ચોપાનીઉં વૈષ્ણવ મંડળી કહાડે છે, મહારાજ કહાડતા નથી. વૈષ્ણવ ધર્મ પ્રસારક એવા નામથી એ મંડળી ઓલખાય છે. તે મધ્યે મારૂં નામ નોંધીને મને જણાવ્યું કે તમને એ મંડળીના મેમ્બર કરવામાં આવ્યા છે. વાદી જદુનાથજી મહારાજ એ સભાના પ્રમુખ છે. બધા વૈષ્ણવોએ આ ચોપાનીયું ખરીદ કરવું એમ જણાવતાં મેં જદુનાથજી મહારાજને સાંભળ્યાં નથી, અથવા એવી મતલબનું હેંડબીલ પણ મેં વાંચ્યું નથી. મને તે ચોપાનીયાનું નામ યાદ નથી. હું ધારૂં છું કે તેનું નામ સ્વધર્મવર્ધક છે. મુંબઈમાં વૈષ્ણવોની સંખ્યા મોટી છે. તે સંખ્યા દશ હજાર જેટલી છે કે નહીં તે હું કહી શકતો નથી. જે વૈષ્ણવો બારીકાથી ધર્મ પાળે છે તેઓ મરજાદી કહેવાય છે. જદુનાથજી મહારાજને મેં એવી ફરીઆદ કરતાં સાંભળ્યા નથી કે આટલા બધા વૈષ્ણવોમાંથી ફક્ત ૧૨૦ જણ એ ચોપાનીઆના ઘરાક થયા છે. મહારાજ કાંઈ જુલમ કરતા નથી. જુલમ શાનો ? બ્રહ્મસંબંધ એટલે બ્રહ્મને વીષે મંત્ર ઉપદેશ કરવો. હું સંસ્કૃત વાંચી જાણતો નથી. એ મંત્રનો ગુજરાતી અર્થ કરી મને સમઝાવવામાં આવ્યો નહોતો. હું ધારૂં છું કે એક વખત કોઈ બ્રાહ્મણ પાસેથી તેનો અર્થ હું સમજયો હતું. મહારાજ 'કૃષ્ણ' ની જગાએ છે કે નહીં તેનો પાધરો જવાબ કેટલીવાર સુધી આપ્યો નહીં અને આખરે નામદાર ચીફ જસ્ટીસે જણાવ્યું કે શાક્ષી જો પાધરો જવાબ નહીં આપશે તો તેને ૧૦૦ રૂપીઆનો

દંડ કરવામાં આવશે. ત્યારે જવાબ આપ્યો કે મારા વીચાર પ્રમાણે મહારાજ 'કૃષ્ણ'ની જગાએ છે. આ પ્રમાણે સવાલનો જવાબ આપવાને હું અચકાઉં છું તે એવી ધાસ્તીને લીધે નહીં કે મુઆ પછી મને પક્ષી અથવા કુતરાનો અવતાર લેવો પડે. કૃષ્ણ હમારો રક્ષણકર્તા છે અને તેટલા વાસ્તે તેને મારૂં તન, મન, ધન બૈરી છોકરાં અને સઘળી બીજી ચીજ અર્પણ કરવી જોઈએ એવી મતલબ બ્રહ્મ સંબંધના મંત્રની છે. એ મંત્રનો અર્થ:—

'શ્રી કૃષ્ણ મારો રક્ષણ કર્તા છે!"

'ઓ, હજારો વરસ થયાં, કૃષ્ણથી મારો વીયોગ પડવાને લીધે ઉપજેલા 'તાપ અને દુઃખથી મારો નાશ થયો છે તે માટે મારૂં તન, મારી ઇંદ્રિ, મારો 'શ્વાસ, મારૂં દીલ, મારી વૃત્તિ, મારી બાયડી, મારૂં ઘર, મારા બચ્ચાં, મારાં 'સગાં, મારી દોલત અને આ દુનીઆ મધ્યેની મારી સર્વ વસ્તુ, તથા મારો 'આત્મા સર્વ સંપુર્ણ કૃષ્ણને હું અર્પણ કરૂં છું. અરે કૃષ્ણ હું તારો દાસ છું.'

એ અર્થ વાંચી સંભલાવ્યો તેજ પ્રમાણે મારા સમજવામાં આવ્યો છે. વાણીયાનું મહાજન પાંચ હજારનું કહેવાય છે. તે શિવાય પાંચ દશ હજાર જૈન (શ્રાવક) વાણીઆ હશે. આ વાત ખરી છે કે અર્ધા વાણીઆ મહારાજને માને છે અને અર્ધા નથી માનતા. વાણીઆમાં બે જાત છે, શ્રાવક અને વૈષ્ણવ. (જ્યારે આ સવાલ પુછ્યો કે 'કેટલાએક વાણીઆ મહારાજને ઇશ્વર પ્રમાણે માને છે કે નહીં? ત્યારે સાક્ષી બોલ્યો,) કે હમે મહારાજને ગુરૂ પ્રમાણે ગણીએ છીએ. ચીફ જસટીસ, સર મેથ્યુસાસે કહ્યું કે સવાલનો પાધરો જવાબ જો નહીં આપશો તો જેલમાં મોકલશું ત્યારે જવાબ આપ્યો કે) કેટલાએક લોકો મહારાજને ઇશ્વરરૂપી ગુરૂ ગણે છે. વળી જ્યારે પુછ્યું કે ગુરૂને ઇશ્વરને ગણે છે કે નહીં? ત્યારે સાક્ષીએ જવાબ આપ્યો કે) ગુરૂ એટલે ગુરૂ. (સર મેથ્યુસાસે ફરીથી કહ્યું કે પધારો જવાબ નહિ આપશો તો ખચીત તમને જેલમાં મોકલશું. સર જોસેફ આરનોલ્ડે કહ્યું કે તમે કેવી રીતે માનો છો તે હમે પુછતા નથી પણ બીજાઓ કેવી રીતે માને છે તે હમે પુછીએ છીએ) બીજાઓ ઇશ્વર પ્રમાણે માને છે કે નહીં તે હું જાણતો નથી, પણ હું તો ગુરૂ પ્રમાણે માનું છું. બીજાઓ એવે નામે તેની પુજા કરે છે તો મને ખબર નથી. કરસનદાસની તરફથી આ મુકદમામાં સાહેદીઓને હરકત કરવા હમારી નાતમાં બંદોબસ્ત થયો નથી. એવા બંદોબસ્તમાં સામેલ થવાને મને કોઇએ કહ્યું પણ નથી. આ મુકદમામાં કામ ચલાવવા વાસ્તે વાદીના વકીલ મી॰ લીથને ત્યાં હું જતો નથી. એ વકીલને ત્યાં હું મારા પોતાના કામને માટે જાઉં છું. હું મરજાદી નથી. મારી જાતના કોઈ લોકો રસ મંડળીમાં જાય છે કે નહીં તે હું જાણુતો નથી. રસ

મંડળી એ શું ચીજ છે તે પણ મને ખબર નથી. વલ્લભાચાર્ય પંથમાં એવી કોઈ મંડળી નથી કે જેમાં પરણેલી સ્ત્રી તથા પુરૂષો એક બીજા સાથે ભોગ કરે. એ મંડળી વીષે મેં લાઇબિલની બીનામાં વાંચ્યું છે, પણ એવી કાંઈ પણ વાત અમારી નાતમાં છે નહીં. હું વલ્લભાચાર્ય પંથના ઇતીહાસથી વાકેફ નથી. મહારાજો ઉંચી જાતના બ્રાહ્મણ છે તેનું કારણ એ કે બ્રાહ્મણો પણ તેઓને માને છે. થોડા બ્રાહ્મણો માને છે કે ઘણા તે જાણતો નથી. મહારાજો અસલ તૈલંગા બ્રાહ્મણ છે. તૈલંગા બ્રાહ્મણોએ કેટલાંક સો વરસ ઉપર મહારાજોને ન્યાત બહાર મુક્યા છે કે નહીં તે હું જાણતો નથી. તૈલંગા બ્રાહ્મણો મધ્યે હમણા તેઓ ન્યાત બહાર કહેવાય છે કે નહીં તે પણ હું જાણતો નથી. (ભટજી કહેવાય છે તે શિવાય) કોઈ બામણના કુટુંબમાં મહારાજો પરણે છે કે નહીં તે મેં સાંભળ્યું નથી. મારા કુટુંબનાં પુરૂષ તથા સ્ત્રીઓ મહારાજનાં દર્શન કરવાને જાય છે. જ્યારે મહારાજ અમારે ઘેર પધારે ત્યારે અમે તેની પુજા કરીએ છીએ. તેની પુજા કરવાને હમે તેને મંદીરે જતા નથી. મહારાજના થુંકેલા પાન સોપારી મેં કદી ચાવ્યાં નથી. પણ એમના ભાણાનું એઠું (જુઠણ) મેં ખાધું છે. મારી સ્ત્રીએ પણ જુઠણ ખાધું છે પણ ચાવેલાં પાન સોપારી ખાધા નથી. શ્રાવણ મહીનામાં મુર્તીને હીં-ડોળા ઉપર ઝુલાવે છે અને મહારાજ હીંડોળા ઉપર બેસે છે ત્યારે હમે તેને ઝુલાવીએ છીએ. મારા ઘરની સ્ત્રી તથા બીજા ઘરની સ્ત્રીઓ પણ ઝુલાવે છે. મહારાજ ફક્ત મારા ઘરની સ્ત્રી ઉપર ગુલાલ નાખતા નથી. પણ હજારો સ્ત્રીઓની ઉપર નાખે છે. ઠાકોરજીની આગળ ધરાવ્યા પછી ગુલાલ ઉડાડવામાં આવે છે. ઠાકોરજી એટલે ભગવાનની મુર્તી. ગુલાલ ઉડાડ્યાથી સ્ત્રીઓને ગર્ભ રહે એમ હું માનતો નથી. મારી સ્ત્રીની ઉપર મહારાજ શિવાય બીજો કોઈ ગુલાલ નાંખે તો તેમાં મોટું અપમાન સમજું (મહારાજ ગુલાલ ઉડાડે તો તે શા માટે અપમાન નહી તેનો પાધરો જવાબ ઘણીવાર સુધી નહીં આપ્યો તેટલા માટે નામદાર જજોએ સાક્ષીને પચાસ રૂપીઆનો દંડ કીધો.) દુરથી કોઈ સ્ત્રી ઉપર ગુલાલ ઉડાડવો એમાં સ્ત્રીની આબરૂને અપમાન પહોંચે છે એમ હું સમજતો નથી. હોલી શિવાય બીજી વખતે સ્ત્રીની ઉપર ગુલાલ નાંખવો એમાં અપમાન કેવી રીતે છે તે હું જણાવી શકતો નથી. મહારાજો સ્ત્રીની છાતી અથવા ગરદન ઉપર હાથ નાખે છે એ ફરીઆદ મેં સાંભળી નથી. એ ફરીઆદ મેં "સત્ય પ્રકાશ" મધ્યે વાંચી છે. "મુંબઈ સમાચાર" "સમાચાર દર્પણ" તથા બીજા પત્રોમાં એવી ફરીઆદ મેં વાંચી નથી. "સત્ય પ્રકાશ" તથા "જામે જમશેદ" શિવાય બીજા પત્રો હું વાંચતો

નથી. સને ૧૮૫૫ના ડીસેંબર મહીનાની ૨૫ મી તારીખના "જામે જમશેદ" મધ્યે મહારાજને શરમમાં નાંખનારી બીના છપાઈ છે તે મેં વાંચી નથી. એ બીના વાંચી હોય એવું મને યાદ નથી.

પાછી તપાસ—" મહારાજોને હીંડાળામાં બેસાડી તેમને ઝુલાવવા વીષે મને પુછ્યું તે પ્રમાણે કેટલાએક તેહવારને દહાડે ધર્મના રીવાજ પ્રમાણે કરવામાં આવે છે. ઉઘાડી રીતે અને બધા માણસો તથા બાયડીઓ જોઈ શકે એવી રીતે મહારાજોને ઝુલાવવામાં આવે છે. હોલીમાં જે ગુલાલ ઉડાડવામાં આવે છે તે ધર્મના રીવાજ પ્રમાણે છે. સેવકોની ઉપર મહારાજ જે ગુલાલ ઉડાડે છે તે ગુલાલ મુર્તીને ધરાવેલો હોય છે. મહારાજો સ્ત્રીઓની છાતી અથવા ગરદન ઉપર હાથ નાખે તો તે વ્યભીચાર જેવું કેહેવાય પણ દુરથી ગુલાલ નાખવામાં વ્યભીચાર ગણાતો નથી. બ્રાહ્મણો પોતાની છોકરીને ઘણું કરીને પોતાની ન્યાતનાજ લોકોને પરણાવે છે. (સર મેથ્યુસના પુછવા ઉપરથી.) ઠાકોરજીને અડકી શકતા નથી તેથી અમે મહારાજને ઝુલાવીએ છીએ. અને જ્યારે અમે તેને ઝુલાવીએ છીએ ત્યારે તેને ગુરૂ દાખલ ગણીએ છીએ. જે લોકો કંઠી બાંધે છે અને વૈષ્ણવ કહેવાય છે તેઓના ફક્ત મહારાજ ગુરૂ કહેવાય છે.

(૪) **વરજીવનદાસ માધવદાસ**—" હું સુલેહનો અમલદાર, અને ન્યાતે વાણીઓ છું. વાદી જદુનાથજી મહારાજને હું ઓળખું છું. વાદીને મુંબઈમાં આવ્યાને બે વરસ થયા. ત્યારથી હું તેને ઓળખું છું. હું મારી ન્યાતમાં શેઠીઓ છું અને મહાજનનો મેમ્બર છું. ભાટીઆ, લોહાણા, વાણીઆ, ભણસાલી, અને બીજી ન્યાતના લોકો મહારાજને માને છે. વાદી ગુરૂ છે, અને ન્યાતે બ્રાહ્મણ છે. સાધારણ બ્રાહ્મણો કરતાં ઉંચી પદ્દીનો છે. મહારાજો વલ્લભાચાર્યના વંશના છે. મુંબઈમાં વાદીનું મંદીર નથી. હીંદુઓ મહારાજોને માન આપે છે તે તેમાં ખાસ કરીને હમારા પંથવાળા.

ઉલટ પાલટ તપાસ—" બેવડું ખુન કરનાર શખ્સની વીરૂધ અદાલતમાં સાહેદી પુરવાને મેં ના પાડી, એ વાત હું કબુલ કરતો નથી. એ બાબત વીષે જે વર્તમાનપત્ર મધ્યે જણાવ્યું હતું તે મધ્યે મારૂં નામ નહોતું. અને લગતાં. એક કાગળ ઉપર મી૦ ફારજેટની સહી હતી, પણ તે મધ્યે મારૂ નામ ન હોવાથી મારા કેટલાક યુરેપીઅન મીત્રોએ સલાહ આપી તે ઉપરથી મેં તે વીષે કાંઈ ચરચા

ચલાવવાને વાજબી ધાર્યું નહીં. એ બનાવ આશરે પાંચ વરસ ઉપર બન્યો હતો. આગલા સાક્ષી ગોપાલદાસ માધવદાસનો હું ભાઈ થાઉં. જીવણજી મહારાજ શિવાય મારો ભાઈ બીજા કોઈપણ મહારાજની વીરૂધ હતો તે હું જાણતો નથી. વલ્લભાચાર્ય પંથની હકીકત અથવા વલ્લભાચાર્ય લછમન ભટનો છોકરો હતો તે હું જાણતો નથી. અસલ તેલંગા બ્રાહ્મણ છે. પણ તેઓ ન્યાતબહાર થએલા તે મેં સાંભળ્યું નથી. બ્રાહ્મણો તેમની સાથે બેસીને જમે છે કે નહીં તે મારા સાંભળવામાં આવ્યું નથી. વાણીઆની જાતમાં અર્ધા લોકો જૈન (શ્રાવક) છે તેઓ મહારાજને માનતા નથી અને તેઓ બુદ્ધ ધર્મ પાળે છે. બાકીના અર્ધા વાણીઆ મહારાજને માને છે, તેમજ શિવને પણ માને છે. કેટલાક લોકો શિવ ધર્મ છોડીને મહારાજને માને છે. પોરબંદરનો રાણો મહારાજની અનીતિથી કંટાળીને શિવમાર્ગી થયો તે વાતની મને ખબર નથી. પોર્ટુગીઝનાં સંસ્થાન દમણ મધ્યે એક મહારાજને બાંધી ફટકા માર્યા હતા તે મારા સાંભળવામાં આવ્યું છે. પણ ચોરીને માટે તેને બાંધી માર્યો હતો તે મેં સાંભળ્યું નથી. ઝાલણા પાટણ મધ્યે એક મહારાજ કેદ થયો હતો, એવું મેં સાંભળ્યું છે. ત્યાંના રાજાને ઝેર આપ્યું તે માટે કે કાંઈ બીજા કારણે એ મહારાજ કેદ થયા હતા તેની મને ખબર નથી. એ મહારાજને છોડવવા વાસ્તે અત્રેના લોકોએ અરજી કરી હતી તે મને યાદ છે. મહારાજો પોતા પોતામાંથી દત્તક પુત્ર કરે છે. માબાપની અનીતિ જાહેર કરવી એ હીંદુ લોકોની નજરમાં અપરાધ ભરેલું હશે. પણ હું તેમ સમજતો નથી. મહારાજો પોતાને જન્મ દીવસે કેસરસ્નાન કરે છે અને ન્હાય છે ત્યારે હમે તેની ઉપર કેસર નાખીએ છીયે. મુર્તીને પણ કેસરના પાણીથી ન્હાવડાવવામાં આવે છે. અમારી બાયડીઓ પણ મહારાજની ઉપર કેસર નાખે છે. અને તેનાં ચર્ણસ્પર્શ એટલે પગને અડકવું એ પવીત્ર સમજે છે. મહારાજ રજ (ધુળ) ઉપરથી ચાલે છે તે પવિત્ર ગણાય છે કે નહી તે હું જાણતો નથી. જ્યારે મહારાજ મરણ પામે છે ત્યારે તે મરી ગયા એમ હમે કહેતા નથી પણ 'લીલાવીસ્તાર્યા' એમ કહીએ છીએ. લીલાવીસ્તાર્યાનો અર્થ 'ઘણી સ્ત્રીઓ સાથે જારભાવની રમતમાં વધારો કીધો' એમ થાય છે કે નહી તેની મને ખબર નથી, ૧૬૦૦૦ ગોપીઓ સાથે કૃષ્ણે લીલા કરીને તેમનો ઉદ્ધાર (છુટકારો) કીધો એ વાત હમારા ધર્મની છે કે નહિ તે હું કહી શકતો નથી. મહારાજો મહાપ્રભુનો અવતાર છે કે નહીં તે મારાથી કહેવાતું નથી. વલ્લભચાર્યને હમારા લોકો મહાપ્રભુ કહે છે. મહાપ્રભુ એટલે મોટો ઈશ્વર. મહારાજોએ દાણા વાળાઓની ઉપર કર નાખ્યો છે તે દાણા વેચ-

નાર ભાટીઆ વાણીઆ આપે છે. અને તેનો બોજો છેવટે આખી કોમની ઉપર પડે છે. વાદીએ પુનર્વીવાહની સામે થવા માટે પોતાને ઘેર સભા મેળવી હતી. "વૈષ્ણવ પંચ" કયારે નીકળ્યું તેની મને ખબર નથી. મહારાજના ધોતીઆમાંથી નીચોવેલું અથવા તેના પગનો અંગુઠો ધોએલું પાણી મેં પીધું નથી. કેટલાએક લોકો એ પાણી પીએ છે. આ મુકદમા મધ્યે મહારાજની વીરૂધ સાક્ષી ન પુરવી એવા બંદોબસ્ત ઉપર મેં સહી કીધી નથી, અને ભાઇએ કીધી હોય તે હું જાણતો નથી. ફક્ત વર્તમાનપત્ર વાંચવા ઉપરથી મને માલમ પડયું કે મારા ભાઇને એ બંદોબસ્ત વીષે પુછવામાં આવ્યું હતું. કોઈ પણ વૈષ્ણવે મહારાજને કોર્ટ મધ્યે સાહેદી પુરવાને બોલાવવો નહિં અને બોલવે તેને નાતબહાર મુકવો એવા એક લખત ઉપર મેં સહી કીધી છે. સુપ્રીમ કોર્ટના જજોનેએ વીષે હમે અરજી કરવાની ધારણા રાખી હતી, અને હમારી એ અરજ જજો કબુલ નહિ રાખત તો 'પ્રીવીકાઉન્સીલ' મધ્યે એ બાબત અરજી મોકલવાનો હમારો વિચાર હતો. એ લખત ઉપર સહી લેવાને વાસ્તે મહારાજોએ આઠ દીવસ સુધી મંદીર બંધ રાખ્યા હતા. મહારાજો યુરોપીઅનોની દુકાનો મધ્યે તથા સ્ટીમર ઉપર, તથા વેસ્યાના નાચ મધ્યે જાય છે. પણ કોર્ટમાં આવવાને તેઓ ચાહતા નથી; કારણ કે ઘણાજ પુરાતન વખતથી એમ ચાલતું આવ્યું છે. મી૦ આનસ્ટીએ પુછયું કે તમારા પંથને ચારસો વરસ તો થયાં નથી અને તમે ઘણાજ પુરાતન વખતની વાત તે કયાંથી લાવેઆ ? ત્યારે સાક્ષી બોલ્યો કે) હમારો પંથ ચારસો વર્ષ થયાં નીકળ્યો છે. ગોરધનજી મહારાજ મોટા વેપારી હતા. અને તે પારસી તથા મુસલમાનોને ઘેર જતા આવતા હતા. વછાલાલજી મહારાજે મુસલમાની રાંડ રાખી હતી તે વીષે હું કાંઈ જાણતો નથી. વાદીએ કાંઈ ચોપાનીઆમાં જારભાબ વીષે લખ્યું છે કે નહિં તેની મને ખબર નથી, અને તે મેં વાંચ્યું પણ નથી. મહારાજના મંદીરમાં જવાનું જુદું હોય છે તે ઠેકાણે સઘળી બાયડીઓ મહારાજની વહુ બેટીનાં દર્શન કરવા જાય છે. વૈષ્ણવોને દાહાડામાં આઠ વખત મુર્તીનાં દર્શન કરવાની છુટ હોય છે. દર્શનની બીડમાં કેટલાએક લોકો બાયડીઓની છાતી ઉપર હાથ નાખે છે અને તેઓની આબરૂ લે છે એ વાત મેં કોઈ કોઈ વેળા સાંભળી છે. શીઆળાના દહાડામાં પુરૂષ અને સ્ત્રીઓ પરોઢીઆની અગાઉ ચાર વાગે અંધારામાં દર્શન કરવા જાય છે. મે કાયમેનની માફક માભારાજની ગાડી હાંકી હતી અને તેમાં કાંઈ શરમ ભરેલું હું સમજતો નથી. કોઈ મહારાજે

ગવર્નરને સલામ ન કરીને અપમાન આપ્યું હોય એવું મેં સાંભળ્યું નથી. લાઈબલની બીના છપાઈ તેની અગાઉ કેટલાએક વર્તમાનપત્રો મધ્યે મારા વાંચવામાં આવ્યુ હતું કે મહારાજો વ્યભીચાર કરે છે. ચાર વર્ષ થયાં એ પ્રમાણે મારા વાંચવાથાં આવ્યું છે. એ વ્યભીચાર સંબંધી હમારા પંથના લોકો બધ્યે પણ વાતચીત ચાલતી હતી. એ વીષે કાંઈ જવાબ આપવામાં આવ્યો હોય એમ હું જાણતો નથી. ભાટીઆની બાયડીઓએ ફક્ત સવારના અને સાંજનાજ દર્શન કરવા જવું એ બંદોબસ્તની વાત તેઓમાં ચાલતી હતી એમ હું ધારૂં છું. એ વાત મહીના ઉપર થતી હતી. પ્રતીવાદી (કરસનદાસ) ની સાથે મારે ઘણો અણબનાવ નથી. મારી ન્યાત સંબંધી કાંઈ તકરારને લીધે તેણે પોતાનાં વર્તમાનમાં મારી ઉપર હુમલો કીધો છે. તેની કાંઈ દરકાર કીધી નથી. મારા પંથનાં ધર્મ પુસ્તકો હું વાંચતો નથી. ગુજરાતી બ્રાહ્મણોને મ્હોડે હું તે કોઈ કોઈ વખત સાંભળું છું.

પાછી તપાસઃ—“ હું હમણાં પણ સુલેહનો અમલદાર છું, અને એવડાં ખુનને લીધે મારી આબરૂને સરકારની તરફથી અથવા બીજા કોઈ પણ શખ્શથી નુકશાન પુગું નથી. એ બટ્ટો વગર પાયાનો હતો. દમણની વાત વીષે મેં એટલુંજ સાંભળ્યું છે કે તે મહારાજને ફટકાનો માર પડવાથી તેનો જીવ ગયો. એ બાબત મેં કાંઈ બીજું સાંભળ્યું નથી. વાદીએ પુનર્વીવાહ વીષે એટલુંજ જણાવ્યું કે હીંદુ શાસ્ત્ર એ વાતની છુટ આપતાં હોય તો તે કરવાં, નહીં તો નહીં. એ વીષે કાંઈ તકરાર થઈ પણ તેનું છેવટ શું આવ્યું તે મારા સાંભળવામાં આવ્યું નથી. ‘ વૈષ્ણવ પંચ ’ એટલે વૈષ્ણવની મંડળી અને ઠઠ્ઠા મશકરી નહીં. મહારાજો વીષેની બીના મારા વાંચવામાં આવી હતી., પણ તેથી મહારાજની આબરૂને કાંઈ નુકશાન પુગ્યું નથી. હું મહારાજના મંદીરમાં કોઈ કોઈ વખત જાઉં છું. મંદીર મધ્યે સમાધાની રાખવા માટે કેટલાંક માણસ રાખવામાં આવે છે. એ લોકો વૈષ્ણવોને મંદીરમાં દાખલ કરે છે. વૈષ્ણવો એક દરવાજે જાય છે અને બીજે દરવાજેથી નીકળે છે. પ્રતીવાદીએ પોતાના પત્રમાં મારી ઉપર ત્રણ ચાર વખત હુમલો કીધો છે, પણ તે વીષે મેં કાંઈબી દરકાર કીધી નથી.

(ત્રીજે દીવસ, મંગળવાર, તા૦ ૨૮ મી જાનેવારી.)

(૫) રણછોડજી મનજી—“હું વેપારી છું અને હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં જાત્રાને માટે જઈ આવ્યો છું. ગંગા જમના નદી ઉપર મોટાં શહેરોમાં પણ હું જઈ આવ્યો છું. પશ્ચીમ તરફ હું પોરબંદરથી દુર ગયો નથી ત્યાં ઘણાંએક શહેરોમાં મહારાજો હતા અને કેટલાંએક શહેરોમાં નહીં હતા.

હું ધારૂં છું કે હીંદુસ્તાનમાં ૪૦ કે ૫૦ મહારાજ છે. બે મહારાજ કાશીમાં હતા. હમારા ધર્મની રીત પ્રમાણે હીંદુઓ તેમજ રાજાઓ મહારાજને ગુરૂ લેખે માન આપે છે. મહારાજો બ્રાહ્મણ છે અને બીજા બ્રાહ્મણો પણ તેમને માન આપે છે.

ઉલટ પાલટ તપાસ--" આખી દુનીઆ કહે છે કે મહારાજો બ્રાહ્મણ છે. તેઓ ન્યાતબહાર થએલા બ્રાહ્મણો છે કે નહીં તે હું જાણતો નથી, અને એવું મેં સાંભળ્યું પણ નથી. કહે છે કે મહારાજો તૈલંગ દેશના છે. હું તૈલંગ દેશમાં ગયો નથી. મહારાજો વીષે કોઈ બ્રાહ્મણ સાથે મારે વાતચીત થઈ નથી. મહારાજના દર્શન કરવા હું જાઊં છું ત્યારે ઘણાએક બ્રાહ્મણોને બેઠેલા જોઉં છું, કોઈ વખતે પાંચ, કોઈ વખતે દશ, અને કોઈ વખતે પચીશ, તેઓ મહારાજ પાસે ભીખ માગવાને જાય છે. કે નહીં, તે મારાથી કહેવાતું નથી. તેઓ મારી પાસે ભીખ માગવાને આવે છે. બ્રહ્મણને મહારાજની સાથે બેસીને જમતાં મેં દીઠા નથી. હું જાતે વાણીઓ છું અને વૈષ્ણવનો ધર્મ પાળું છું. મારી આંખો ઝાંખ મારે છે તેથી સાફ દેખાતું નથી, તથા હું વાંચી શકતો નથી. મેં ૮૪ વૈષ્ણવની અને ૨૫૨ની વાર્તા વાંચી છે અને "શીક્ષાપત્ર" પણ વાંચ્યું છે. જદુનાથજી મહારાજનું છપાવેલું ચોપાનીયું એક પણ વાંચ્યું નથી. ૮૪ વૈષ્ણવની અથવા ૨૫૨ ની વાર્તામાં મેં વાંચ્યું છે કે કૃષ્ણદાસ નામના એક વૈષ્ણવની સ્ત્રીએ એક વાણીઆની સાથે જારકર્મ કરવાની કબુલાત આપી હતી, તે કબુલાત પુરી પાડવાને માટે તેનો ધણી પોતાના ખભા ઉપર બેસાડીને તેણીને તે વાણીઆને ઘેર લઈ ગયો. એ માટે વાર્તામાં તે સ્ત્રીનાં, તેનાં ધણીના, અને તે વાણીઆનાં વખાણ કરવામાં આવ્યાં છે. તેમાં તે સ્ત્રીએ પોતાનું વચન પાળ્યું તેને માટે તેનાં વધારે વખાણ કરવામાં આવ્યાં છે. એક ભીલે પોતાની સ્ત્રીને તથા તેના યારને જાર કર્મને માટે મારી નાખ્યા, અને તે મરનાર શખ્સોને ઠાકોરજીએ સ્વર્ગમાં સઉથી સારી જગ્યા આપી, એ વાતની મને ખબર નથી. ગોંસાઈજી મહારાજે ગંગા ખત્રીઆણીની મા સાથે સંડાસની અંદર જારકર્મ કરવાની ના પાડી, પણ ત્યાર પછી તેને સ્વપનામાં ભોગવીને ગર્ભવંતી કરી, એ વાતની પણ મને ખબર નથી, હું શાસ્ત્રથી વાકેફ નથી તેથી મારાથી કહેવાતું નથી કે આ વાર્તાઓ ધર્મ અને નીતિથી કેટલીએક રીતે ઉલટી છે. શાસ્ત્રમાં જે પ્રમાણે લખ્યું હોએ તે પ્રમાણે મારે ચાલવું જોઇએ. પણ શાસ્ત્ર પ્રમાણે સર્વે કોઈથી ચલાતું નથી, કેમકે બધાને પેટ લાગેલું છે. વલ્લભાચાર્ય પંથના 'દશ મર્મની' મને ખબર નથી. હું મારા ગુરૂને ઇશ્વરનો અવતાર ગણતો નથી. બીજાઓ તેમ સમજે છે કે નહીં તે કહી શકતો નથી. જે લોકો વરકત કહેવાય છે

તે ભીખારી હોય છે અને તેઓ જાત્રા કરે છે, લોહાણા, ભાટીઆ, તથા બીજી ન્યાતના કોઇ કોઈ માણસો વરકત થાય છે. કેટલાએક વરકત પરણે છે અને કેટલાક પરણતા નથી. વરકત થયા પછી પરણવા માગે તો પરણી શકે. વરકત લોકો મહારાજોની ભડવાઈ કરે છે કે નહીં તે હું કહી શકતો નથી. વૈષ્ણવના મરણની વખતે મહારાજ પધારે તે મેં જોયું છે. મરનાર શખ્સની છાતી ઉપર મહારાજ પોતાનો પગ મુકે છે તે મેં સાંભળ્યું છે, પણ મેં જોયું નથી. એ વખતે મરનાર ધણીની શકિત પ્રમાણે મહારાજને પાંચ પચીશ કે તેથી પણ વધારે રકમ મળે છે. મહારાજને ગુરૂ દાખલ ભેટ કરવામાં આવે છે. "રાસ મંડળી" વીષે હું વાકેફ છું, પુરૂષ તથા સ્ત્રીઓ તે જોવાને એકઠાં મળે છે, એ રાસ મંડળીવાળા રાસનો નાચ કરે છે. તેને વીષે હું કહું છું પણ "રસ મંડળી" વીષે હું કાંઈ જાણતો નથી.

જજોના પુછવાથી—"કૃષ્ણદાસ વૈષ્ણવની વાત મેં જણાવી તે હમારા લોકો ધર્મની વાત સમજે છે. વૈષ્ણવ પેલી બાઈને ઘેર ગયો, અને તેને જમાડવા વાસ્તે તે બાઇએ એક વાણીઆ દુકાનદારની સાથે જારકર્મ કરવાની કબુલાત આપી તે કબુલાત તેણીએ પુરી પાડી. તે બાઇએ પોતાની કબુલાત પુરી પાડી એટલા માટે એ વાતમાં તેનાં વખાણ કરવામાં આવ્યાં છે. કોઈ બૈરી એવીજ સારી મતલબથી મહારાજની સાથે જારકર્મ કરે તો તે હમારા લોકમાં સારૂં કહેવાય નહીં. પેલી વાતમાં બાઇને જે સારૂં ભાસ્યું તેમ કીધું. તે વાણીઆ દુકાનદારે કહ્યું કે તું તારી કબુલાત પુરી પાડવા આવી, માટે તુંને હું મારી દીકરી ગણું છું એ વાતનો સાર એકે ત્રણે જણાએ પોતાનું સત્ય રાખ્યું છે. તે વાણીઆએ પેલી સ્ત્રીને પોતાની દીકરી ગણી તે ઉપરથી હું ધારૂં છું કે જારકર્મ થયું નહીં (મી૦ સ્કોબલે જણાવ્યું કે આ સાક્ષી ઉપલી વાત સઘળી ખોટી સમજ્યો છે તે એ વાત રજુ થયાથી તમો નામદારોને માલુમ પડશે. તે ઉપરથી સર જોસફ આરનોલ્ડે કહ્યું કે, એ વાત કાંઈ ધ્યાન પ્હોંચાડવા જોગ નથી. એ વાત કાંઈ પણ સાર કે ધડ પુછડાં વગરની છે.) વૈષ્ણવ તે બાઈને ત્યાં પરોણા દાખલ આવ્યો. તે બાઈના ઘરમાં દાણો નહોતો. હવે પરોણાને જમાડવો તો જોઇએ તેથી તે વાણીઆ પાસે ગઈ, અને તે વાણીઆની સાથે જારકર્મ કરવાની કબુલાત કીધી. પછી તે વૈષ્ણવને જમાડીને તે વાણીઆ પાસે પોતાની કબુલાત પુરી પાડવા ગઈ, ત્યારે તે વાણીઆએ કહ્યું કે તું મારી દીકરી થાય."

(૬) શીવદાસ મોનજી:—"હું ન્યાતે ભણુસાલી છું અને બંદર ઉપર મારા છોકરાઓના નામથી વેપાર ચલાવું છું. વાદી જદુનાથજી મહારાજને હું ઓળખું છું. અમારી ન્યાતના લોકો એને અને બીજા મહારાજોને પોતાના ગુરૂ ગણે છે.

ઉલટ પાલટ તપાસ—"હમારી ન્યાતમાં ચાર તડાં છે. કચ્છ તરફ હમારી ન્યાત મધે દશ કે પચીસ હજાર લોકો છે. હમારી ન્યાતના લોકો એક પંથના નથી કેટલાએક રામાનંદી, કેટલાએક સહજાનંદી ઇત્યાદિ છે. તેઓ મહારાજને પોતાના ગુરૂ ગણુતા નથી, પણુ માન આપે છે ખરા હમારા પંથના લોકો મહારાજને ઇશ્વર ગણે છે કે નહીં તે હું જાણુતો નથી. હમારા પંથના પુસ્તક મેં કોઈ દહાડે વાંચ્યાં નથી, અને કોઇ દહાડે વાંચતાં સાંભળ્યાં પણુ નથી. હમારા પંથનું સીધ્ધાંત (મત) શું છે તેની મને ખબર નથી. મેં ભાગવત પુરાણુ બ્રાહ્મણુને મ્હોડે સાંભળ્યું છે. મહારાજે મને કંઠી બાંધી ત્યારે કહ્યું કે સાચે માર્ગે ચાલજો. મારા આખા જન્મારામાં મહારાજ પાસેથી મને એટલોજ ધર્મ ઉપદેશ મળ્યો છે. હું મહારાજનાં દર્શન કરૂં છું પણુ તેની પુજા કરતો નથી. તેના ધોતીઆનું પાણી મેં કદી પીધું નથી, અથવા તેનાં ચાવેલાં પાન સોપારી ખાધાં નથી"

(૭) ગંગાધર નાનકામ—"હું જાતે મારવાડી છું અને મહારાજોનો ધર્મ પાળું છું. મુંબઇ મધ્યે મારી ન્યાતના ઘણા મારવાડી નથી. બીજા મારવાડીઓ પણુ મહારાજોના પંથમાં છે, શ્રીનાથદ્વાર તથા જોધપુરમાં પણુ મહારાજો છે, તેઓને હમે હમારા ગુરૂ ગણીએ છીએ.

ઉલટ પાલટ તપાસ—મુંબઇ મધ્યે હમારી નાતના કેટલા મારવાડી છે તે હું કહી શકતો નથી. કદાચ દશ વીસ કે પચાસ હશે. મારવાડ દેશમાં મહારાજને માનનારા કેટલા લોકો છે તે પણુ હું કહી શકતો નથી. બીજા પંથના પણુ હમારી ન્યાત મધ્યે ઘણા મારવાડી છે મહારાજને હું મારો ગુરૂ સમજું છું બીજાઓ કેવી રીતે સમજે છે તે મારાથી કહેવાતું નથી. કેટલાએક લોકો મહારાજને ઇશ્વર કરીને સમજતા હશે."

(એ સાક્ષી લેવાયા પછી વાદીની તરફનો મુકદમો પુરો થયો.)

મી૦ ઍનસ્ટીએ નામદાર જજોને જણાવ્યું કે વાદીએ પોતાનો મુકદમો સાબેત કીધો નથી તેટલા માટે આ મુકદમો 'નોન્સ્યુટ' કરવો એટલે ઉડાડી મુકવો જોઇએ. 'નોન્સ્યુટ' કરવાનાં કારણુ કાયદાના દાખલા દલીલ સાથે લંબાણુથી તેણે કહી સંભળાવ્યાં તેનો સાર તથા તે ઉપર વાદીની તરફથી મી૦ બેલીએ આપેલા રદીઆનો સાર નીચે ટુંકામાં પ્રગટ કીધા છે.

## ( 'નોન્સ્યુટની' તકરારનો સાર. )

**પ્રતીવાદીઓ તરફથી** મી૦ આનસ્ટીએ જણાવ્યું કે "વલ્લભાચાર્ય પંથના મત કેવાં છે તે વીષેની કાંઇ પણ સાહેદી આપવામાં આવી નથી, તેટલા માટે એ મુકદમો રદ થવો જોઇએ. તમો નામદારોએ હિંદુના પુરાણ અથવા હાલના ધર્મોનાં મત વાંચ્યાં નથી, તેટલા માટે લાઇબલની બીના મધ્યે જે પાખંડી મત જણાવવામાં આવ્યા છે તેની મતલબ શું તે તમો કહી શકશો નહીં પાખંડી મત શાની અંદર છે તે વીષે કાંઇપણ સાક્ષી પડી નથી. વાદીના સાક્ષીઓએ એવું સાબીત કીધું કે તેનો ધર્મ પુરાણો નહીં, પણ હાલના જમાનાનો છે હરકોઇ માણસની આબરૂ ઉપર લાઇબલ છાપવામાં આવ્યું હોય તો તેની નુકસાની ભરી લેવા માટે તેણે દેખાડી આપવું જોઇએ કે તે બીના છાપવાથી તેની આબરૂને ફલાણી રીતે નુકસાન પુગ્યું છે, પણ આ મુકાદમા મધ્યે મહારાજની આબરૂને કેવી રીતે નુકશાન પુગ્યું તે જણાવવામાં આવ્યું નથી. ઉલટું વાદીની તરફના સાક્ષીઓએજ દેખાડી આપ્યું છે કે તેઓએ લાઇબલની બીના ધીકકારની નજરથી જોઇ છે અને તેની કાંઇ પણ દરકાર કીધી નથી. એક જણાએ કહ્યું કે લાઇબલ છપાયાથી મહારાજ ઉપરનો લોકોનો પ્યાર કાંઈક ઘટયો છે, પણ તેની આબરૂને મુદલ નુકસાન પુગ્યું નથી. તે પ્યાર કેવી રીતે ઘટયો જારભાવનો પ્યાર ઘટયો કે બીજી જાતનો પ્યાર ઘટયો, એ વીષે કાંઇ પણ સાહેદી આપવામાં આવી નથી.

( ચોથો દીવસ બૃહસ્પતવાર, તા૦ ૩૦મી જાનેવારી )

"વાદીની આબરૂને કેવી રીતે નુકશાન પુગ્યું તે સાબીત કરી આપવાને તે બંધાયેલો છે. લાઇબલની બીના મધ્યેનો છેલો ભાગ વાદીને લાગુ પડે છે એવું કહેવામાં આવ્યું છે; પણ ખરેખર જોતાં તે લાઇબલ છેજ નહીં 'જદુનાથજી મહારાજ તમો જો ધર્મનો વધારો અથવા ફેલાવો કરવા માગતા હો તો તમે પોતે સારાં આચરણ પકડીને તમારા બીજા મહારાજને ઉપદેશ કરો' ઇત્યાદિ. એ વાકય મધ્યે મહારાજોના આખા વર્ગ ઉપર અથવા એકજ ધણી ઉપર લાઇબલ છેજ નહીં. તેની ટોપી વાદી પોતાને માથે શા માટે પહેરી લે છે? 'તમે પોતે સારાં આચરણ પકડો' એ શું લાઇબલ થયું? જો એમજ હોય તો "લંડન ટાઇમ્સવાળાએ નામદાર રાણીના વડા શાહજાદાને વારંવાર ભલામણ કરી છે કે નીતિ અને સદ્દગુણનો માર્ગ પકડો, તેને માટે શાહજાદાએ પણ "લંડન ટાઇમ્સ" ઉપર લાઇબલની ફરીઆદ માંડવી જોઇએ? આ ઠેકાણે મહારાજને ઉપદેશ અથવા ભલામણ કરવામાં આવી છે કે તમે એવી ચાલ પકડો કે જેથી બીજા બધા મહારાજમાં પ્રકાશી નીકળો. ( આ

ઠેકાણે સર જોસફ આરનોલ્ડે ઇસારો કીધો કે તમે સારી ચાલ પકડો, તો તે ઉપરથી તેનામાં માઠી ચાલ છે એવું કહી શકાય નહીં.) 'વલ્લભાચાર્ય શિવાય કલીયુગમાં બીજા ઘણાં પાખંડ અને ઘણાં પંથો ઉભા થયા છે, પણ મહારાજોના પંથ જેવી નફટાઈ ઈત્યાદિ, કોઈ પંથવાળાએ કીધી નથી, પંથવાળાઓમાં ફકત મહારાજોજ નહીં, પણ એ પંથના સઘળા લોકો આવ્યા. વાદીએ ફરીઆદીની અરજીમાં પંથ એ બોલ ફકત પોતાને તથા બીજા મહારાજોનેજ લગાડેલો છે. વાદીએ વળી ફરીઆદીની અરજીમાં જણાવ્યું કે "તે પોતે અને બીજા મહારાજો હીંદુઓના ધર્મગુરૂ છે" એ વાત તેના સાક્ષીઓએ સાબેત કીધી નથી, પણ તેથી ઉલટું સાબેત કીધું છે. વાદીની તરફથી જે લોકો સાહેદી આપવાને આવ્યા તેઓએ સાફ કહ્યું કે 'અમે કાંઇ અમારા પંથના મત જાણુતા નથી.' એક જણાએ કહ્યું કે 'મને પુરસદ નથી; શાસ્ત્રમાં શું કહ્યું છે તે અમને ખબર નથી, અને અમે અમારા બાપદાદા કરતા આવ્યા તેમ કરીએ છીએ' બીજાએ કહ્યું કે, 'મહારાજ અમને કાંઈ ધર્મ ઉપદેશ કરતા નથી. અમોને કાંઈ પણ ધર્મનું જ્ઞાન મળેછે તે ગુજરાતી બ્રાહ્મણોથી મળે છે.' હીંદુસ્તાનના ઘણા ખરા લોકો અસલનો હીંદુ ધર્મ પાળે છે અને મહારાજોનું મત કબુલ કરતા નથી. મહારાજ પોતાના પંથના ધર્મગુરૂ છે તે સાબેત કરવા માટે, તેઓ સેવકોને ધર્મ ઉપદેશ કરે છે એવું દેખાડી આપવાની જરૂર છે. પણ તે પ્રમાણે મહારાજની તરફના સાક્ષીઓએ દેખાડી આપ્યું નથી. 'તે ટીકા પ્રમાણે ચાલીને મહારાજો પોતાના સેવકની વહુ દીકરીઓને બગાડો છો તેથી હાથ ઉઠાવો, અને રસ મંડળી જેવી અનીતિનો એકદમ નાશ પમાડો. જ્યાં સુધી તમો તેમ કરશો નહીં ત્યાં સુધી તમારાથી ધર્મનો ઉપદેશ અને સ્વધર્મનો વધારો થઈ શકવાનો નથી તે સત્ય કરીને જાણજો.' હવે આ વાકય વાદીને કેવી રીતે લાગુ પડે છે તે હું જાણતો નથી. લખનારની મતલબ ખુલી રીતે માલમ પડે છે, તે એ કે તમે મહારાજોએ તમારા પુસ્તકોમાં વ્યભીચારને ઉત્તેજન આપ્યું છે. અને તમે તમારા પંથના લોકોને એ પુસ્તક વાંચવાને તથા માનવાને છુટ આપો છો તેટલા વાસ્તે જ્યાં સુધી આવાં મતને તમે રદ કરશો નહીં ત્યાં સુધી તમારાથી ધર્મનો વધારો થઈ શકવાનો નથી, એ સત્ય જાણજો. આવી તકરાર અથવા આવું બોલવું કાયદાની હદમાં છે. જે પ્રમાણે વાદી લાઇબલની બીના પોતાને વીષે સમજ્યો. તે પ્રમાણે તેણે સાબીત કરવી જોઈતી હતી, અને તે પ્રમાણે તે કરી શક્યો નથી, માટે આ મુકદમો 'નોન્સ્યુટ' થવો જોઇએ. સાક્ષીઓથી રજુ થયું છે કે

પ્રતીવાદી કરસનદાસ વલ્લભાચાર્ય પંથનો તે પંથના લોકોની સાથે હળીમળીને રહેવા ઇચ્છે છે; પણ એ પંથમાં જે અનીતિ ચાલે છે તે કહાડી નાંખવાને ઉલટ રાખે છે; એ અનીતિ સંબંધી તકરાર આજ ઘણા વખતથી દેશી વર્તમાન પત્રોમાં તથા ચોપાનીઆઓમાં ચાલતી આવી છે, તે તકરારમાં વાદી પોતે સામેલ થયો છે. અને પોતાની તરફથી ચોપાનીયું તથા વર્તમાનપત્ર કહાડયાં છે, હવે એવે પ્રસંગે જાહેર અનીતિના સુધારાના કારણને માટે પ્રતીવાદીએ પોતાની લખેલી બીનામાં જે ભાષા વાપરી છે તેથી પણ સખત ભાષા જો વાપરી હોત તો તે વાજબી કહેવાત. વળી પ્રતીવાદીએ વાદીને વીષે, કીના કપટથી લખ્યું છે એ વીષેની સાબીતી પણ આપવામાં આવી નથી, અને ફરીઆદીની અરજીમાં જણાવેલી આ ત્રણ વાતનો પુરાવો આપવાની બહુ જરૂર હતી, તે એ કે હાલ જે જમાનો ચાલે છે તે કલીયુગને નામે ઓળખાય છે તથા મહારાજો હીંદુ ધર્મના ધર્મગુરૂ છે. અને વાદી ઉંચી ન્યાતનો ઉંચો ધર્મગુરૂ છે. એ જરૂરની વાતો પણ સાબીત કરી નથી. વળી આ મુકદમો "નોન્સ્યુટ" કરવામાં નહીં આવશે તો ઘણાં અઠવાડીઆં સુધી ચાલશે, તેટલા વાસતે હું આશા રાખું છું કે, તમો નામદાર એ મુકદમો 'નોન્સ્યુટ' કરશો."

**એ તકરારનાં રદીઆમાં વાદીની તરફથી** મી૦ બેલી બોલ્યો કે "વાદીએ ફરીઆદીની અરજીમાં લખેલી બીના મધ્યેની વાત પ્રતીવાદીઓએ પોતાની 'પ્લી'માં રદ કીધી છે, તે શિવાય બીજી વાતો સાબીત કરવાને વાદી બંધાયેલો નથી. વળી ફરીઆદીની અરજીની શરૂઆતમાં કેટલીએક વાતો લખી છે, એ ઘણી અગત્યની નથી. પ્રતીવાદીઓની તરફથી હાલ જે તકરાર ઉઠાવવામાં અવી છે તે કદાચ આ મુકદમો પુરો થયા પછી કામ આવી શકે, પણ હાલ એ તકરાર લાવવી જોઈતી નથી. લાઈબલની બીનાનો છેલો ભાગ વાદી અને બીજા મહારાજોને ખુલી રીતે લાગુ પડે છે, અને જમનાદાસે સાહેદી આપી કે તે જદુનાથજીનેજ લાગુ પડે છે અને વાદી શિવાય બીજા કોઈબી મહારાજનું નામ જદુનાથજી છે એવું તે જાણતો નથી. એ બાબત એ સાક્ષીને કાંઈ પણ ઉલટપાલટ પુછવામાં આવ્યું નહીં. ફક્ત એકજ સાક્ષી વરજીવનદાસ માધવદાસ ઇંગ્રેજી જાણનાર હતો અને તેણે જણાવ્યું કે વાદી ઉંચો બ્રાહ્મણ છે અને તેને બ્રાહ્મણો પણ માન આપે છે. વાદીની તરફથી એવો પણ પુરાવો પડયો કે મુંબઈમાં અને બીજે ઠેકાણે મહારાજોને ભાટીઆ, વાણીઆ લોહાણા અને બીજાઓ

ઉંચા બ્રાહ્મણ લેખે માન આપે છે. વાદી અને બીજા મહારાજો ધર્મગુરૂ છે એ વીષે મજબુત પુરાવો પડી ચુકયો છે. લાઇબિલની બીના વાદીને લાગુ પડે છે કે નહીં, તેને માટે દરેક બોલ ઉપર તકરાર "ડીમરર" ની વખતે થઈ ચુકી છે, અને તે વીષે હવે કાંઈ પણ શક રહ્યો નથી. આખી બીના વાંચ્યાથી વાંચનારના મન ઉપર જે અસર થાય તેજ ઉપરથી માલુમ પડે છે કે તે વાદીનેજ લાગુ પડે છે 'તમે પોતે સારાં આચરણ પકડો' એ વાકય ઉપરથી વાદી સારાં આચરણનો નથી, એવું માલુમ પડે છે. સર જોસફ આરનોલ્ડે કહ્યું કે વાદી ખરાબ આચરણનો છે ,એવું કાંઈ જણાવવામાં આવ્યું નથી ) વાદીની તરફ આંગળી કરીને બતાવે છે કે તમે સારાં આચરણ પકડો અને બીજા મહારાજો વ્યભીચારના સમુદ્રમાં ડુબેલા પડયા છે તેમને બોધ કરો. તમે મહારાજો તમારા સેવકની વહુ દીકરીઓને બગાડો છો' એ શું લાઇબિલ નહી કહેવાય, એ ટીકા લખનાર ગોકલનાથજી આગળ થઈ ગયો છે કે નહીં અથવા તેણે તે ટીકા લખી છે કે નહીં, તે વીષે આપણી પાસે કાંઇપણ સાબેતી નથી. ત્યારે યુરોપીઅનોનાં મન ઉપર નહીં પણ હીંદુ વાંચનારાઓના મન ઉપર એ બીનાથી કેવી અસર ઉપજવી જોઇએ, એ વીચાર કરવો જરૂરનો છે.

( પાંચમો દીવસ, શુક્રવાર તા૦ ૩૧ મી જાનેવારી )

'તમો નામદાર ઘડીભર એવું વિચારો કે તે લાઇબિલ નથી. તો પણ પ્રતીવાદીઓએ 'જસ્ટીફીકેશન "ની "પ્લી" આપી છે તેજ ઉપરથી ખુલું માલમ પડે છે કે તે વાદીને વીષે લાઇબિલ છે. પ્રતીવાદી વાદીને વીષે જણાવે છે કે વાદી પોતાના સેવકની વહુ દીકરીઓને બગાડે છે. એવું પણ હોય છે કે ગોકલનાથજીએ એ ટીકા લખી નહી હોય ત્યારે તમો નામદારોએ ફકત લાઇબલની બીનાજ ઉપર નજર રાખવી નહી જોઇએ. પણ ફરી. યાદીની અરજી ઉપર ધ્યાન આપવું જોઇએ વળી એવું જણાવવામાં આવ્યું છે કે શાસ્ત્ર શું છે અને કલીયુગ એ શું છે એ વીષે કાંઈ પુરાવો આપવામાં આવ્યો નથી. એ વીષેહું જણાવું છુ કે એ પુરાવો આપવાની જરૂર નથી. હીંદુઓનાં પુરાણ અને શાસ્ત્ર તપાસવાને તમો નામદાર બંધાયલા નથી. વળી વદીને કેવી રીતે નુકશાન થયું એ દેખાડવું જોઇએ. એવું પ્રતીવાદીઓની તરફથી કહેવામાં આવ્યું છે પણ તે દેખાડી આપવાની પણ કાંઈ જરૂર નથી. વળી એવું પણ જણાવવામાં આવ્યું છે કે પ્રતીવાદીઓ કીના કપટથી લખ્યુ છે એવી સાબીતી આપવામાં આવી નથી પણ હરેક લાઇબિલની બીનામાં

ફીનો આવવોજ જોઈએ, માટે તે સાબીત કરવાની કાંઇ જરૂર નથી. વાદી ધર્મગુરૂ છે એ વીષેનો પુરાવો પડી ચુકયો છે, અને એક સાક્ષીએ ખુલી રીતે જણાવ્યું કે મહારાજો ધર્મોના બોધ કરે છે. એ સઘળાં કારણો ઉપરથી હું એવી આશા રાખુ છું કે આ મુકદમો 'નોન્સ્યુટ" કરવાને પ્રતીવાદીઓની તરફથી જે અરજ કરવામાં આવી છે તે બહાલ રાખવામાં આવશે નહીં."

મી૦ બેલીનું ભાષણ થઇ રહેવા પછી મી૦ સ્કોબલે વાદીની તરફથી કહ્યું કે "પ્રતીવાદીઓએ જસ્ટીફીકેશન, એટલે પોતાની વાત સાબીત કરી આપવાની જે 'પ્લી' આપી છે તેની ઉપરજ ફકત ધ્યાન આપીને વાદીની તરફનો મુકદમો રચવામાં આવ્યો હતો; અને તે મધ્યે કેટલીએક નજીવી વાત સાબીત કરવાની રહી ગઈ હોય તો તેનો લાભ પ્રતીવાદીઓને આપવો જોઇતો નથી. આ મુકદમાને ખોટા આકારમાં દેખાડવાની તજવીજ થઈ છે. પ્રતીવાદીને વાણીઆ ન્યાતનો 'મારટીન લુથર' (એટલે મોટો સુધારો કરનાર ગણવામાં આવ્યો છે; પણ આ ઠેકાણે ધર્મને લગતો સવાલ નથી, સવાલ ફકત એટલોજ છે કે તેણે વાદીને વીષે લાઇબિલ છાપ્યું કે નહી? તમો નામદારો દેશીઓના ધર્મના કાનુન અને રીવાજથી કેટલીએક વાતે વાકેફ છો; તેટલા માટે હીંદુ શાસ્ત્રમાં શું લખ્યું છે તે સાબીત કરવાની કાંઈ પણ જરૂર નહોતી. હીંદુ ધર્મ પ્રમાણે વાદીની ઉપર એક મોટો આરોપ મુકવામાં આવ્યો છે. હવે એ આરોપ એમજ રહેવા દીધામાં આવે તો તે યુરોપીઅનોની નજરમાં ઘણો હલકો માલુમ પડે તેથી વાદીની આબરૂને નુકસાની થાય, એ વાત ખુલી માલુમ પડે છે."

(છઠો દીવસ; શનીવાર, તા૦ ૧ લી ફેબ્રુવારી.)

નામદાર ચીફ જસ્ટીસ, સર મેથ્યુસાસે એ તકરારનો ચુકાદો કરતી વેળાએ જણાવ્યું કે, "આ મુકદમો નોન્સ્યુટ કરવાની અરજ મુખ્ય કરીને એ કારણ ઉપર કરવામાં આવી છે, તે એ કે વાદીએ ધર્મગુરૂ લખે ફરઆદી કીધી છે, તેટલા માટે ધર્મગુરૂ છે એવું તેણે સાબીત કરી આપવું જોઇએ. પણ એ વાત સાબીત થઈ નથી. બીજું કારણ એ છે કે જે બીનાને વાસ્તે ફરીઆદી માંડવામાં આવી છે તે લાઇબિલ નથી. હવે વાદીની તરફથી જે સાક્ષી રજુ થઈ છે, તે ઉપરથી કોર્ટનો એવો વિચાર છે કે લાઇબિલને વાસ્તે (મજબુત તો નહીં પણ) કાંઈક પુરાવો પડી ચુકયો છે. વળી વાદી ધર્મગુરૂ છે એવું કેટલેક દરજ્જે દેખાડવામાં આવ્યું છે. એ લખાએલી બીના લાઇબિલ છે કે નહીં એ વીષે બેય બાજુ તરફની તકરાર સાંભળ્યા પછી એવું માલુમ પડે છે કે એ બીનાનો પાછલો ભાગ લાઇબિલ છે, અને તે એવી રીતનો કે તેથી વાદીની આબરૂને નુકસાન પુગ્યું હોય. કોર્ટનો આવો વિચાર છે તે ઉપરથી પ્રતીવાદી-

ઓએ હવે પોતાની લખેલી બીના વીષે સાબીતી રજુ કરીને દેખાડવું જોઇએ કે તે વાજબી કારણને લીધે છાપી પ્રગટ કરવામાં આવી છે, અથવા વાદીની ફરીઆદી મધ્યેની જે વાત પ્રતીવાદીઓએ 'પ્લી' માં રદ કીધી છે તે સાબીત કરી આપવી જોઇએ, વાદીના સાક્ષીઓને ફકત ઉલટ પાલટ તપાસવાથી એવું સાબીત નથી થયું કે એ બીના વાજબી કારણને લીધે છાપી પ્રગટ કરવાંમાં આવી છે. પ્રતીવાદીઓની તરફથી એવું જણાવવામાં આવ્યું છે કે આ મુકદમો 'નોન્સ્યુટ' નહીં કરવામાં આવશે તો તેની તપાસ ઘણાં અઠવાડીઆં સુધી ચાલશે; પણ કોર્ટનો વખત બચાવવા માટે ઘટતી સંભાળ રાખવામાં આવશે એવી હું ખાત્રી રાખું છું. લાઇબિલની બીનાનો જે ભાગ વાદીનેજ લાગુ પડે છે તેનેજ વીશે પુરાવો આપવામાં આવશે એમ હું આશા રાખું છું; અને ગોકલનાથજીની ટીકા ઉપરજ જે મુજામત કરવામાં આવી છે તેમાં સખ્ત બોલો વાપર્યા છે તે પણ મારે જણાવવું જોઇએ કે તે વાજબી તકરારની હદની બહાર નથી.

સર જોસેફ આરનોલ્ડે જણાવ્યું કે "ચીફ જસ્ટીસ સર મેથ્યુસસાસના અભીપ્રાય સાથે હું એકમત થાઉં છું. ગોકલનાથજીની ટીકા વીષે કરેલી મુજામતમાં કાંઈ પણ લાઇબિલ નથી, કેમકે એ ટીકા મધ્યેના કમકમાટ ભરેલા વીચારોને ટેકો આપનારાઓની ઉપર પ્રતીવાદીને જે વાજબી ક્રોધ ઉપજ્યો છે તે ક્રોધ તેણે એક જાહેર લખનાર દાખલ ઘણી સખત રીતે, પ્રમાણીકપણે, અને નીતિને અનુસરીને જાહેર કીધો છે. એ સઘળી વાતમાં કાંઈ પણ લાઈબલ નથી, પણ તેણે એ વાજબી તકરાર હીંમતથી કીધેલી છે. પણ હવે સવાલ એ છે કે છેલા ભાગમાં વાદીને વીષે તેણે જે લખ્યું છે તે વાજબી છે કે નહીં ? વાદીની તરફથી મી૦ સ્કોબલે જણાવ્યું તે ખરૂં છે; તે એ કે આખી બીના વાંચ્યાથી વગર કેળવાયલા અને અજ્ઞાન લોકોનાં મન ઉપર જે અસર થાય તેનો વિચાર કરવો જોઈએ. 'તમે મહારાજો તે ટીકા પ્રમાણે ચાલીને તમારા સેવકની વહુ દીકરીઓ બગાડો છો' જે લાઇબિલ છે તે આજ વાકયમાં છે. એ ઠેકાણે સવાલ એ છે કે પ્રતીવાદીની મતલબ વાદી તથા બીજા મહારાજો પોતાના સેવકની વહુ દીકરીઓ બગાડે છે, એમ કહેવાની છે કે નહીં ? એ પ્રમાણે લખવાનુ વાજબી કારણ શું હતું તે વીષે કોર્ટને કાંઈ સાબીતી મળવી જોઇએ; અને તે શિવાય બીજી બાબતો વીષે કોર્ટનો વખત રોકવાની કાંઈપણ જરૂર નથી."

"નોન્સ્યુટ" ની અરજ બહાલ રાખવામાં આવી નહીં એ ઉપરથી પ્રતીવાદીઓ તરફનો મુકદમો ચાલુ થયો. એ મુકદમાની કેફીયત વીષે મી૦ આનસ્ટીએ ભાષણ કર્યું તે વીગતવાર નીચે પ્રગટ કર્યું છે.

## પ્રતીવાદીઓની તરફથી મી૦ આનસ્ટીનું ભાષણ.

"આ મુકદમા મધ્યે પ્રતીવાદીઓની તરફથી જે પુરાવો આપવામાં આવશે તે વીષે કેટલીએક વાતો તમો નામદારોને જણાવવાની હું હવે રજા લઉં છું, પ્રતીવાદીએ લખેલી બીનાનો છેલો ભાગ જે વાદીને લાગુ પાડવામાં આવ્યો છે, તે તેને લાગુ પડતો નથી એવું જો સાબેત થાય તો હું આશા રાખું છું કે તેનો ફાયદો તમે પ્રતીવાદીઓને આપશો. આ મુકદમાની કેફીયત ઉપરથીજ એવું માલુમ પડશે કે પ્રતીવાદીએ જે બીના લખી છે તે વાજબી કારણને લીધેજ લખી છે અને તેની ઉપર તે મોટો આધાર રાખે છે. આટલી વાત તો સાબીત થઈ ચુકી છે કે પ્રતીવાદી વાણીઆ જાતનો છે. તે જાત મધ્યે કેટલાએક લોકો મહારાજોને માને છે અને કેટલાએક લોકો શીવને માને છે; અને શીવમાર્ગી તથા વીષ્ણુમાર્ગી એક બીજાને નીંદે છે. વાણીઆ શિવાય બીજી જાત ભાટીઆ લોકોની છે, તેઓ ઘણાજ અજ્ઞાની છે, ઘણાજ વેહેમી છે, મહારાજોને માને છે, તેઓને ઇશ્વરનો અવતાર ગણે છે, તથા એવું સમજે છે કે એ મહારાજો આ દુનીઆ મધ્યે ઇશ્વરનો અવતાર લઇને લીલા ( એટલે અનીતિની રમત ) કરવા આવ્યા છે. કેટલાએક લોકો એવું માને છે કે તેઓમાં ઇશ્વરના જેવી શકિત છે, તો એટલી તો મોટી કે તેઓએ પોતાનાં પુસ્તકોમાં જે કાંઈ લખ્યું હોય, પછી તે ગમે તેવું નીર્લજ હોય તો પણ તેને ધર્મની વાત સમજીને કબુલ રાખવું જોઇએ એમ વાદીનાજ એક સાક્ષીએ જણાવ્યું છે. એ નીર્લજ મતોને ભાટીઆઓ અંધ શ્રધ્ધાથી મંજુર રાખે છે. બધી જાત કરતાં ભાટીઆની જાત ઉપર મહારાજો પોતાની સત્તા અતી ઘણી ચલાવી શકે છે. બીજી જાતમાં મહારાજને માનનારી સંખ્યા ઘણી થોડી છે. તો પણ આ વાત તો ચોકસ છે કે મહારાજના બીજી જાતવાળા સેવકો પણ તેઓને 'મહાપ્રભુ' એટલે મોટા ઇશ્વર કરીને કહે છે, અને તેઓની સેવા પુજા ઇશ્વરના જેવીજ કરે છે, અને જે પ્રમાણે મુર્તીને હીંડાલામાં ઝુલાવે છે તે પ્રમાણે મહારાજને પણ ઝુલાવે છે, જે પ્રમાણે મુર્તીને કેસરના પાણીથી ન્હવડાવે છે તે પ્રમાણે મહારાજને પણ ન્હવડાવે છે, અને જે પ્રમાણે મુર્તીને પગે પડે છે તે પ્રમાણે મહારાજને પણ પગે પડે છે. વાણીઆ ભાટીઆ શિવાય મહારાજને માનનારા સેવકોની ટીપમાં કેટલાએક દરિદ્રી મારવાડી, થોડાએક ભણુસાળી, અને થોડા બ્રાહ્મણો ગણાય છે. વાદીના મુકદમાને ટેકો આપવા માટે આવી રીતની શાક્ષી પડી છે. આ દેશમાં કરોડો હીંદુઓ વસે છે અને તેઓ અસલ હીંદુ ધર્મ પાળે છે તે સઘળાઓમાં મહારાજો અસલ હીંદુ ધર્મના ધર્મગુરૂ છે એવું તમો નામદારોને સમજાવવાની તજવીજ કરવામાં આવી

છે. આ વાત ઉપર હું ઘણુંજ વજન મુકું છું, કેમકે લાઇબિલની બીનાથી વાદીને નુકશાન થયું એવું જો કોર્ટના ખ્યાલમાં આવે તો વાદીએ લખ્યા પ્રમાણે તે હીંદુઓના ધર્મગુરૂ છે એ વાત તેણે સાબીત કીધી નથી તેની ઉપર કોર્ટે ઘણું ધ્યાન આપવું જોઇએ છે. વાદીને એ લાઇબિલની બીનાથી કદાચ નુકશાન થયું હોય, પણ કોર્ટની હજુર તે વીષે તેણે કાંઈ પુરાવો આપ્યો નથી. પ્રતીવાદીઓના સાક્ષી કોર્ટને જણાવશે કે વાદીને એ બીનાથી કાંઇ પણ નુકસાન થયું નથી. તેઓ એવું પણ જણાવશે કે તે ઊંચી ન્યાતનો ઉંચો બ્રાહ્મણ નથી, પણ તે ન્યાત બહાર થયેલા તૈલંગા બ્રાહ્મણની ઓલાદનો છે, પ્રતીવાદીઓની તરફના સાક્ષીઓથી બીજું એવું પણ રજુ થશે કે તૈલંગા બ્રાહ્મણો મહારાજો સાથે છોકરી આપવા લેવાનો વહેવાર રાખતા નથી, અને જો તૈલંગી બ્રાહ્મણ પૈસાની લાલચે છોકરી આપે તો તેની જાતવાળા તૈલંગા બ્રાહ્મણ તેને ન્યાત બહાર મુકે છે. વળી લાઇબિલની બીના લખવામાં તેની અગાઉ વાદીની આબરૂ તેના લોકોમાં ખરાબ હતી, અને તે ખરાબ આબરૂનું કારણ પણ કોર્ટની હજુર રજુ કરવામાં આવશે. વળી એ બીના છપાઇ તેની અગાઉ વાદી પોતે એમ કેહેતો હતો કે લોકો જો હમારી પાસે ઉપદેશ લેવાને આવે તો ઉપદેશ કરીએ નહી તો શું જરૂર છે? વળી એવું પણ દેખાડવામાં આવશે કે સેવકોના હાથે આરોગવા (ખાવા) ને મસે વાદી પોતાના ખાનગી ઓરડામાં જતો હતો અને એવી રીતે મળેલી તક ઉપર તે સ્ત્રીઓની સાથે જારકર્મ યા વ્યભીચાર કરતો હતો.

"વળી એવું પણ દેખાડવામાં આવશે કે પ્રતીવાદીની સાથે વાદીને પરીચય થયો હતો અને વાદીનો સેક્રેટરી (ગોરધનદાસ) સુધારા સંબંધી બાબતો વીષે પ્રતીવાદીની સાથે કાગળ પત્રનો વહેવાર ચલાવતો હતો. એ પ્રમાણેનો વહેવાર કેટલોએક વખત જારી રહયો. પ્રતીવાદીને થોડી વારમાં માલુમ પડયું કે વાદીએ ફકત સુધારાનું ડોળ ઘાલ્યું હતું અને સ્ત્રી કેલવણીનાં કામમાં ઉલટ લેવાનો ખોટે ફાંટો રાખ્યો હતો. બીજા મહારાજોના વ્યભીચારવીષે તે વારે ઘડીએ પોતાનો ધિકાર કરતો હતો, અને કહેતો હતો કે હમારામાં વ્યભીચાર એટલો તો પસરી ગયો છે કે તેનો અટકાવ થઈ શકે તેમ નથી. (મહારાજની ભડવાઈનો ધંધો કરનારા) વરકત લોકોની સંગતથી મહારાજોમાં વ્યભીચાર દાખલ થયો છે. વળી એવુ દેખાડવામાં આવશે કે મહારાજોની અનીતિ ભરેલી ચાલને માટે વાદીએ

પોતેજે દલગીરી જણાવી છે. વળી એમ પણ દેખાડવામાં આવે છે કે આ મુકદમાં મધ્યે વાદીની વીરૂધ્ધ કોઈ સાહેદી ન પુરે તેને માટે વાદીની તરફથી ઉશ્કેરણીથી કાંઈ બંદોબસ્ત થયો હતો, અને તે બંદોબસ્ત કરવાની મતલબ એ હતી કે કોર્ટમાં સાક્ષી પુરવાને કોઈ વૈષ્ણવે આવવું નહી, અને આવવું તો સોગન ખાઇને જણાવવું કે મહારાજ વ્યભીચાર કરતા નથી. આ વાત વાદીના તરફના એક મુખ્ય સાહેદીને મ્હોડેથીજ સાબીત થઈ છે. વળી હું એવું પણ દેખાડી આપીશ કે એ બંદોબસ્ત કરનારાઓમાં મુખ્ય સખ્સોને આ અદાલત મધ્યે એજ કારણને માટે સજા કરવામાં આવી છે. વાદી પડદામાં ભરાઈ બેસીને સ્ત્રી કેળવણી અને પુનર્વીવાહના કામમાં ઉલટ લેવાનું ડોળ ઘાલતો હતો તે ઠગાઈ ભરેલો પડદો ઘણોજ જલદીથી ઉઘડી ગયો. પ્રતીવાદીના એક ચંચળ અને ઉલટવાળા મિત્રે વાદીને વર્તમાન પત્રની મારફતે પુનર્વીવાહની તકરાર કરવાને બહાર ખેંચ્યો અને વાદીને પોતાનો ખરો વેશ દેખાડવાની જરૂર પડી. તેણે પુનર્વીવાહના વીરૂધ પોતાનું મત જણાવ્યું. પ્રતીવાદીની સાથે તકરાર કરવા અને જાહેર વર્તમાન પત્રમાં પ્રતીવાદીની વીરૂધ ઘણાં ખરાબ વિચાર જણાવવા માંડયા. એ બનાવ ૧૮૬૦ ના જુલાઈ મહીનામાં બન્યો, અને પાછળથી વાદીના આશરા નીચે જે વર્તમાન પત્ર નીકળ્યું તેમાં પ્રતીવાદીની આબરૂ ઉપર ઘણા સખત હોમલા કરવામાં આવ્યા, હું આ વાત નામદાર કોર્ટની હજુરમાં એટલા માટે જણાવું છું કે લાઇબિલની બીના લખવામાં આવી તે વખતમાં વાદી તથા પ્રતીવાદી વચે અરસપરસ કેવી રીતનો સંબંધ હતો તે જાણવામાં આવે. વળી એવુંબી દેખાડવામાં આવશે કે વાદી એટલુંજ કરીને અટકયો નહીં, પણ તેણે પોતાના ચોપાનીઆમાં પ્રતીવાદીને સાથે ધર્મની તકરાર કીધી, અને તેના વિચારની ઉપર ટીકા કરીને તે તેની મશ્કરી કરવા લાગ્યો.

"વાદીના સેક્રેટરી ગોરધનદાસની સહીનું" એક ચરચાપત્ર સને ૧૮૬૦ના સપટેંબર મહીનાની ૨૯મી તારીખના "ચાબુક" મધ્યે વાદીના હુકમથી છાપવામાં આવ્યું હતું અને તે મધ્યે પ્રતીવાદીની સાથે તેણે તકરાર કીધી હતી, એટલુંજ નહીં પણ વાદીએ પોતાના સેક્રેટરીની મારફતે પ્રતીવાદીના પત્ર મધ્યે ચર્ચાપત્ર લખવાનો વેહેવાર ચલાવ્યો હતો. વાદીએ સુરતથી આવ્યા પછી એક હેંડબીલ "ચાબુક" છાપખાનામાંથી છાપી પ્રગટ કર્યું હતું અને તેમાં તેને જણાવ્યું હતું કે વૈષ્ણવો મારી પાસે ઉપદેશ લેવા આવતા નથી. વળી એવું દેખાડવામાં આવશે કે ૧૮૬૦

ના આગસ્ટ મહીનાની આખેરીએ વાદીએ કવી નર્મદાશંકરના માગવા ઉપર પુનર્વીવાહની તકરાર કરવાને વાસ્તે એક જાહેર સભા મેળવી હતી. પ્રતીવાદીએ પોતાના પત્રમાં એ બીના ઉચકી લીધા ઉપરથી વાદી તેની સાથે તકરારમાં ઉતર્યો હતો, તે તકરારમાં ફાવ્યો નહીં, અને ત્યાર પછી તેણે તરતજ '**સ્વધર્મ વર્ધક**' નામનું ચોપાનીઉં (જે વીષે લાઇબિલની બીનામાં જણાવવામાં આવ્યું છે તે) પ્રગટ કરવા માંડયું, અને તેનો ફેલાવો વૈષ્ણવોમાં કરવાને વાસ્તે ઉપર જણાવેલું હેંડબીલ ચાબુક છાપખાના મધ્યેથી પ્રગટ કીધું હતું. એ ચોપાનીઆંના પહેલાજ અંકમાં એવું જણાવ્યું જે એ ચોપાનીઆં બાબત કોઇએ તકરાર કરવી હોય તો તેણે શાસ્ત્રની દલીલ સુધ્ધાં કરવી. પણ એ પ્રમાણે જો કોઈ નહીં કરશે તો તેને અપ્રમાણીક ગણવામાં આવશે. એ ચોપાનીઆમાં જણાવ્યા મુજબ પ્રતીવાદીએ પોતાના હોદ્દાની ફરજ પ્રમાણે એ ચોપાનીઆ વીષે પોતાના પત્ર મધ્યે બીના લખી. એ ઉપરથી વાદીને ઘણો ક્રોધ ચડયો. વૈષ્ણવોને કહેવા લાગ્યો કે પ્રતીવાદીનું પત્ર ખરીદ કરવું નહીં અને ધર્મ તથા ધર્મગુરૂઓની સામે તે લખે છે તેને માટે તેને નાત બહાર મુકવો જોઇએ. એના જવાબમાં તથા એ વીષેનો ખુલાસો કરવા માટે પ્રતીવાદીએ તા૦ ૨૮ મી નવેંબરના 'સત્ય પ્રકાશ' મધ્યે (એટલે લાઇબિલની બીના લખાયા પછી એક મહીને) બીના લખી હતી.

"વાદીએ 'સત્ય પ્રકાશ' ના અધીપતીની વીરૂધ, પોતાના ચોપાનીઆમાં લખ્યુ' હતું, અને સત્ય પ્રકાશવાળાએ મહારાજના પુષ્ટી માર્ગના પંથના 'દશ મર્મના અર્થ ખોટા કીધા છે એ પ્રમાણે જાહેર કીધું હતું.' એક બીજા અંક મધ્યે વાદી જદુનાથજી મહારાજે એવું લખ્યું હતું કે પ્રતીવાદી અરીણના આધારથી ચાલે છે, તે જમીન ઉપર તુટી પડશે અને પાછો ઊઠી શકશે નહીં; તે એક પતંગીઉં છે અને અમે સુરજ છઇએ, અને સુરજના તેજની આગળ પતંગીઉં ટકી શકનાર નથી. લાઇબિલની બીનાની અગાઉ અને પછી પ્રતીવાદીએ વાદીની સાથે જે તકરાર કીધી હતી, તે સઘળી વાજબી કારણને લીધે કરવામાં આવી હતી. લાઇબિલની બીના છપાવ્યા પછી છ મહીના સુધી ફરીઆદી માંડવાને વાદીને સુજ પડી નહી અને તેનું કારણ શું તે પોતેજ સમજતો હશે. પણ એટલી બધી ઢીલ શા માટે થવી જોઇએ? એ લાઇબિલની બીના છપાયા પછી પણ વાદીએ પ્રતીવાદીની ઉપર હુમલા કીધા હતા. અને એવું જણાવ્યું કે મહારાજના પંથની ચોપડીઓ મહારાજો પોતાના ઘેરમાં રાખી મુકે છે અને બાહાર જાહેર પાડતા નથી, એ વાત 'સત્ય પ્રકાશ' વાળાએ જુઠી છાપી છે, એક ઠેકાણે બ્રાહ્મણોને વીશે, વાદી જણાવે છે કે બ્રાહ્મણો બીજા ધર્મ માનનારા

છે અને ઠાકોરજીની સેવા કરતા નથી વળી તે પ્રતીવાદી ઉપર ઉતરી પડતો હતો અને લાઇબિલની બીનાના કડણ બોલ તેને લગાડયા હતા અને લખ્યું હતું કે 'અરે તમો વૈષ્ણવો, જુઓ કે કોની ઠગાઈ છે અને આ કોની લુચ્ચાઇ છે પ્રતીવાદીએ વાદીની આબરૂને કાંઈ પણ નુકસાન કર્યું હોય એવું તે મુદલ સમજતો ન હતો, તે એટલે સુધી કે લાઇબલની બીના છપાયા પછી એક મહીનો એટલે ૧૮૬૦ ના નવેંબર મહીનાની ૧૮ મી તારીખે વાદી જદુનાથજી મહારાજની મુંબઈ મધ્યેની કારકીર્દી વીશે પોતાના પત્ર મધ્યે ધીરજથી એક બીના લખી હતી, તે બીનાના છેલા ભાગ મધ્યે આ પ્રમાણે જણાવવામાં આવ્યું હતું:—

'આ પ્રમાણે જદુનાથજી મહારાજની મુંબઈ મધ્યે થોડી મુદતની કાર-
'કીર્દીની નોંધ અમોએ ઉતારી છે. એ નોંધ પુરી કરતી વખતે હમો શ્રી જદુ-
'નાથજી મહારાજ વીશે હમારો અપક્ષપાત વિચાર આપવાની રજા લઇએ
'છીએ. એ મહારાજ વીશે સત્ય પ્રકાશ પત્ર મધ્યે આગળ જે વખાણ કરવામાં
'આવ્યાં છે તે વખાણ પાછળની ભાંજગડથી ઓછાં થતાં નથી. બીજા સઘળાં
'મહારાજો જે હમારા જાણવામાં આવ્યા છે તેઓ સઘળા કરતાં શ્રી જદુના-
'થજી મહારાજ વધારે હીંમતવાન અને વિવેક ભરેલા માલુમ પડયા છે. પાછ-
'ળથી એ મહારાજે જે ગેરવાજબી યુકિત હમને નુકસાન પોહચાડવા માટે
'કામે લગાડી છે તે ઉપર ધ્યાન ન આપતાં હમોએ જણાવવું જોઈએ છે કે
'સ્ત્રી કેલવણી જાહેર રીતે પસંદ કરીને એ મહારાજ કાંઈ થોડા માનને લાયક
'થયા નથી.'

વળી વાદીએ પ્રતીવાદીની ઉપર ધર્મની તથા ધર્મગુરૂની નીંદા કરનાર એવું ખોટું તોહમત મુકયું હતું તેના જવાબમાં એજ તારીખના ( તા○ ૧૮ મી નવેમ્બરના ) સત્ય પ્રકાશ મધ્યે બીજી બીના લખી હતી તે મધ્યે એક ઠેકાણે આ પ્રમાણે લખ્યું હતું:—

'ઓ મારા સમજુ ધર્મગુરૂઓ ! તમારે વીશે આજ દીન સુધી સત્ય
'પ્રકાશ પત્ર મધ્યે જે બીનાઓ લખવામાં આવી છે તે ખરી છે કે ખોટી
'તે વીશે તમો તપાસ કરો. ખોટી હોય તો હમોને દેખાડો અને હમો હમારી
'ચૂક ખુલ્લી રીતે કબુલ કરીશું અને ખરી હોય તો હમારી ઉપર ક્રોધ લાવ-
'વાને બદલે તમારી ચાલ સુધારવાની તજવીજ કરો. અરે ધર્મગુરૂઓ ! તમો
'હમારા શત્રુ નથી. તમે હમારૂં કાંઈ બગાડયું નથી. ધર્મગુરૂ લેખે તમને
'સઘળું વાજબી માન મળે એવું હમો ઇચ્છીએ છીએ અને હમોને
'તમારી સાથે કાંઇબી કામ અથવા લેવડ દેવડ પડી નથી. ત્યારે અરે

'ધર્મગુરૂઓ! હમો શા વાસ્તે તમારી ઉપર દ્વેશભાવ રાખીને તમને
'વગર કારણે સતાવ્યા કરીએ? તમને ખરૂં બોલતાં કોઈ વેળા કઠણ
'શબ્દ વપરાઈ ગયો હોય તો હમોને ક્ષમા કરો.'

"સને ૧૮૬૦ તા૦ ૧૮ મી નવેંબર પછી વાદી અને પ્રતીવાદી વચ્ચે તકરાર બંધ પડી. ફરીઆદીનું કામ વાદીએ ૧૮૬૧ ના મે મહીનામાં શરૂ કીધું, અને પ્રતીવાદીએ તારીખ ૨૧ મી અકટોબરના પત્ર મધ્યે જે કાંઈ લખ્યું હતું તે રદ કરવાની નોટીસ વાદીએ ઠેઠ એપ્રીલની આખેરીએ આપી. પ્રતીવાદીએ તેના જવાબમાં પોતાના પત્ર મધ્યે એવું જણાવ્યું કે અમોએ લખેલી બીનામાં કાંઇબી રદ કરવા જોગ કે માફ માગવા જેવું છે નહીં આ ઉપરથી તમો નામદારોને માલુમ પડશે કે પ્રતીવાદીને વાદી તરફ એ બીના લખાઈ ત્યારે અને ત્યારપછી પણ કાંઈબી કીનો કપટ હતો નહી, પણ વાદી પોતે પ્રતીવાદીને નુકસાન કરવાની ધારણા રાખતો હતો, તે ધારણા પુરી પાડવાને તેણે આ ફરીઆદી માંડી છે. વલી અજાએબ જેવી વાત એ છે કે લાઇબિલની બીના વીશે વિચાર કરવા માટે વાદીએ આખા ૭ મહીના લીધા. હીંદુસ્થાનના નવા કાયદામાં લાઇબિલની ફરીઆદી માંડવાની મુદત ફકત એકજ વરસની આપેલી છે. પણ વાદીએ તેમાંની અર્ધી મુદત તો એ લાઇબિલની બીના પોતાને લાગુ પડે છે કે નહીં તેનો વિચાર કરવાને લીધી, વળી વધારે અજાએબીની વાત એ છે કે લાઇબિલની ફરીઆદી શરૂ કીધા પછી પણ વાદીએ પ્રતીવાદી સાથે તકરાર કરવાનું જારી રાખ્યુ હતું. એ બીનાથી તેને શુ નુકસાન પોહચ્યું તે શોધી કાહાડવાનેજ વાદીને ૭ મહીના લાગ્યા હશે! ખરી વાત એ છે કે કેટલાએક વૈષ્ણવોએ કેળવણી સંબંધી બાબતો વિશે વાદી અને બીજા મહારાજોનો વિચાર લેવો છોડી દીધો હતો અને આ પ્રમાણે લોકોના વિચારમાં ફેરફાર થવાથી વાદીએ પોતાનું વેર વાલવાને પ્રતીવાદીનીઉપર ફરિઆદી ચલાવી હતી.

"હવે હું આશા રાખું છું કે ઉપર જણાવેલી જે વાતો મેં લંબાણુથી જાહેર કીધી છે તેથી આ મુકાદમાની કેફીઅત માલુમ પડશે, આ ફરીઆદી શરૂ થયા પછી પ્રતીવાદીને પોતાનો બચાવ કરવાની ફરજ પડી; અને તેણે જે બીના લખી હતી તેની દરેક વાત સાબીત થઈ શકશે, એવી પોતાની ખાત્રી હોવાને લીધે તેને જે પ્રમાણે કાયદા સંબંધી સલાહ મળી તે પ્રમાણે તેણે પોતાનું કામ આગળ ચલાવ્યું. તેણે એ વીશે જે નવી શોધ કરી તે ઉપરથી તેની ખાત્રીને ટેકો મળ્યો, અને કેટલાએક વીદ્વનો

આ મુકદમાની કેરીઅતથી વાકેફ નથી તેઓ પણ તમો નામદારોને જણાવશે કે એ લાઇબલની બીના વાદીને લાગુ પડતી નથી. હવે મહારાજોના ધર્મ પુસ્તકોની ખુબી શું છે તે વીશે હું જણાવવાની રજા લઉં છું; તે પુસ્તકોમાં કેટલીએક વાત ઘણીજ નીર્લજ તથા હેવાનીઅત ભરેલી લખેલી છે. જો મહારાજોએ પોતાની સેવકીઓના ગળામાં હાથનાખીને રાસલીલા રમવી, એવી વાત તેઓએ પોતાનાં ધર્મ પુસ્તકોમાં લખી હોય અને વાદીએ પોતાના ધર્મનો વધારો કરવાને વાસ્તે ચોપાનીઉં કહાડવા માંડીઉ હતું તેને પ્રતીવાદીએ જણાવ્યું કે તમો એવી ચાલથી હાથ ઉઠાવો અને તમારા બીજા મહારાજોને એ વીશે બોધ કરો, તો તેમ કેહેવામાં પ્રતીવાદીઓએ અણઘટતું શું કર્યું? મહારાજો એવું કહે છે કે હમો 'કૃષ્ણ' નો અવતાર છઇએ, વાસ્તે જે પ્રમાણે કૃષ્ણની સાથે ગોપીઓએ રાસ લીલા કીધી તે પ્રમાણે હમારી સાથે પણ સેવકીઓએ કરવું જોઇએ. વાદીના પોતાના સાક્ષીએ આ વાત સાબોત કરી કે સવારના ત્રણ ચાર વાગે અંધારામાં સેવકીઓ તેમના દર્શન કરવા જાય છે, અને તેથી કેટલાએક બુરી મતલબના લોકોને પોતાની બુરી ધારણા પુરી પાડવાની જોગવાઇ મળે છે. ઇંગ્લંડ મધે ધણી ધણીઆણીના છુટાછેડા કરવાના મુકાદમા મધ્યે જેવી રીતના સાક્ષીઓ રજુ થાય છે તેવી રીતના સાક્ષીઓ પ્રતીવાદીની તરફથી રજુ કરીને દેખાડવામાં આવશે કે વાદી અને બીજા મહારાજો પોતાની સેવકીઓ સાથે જારકર્મ કરે છે. વળી એવું પણ દેખાડવામાં આવશે કે વાદી પોતે પોતાના પંથના જારકર્મની કેળવણીમાં મોટો થયો છે અને એક વખત તેણે કહ્યું કે જારકર્મ કરવાથી માણસનું કૌવત વધે છે અને લોહી સુધરે છે, અને શરીરની કસરત કરનારાઓને કૌવત વધારવું હોય તો જારકર્મ કરવું. અને આવી રીતના વિચાર આપનારો, ઉંચી જ્ઞાતિનો ઉંચો બ્રાહ્મણ છે, ઇશ્વરનો અવતાર છે; અને મી૦ બેલી કહે છે કે તે સદ્‌ગૃહસ્થ છે પણ આવી રીતનો સદ્‌ગૃહસ્થ છે, અનેજે શખ્સ કહે છે કે મને લાઇબલની બીનાથી નુકશાન પુગ્યું છે તે આવી ચાલનો અને આવી રીતનો માણસ છે.

"વળી તમો નામદારોએ આ વાત ઉપર પણ ધ્યાન આપવું જોઇએ કે વાદીએ પોતે આવીને પોતાના મુકાદમાની મુખજુબાની આપવી જોઇતી હતી, તેમ તેણે કીધું નથી. પ્રતીવાદીની તરફથી તેને સાક્ષી દાખલ સમન્સ આપવામાં આવ્યો હતો અને તે સમન્સ લેવાને પ્રતીવાદીને તેણે બેહદ મેહેનત તથા અડચણમાં નાખ્યો હતો. અને હવે જયારે એને સાક્ષી સમન્સ પોંચેલો છે, ત્યારે તે પોતે પોતાનો મુકદમો સાબીત કરવાને પેહેલ વેહેલા શા માટે નહીં આવ્યો

એ વાત કોર્ટે ધ્યાનમાં લેવા જોગ છે. એક બીજી વાત પણ ધ્યાનમાં લેવી જોઇએ છે કે બધા વૈષ્ણવોમાં ભાટીઆઓ મહારાજને ઘણાજ ભાવથી માનનારા ગણાય છે. એવું છતાં પણ વાદીની તરફનો મુકદમો સાબીત કરવાને એકબી ભાટીઆને સાક્ષી દાખલ બોલાવવામાં આવ્યો નહીં. ભાટીઆઓને છોડીને મારવાડી જેવા દરિદ્રિને સાહેદી પુરવા બોલાવ્યો અને તેનું કારણ એજ કે બધા ભાટીઆઓએ મહારાજની વિરૂદ્ધ સાક્ષી નહીં પુરવાનો બંદોબસ્ત કીધો છે અને તે બંદોબસ્ત આ કોર્ટમાં સાબીત થયાથી તેઓ સાક્ષી આપવાને નાલાયક થયા છે. પ્રતીવાદીએ લાઇબલની બીના મધ્યે જે સખ્ત બોલ વાપર્યા છે તે હદની બહાર નથી પણ મહારાજોએ પોતાના પુસ્તકો મધ્યે જારકર્મને ઉત્તેજન આપ્યું છે તેની ઉપર તેણે વાજબી ધિક્કાર નાખ્યો છે. પ્રતીવાદીના સાક્ષીઓથી કોર્ટના જાણવામાં આવશે કે મહારાજે પોતાના પુસ્તકમાં એવું લખ્યું છે કે ઇશ્વરની ઉપર જારભાવની પ્રીતી રાખવી અને એજ પ્રીતીથી જીવનો ઉધાર ( છુટકારો ) થાય છે પણ મહારાજ અને ઇશ્વર એકજ છે, વાસ્તે આ ચાંદીનું નામીચું દરદ ભોગવનાર જદુનાથજી મહારાજ જેવા ઇશ્વર ઉપર પણ તેવીજ જારકર્મની ગરમ પ્રીતી રાખીને તેની સેવા કરવી. પણ એ ધર્મગુરૂઓ કેહે છે કે એટલુંજ કરીને બેસી ના રહો ; કારણ કે તેથી કાંઇ પણ વળવાનું નથી. હમે કૃષ્ણનો અવતાર છીએ માટે તમો તમારૂં શરીર, તમારો આત્મા, તમારી બાયડી, તમારા છોકરા તમારી છોકરી તથા તમારૂં તન, મન, અને ધન હમોને અર્પણ કરો. જો તમે ઇશ્વરની સેવા કરવા ચાહતા હો તો હમે તમારા ઇશ્વર છીએ અને આવી રીતે હમારી સેવા કરો, સ્ત્રીએ પોતાનું શરીર અર્પણ કરવું એટલે શું તેનો અર્થ કોર્ટ વીચારી લેવો. ખરા વૈષ્ણવે લોકલાજ ( એટલે લોકોની શરમ ) રાખ્યા વગર તન, મન, ધનથી સેવા કરવી. અરે ! એ મહારાજો વળી કહે છે કે તમો કાંઇ પણ વસ્તુનો ઉપયોગ કરો તેની અગાઉ ઇશ્વરને એટલે હમો મહારાજોને તે વસ્તુ ઉપભોગને માટે આપો અને તેની પછી તમે તેનો ઉપયોગ કરો. આ વાત આ પંથમાં પ્રસિદ્ધ હતી અને ગોકુળનાથજીએ તેની ઉપર ટીકા કરીને વધારે પ્રસીદ્ધ કીધી છે. પ્રતીવાદી કહે છે કે એ વાત તમો છોડી દ્યો અને તેમા અગત કરીને જદુનાથજીને કહું છઊં કે તમે છોડી દ્યો, કારણ કે બીજા મહારાજો તો એ વાતમાં દરરોજ વધારેને વધારે ડુબતા જાય છે અને ફકત તમોએ તમારા ધર્મનો વધારો કરવા વાસ્તે

કમર બાંધી છે અને જે કાંઇ તમે કહોછો તે ઠગાઈ ભરેલું નહી હોય તો તમે બીજા મહારાજોને બોધ કરો. તમે એ કરનારની ઉપર ધિક્કાર નાખો, અને ટીકા પ્રમાણે ચાલીને તમારામાંના જે મહારાજો પોતાના સેવકની વહુ દીકરીઓને બગાડતા હો તેથી હાથ ઉઠાવો. જેઓ ધર્મનો ઉપદેશ કરવા બહાર નીકળ્યા છે તેઓને પ્રતીવાદી આ પ્રમાણે કહે છે લાઇબલની બીનાના છેલા વાકય વીષે કોર્ટને કાંઇપણ શક હોય તો હવે તે નીકળી જવો જોઇએ છે.

"હવે જે સાહેદી પડવાની છે તે વીષે હું એટલુંજ જણાવું છું કે ભાટીઆ કોન્સપીરસી કેસની તપાસ થઈ રહ્યા પછી વાદીનો મુકદમો ચલાવનાર (પ્રભુદાસ) પ્રતીવાદીતા સાક્ષીઓને કેહેતો ફરે છે કે તમે મહારાજના વીરૂદ્ધ સાહેદી પુરશો ના અને જો પુરશો તો તમને ન્યાત બહાર રેહેવું પડશે. આવા મુકદમાઓ મધે સાહેદી રજુ કરવાનું કામ સઘળે મુશ્કેલ છે, પણ આ મુકદમામાં તો એ કામ ઘણુંજ મુશ્કેલ થઇ પડયું છે, કારણ કે પ્રતીવાદીની તરફ કોઈ સાહેદી પુરવા નહીં આવે એવી તજવીજ વાદીની તરફથી થયેલી છે. આ કારણને માટે હું કહું છઉં કે પ્રતીવાદીચોને ઇંગ્રેજી કાયદાથી જેટલી છુટ મલી શકતી હોય તેટલી છુટ તમો નામદારોએ આપવી જોઇએ વાદીના સાક્ષીઓથી આ વાત રજુ થઈ કે મહારાજ ફકત ધર્મની વાતો પોતાના સેવકો ઉપર જુલમ ગુજારે છે. એટલું નહીં પણ ધર્મને નામે તેઓ સંસારી ખટલામાં પણ જુલમ ગુજારે છે. અને તે એટલે વેર કે એક સુલેહના અમલદારે (અને હું દલગીર છું કે તે હજી પણ સુલેહનો અમલદાર છે તેણે) કબુલ કીધું કે મેં ગુલામી ખત ઉપર સહી કીધી છે, અને તે સહીથી હું બંધાયો છું કે હમારી ન્યાતના જે લોકો મહારાજની વીરૂધ લખે અને મહારાજને કોર્ટમાં સાક્ષી દાખલ બોલાવે તો તેને ન્યાત બાહારની સજા કરવી અને લખત ઉપર સહી લેવાને મહારાજને કેટલાક દીવસ સુધી મંદીર બંધ કરવાં પડયાં હતાં મહારાજો પોતાના સેવકનાં મરણની વખતે તેમને ત્યાં જઇને તેઓની છાતી ઉપર પગ મુકી પૈસા લે છે. છેવટે હું જણાવું છું કે પ્રતીવાદીની તરફથી સઘળી સાહેદી રજુ થયા પછી એવું માલમ પડશે કે લાઇબલની બીના મધ્યે લખેલી સઘળી વાતો ખરી અને વાજબી છે.

## પ્રતીવાદીઓની તરફના સાક્ષીઓ.

(સાતમો દીવસ; મંગળવાર, તા. ૪થી ફેબ્રુઆરી.)

(૧) **કરસનદાસ મુલજી**--"હું આ મુકદમા મધે એક પ્રતીવાદી છું; ન્યાતે વાણીઓ અને ૨૮ વરસની ઉમરનો છું. વલ્લભાચાર્ય ધર્મને માનનારી જાતમાં હું જન્મ્યો છું, મહારાજને ગુરૂ લેખે હું માનતો હતો અને ઇશ્વર લેખે નહીં. લાઇબલની બીના છપાઇ પ્રગટ થઈ ત્યારે હું સત્ય પ્રકાશનો માલેક તથા અધીપતી હતો. ગયા વરસની શરૂઆતથી એ પત્રને રાસ્ત ગોફતાર સાથે જોડી નાખ્યું છે અને ત્યારથી તે "રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ" ના નામથી ઓલખાય છે. બીજો પ્રતીવાદી નાનાભાઇ રૂસ્તમજી રાણીના સત્ય પ્રકાશનો છાપનાર હતો. "સ્ત્રી બોધ" નામનું ચોપાનીઉં પણ હું લખું છું. બીજા કેટલાએક ચોપાનીઆં તથા પુસ્તકો મેં લખ્યાં છે. અસલ હીંદુ ધર્મના મતથી હું થોડો ઘણો વાકેફ છું. એ અસલ ધર્મમાંથી આશરે ૧૦૦ પંથો ઉભા થયા છે. અને તેમાંથી પણ બીજા વળી પંથ ઉભા થાય છે. એ પંથ મધ્યેના કેટલાએક પંથો તો એક બીજાથી ઘણા જુદા છે. શીવ અને વીષ્ણુ માર્ગમાં ઘણો ફેર છે. એ બેઉ માર્ગની પુજા તથા નીતિ જુદી જુદી છે. વલ્લભાચાર્યના મતવાળા વીષ્ણુને માને છે અને શીવ માર્ગવાળા શીવને માને છે વલ્લભાચાર્ય પંથમાં મનને (ઇંદ્રિયને) જીતવાનું (વૈરાગ્ય પાળવાનું) કહ્યું નથી. પણ શીવ માર્ગમાં કહેલું છે. અસલ હીંદુ ધર્મમાં મન જીતવાનું, તથા શરીરને કષ્ટ આપવાનું, તથા પાપનો પશ્ચાતાપ કરવાનું કહેલું છે. વલ્લભાચાર્યનો પંથ આશરે ૩૭૫ વરસની વાત ઉપર ઉભો થયો છે. વલ્લભાચાર્ય એ પંથનો મૂળ પુરૂષ હતો અને ન્યાતે તૈલંગો બ્રાહ્મણ હતો. વલ્લભાચાર્ય તથા તેના બાપ લછમન ભટને તૈલંગા બ્રાહ્મણોએ ન્યાત બાહાર મુકયા હતા. 'નીજ વારતા' નામના વ્રજ ભાષામાં લખેલા એક પુસ્તકમાં એવું લખ્યું છે કે વલ્લભાચાર્ય જ્યારે મરણ પામ્યા ત્યારે આગનો મોટો ભડકો થઇને આકાશમાં ચહડી ગયા. મહારાજો (ભટજીના કુટુંબ મધ્યે) માંહો માંહે પરણે છે. જ્યારે માંહો માંહે છોકરી મળતી નથી ત્યારે કોઇ ગરીબ તૈલંગા બ્રાહ્મણને પૈસા આપીને તેની છોકરી પરણે છે. પણ જે તૈલંગો બ્રાહ્મણ મહારાજને છોકરી પરણાવે છે તે પોતાની ન્યાતમાંથી ન્યાતબાહાર થાય છે. એક મહારાજ એક ગરીબ તૈલંગા બ્રાહ્મણની છોકરી સાથે પરણેલા હતા તેની મને ખબર છે. મહારાજો ઉંચ બ્રાહ્મણો નથી અને તેઓનો પંથ પણ અસલનો નથી. તેઓ કોઈ પણ લોકોને અસલ હીંદુ ધર્મનો ઉપદેશ કરતા નથી માટે તેઓ અસલ હીંદુ ધર્મના ધર્મગુરૂ કહેવાતા નથી. વૈષ્ણવો પોતાના પંથના મતની વાતો મહારાજ પાસેથી

સાંભળે છે. અસલ હીંદુ ધર્મની વાતો બ્રાહ્મણો પાસેથી સાંભળે છે. બ્રાહ્મણો ઉઘાડી રીતે ધર્મની વાતો બધા લોકોને સમજાવે છે. મહારાજો પોતાના પંથની વાતો છુપાવી રાખે છે. એ વાતો જાહેર કરવાની એ પંથમાં મના કીધેલી છે. વલ્લભાચાર્ય પંથના મતથી વાકેફ થવાને મેં ઘણું ધ્યાન આપ્યું છે એ પંથના ઘણા ખરા પુસ્તકો વ્રજ ભાષામાં લખેલા છે અને હું વ્રજ ભાષા વાંચી સમજી શકું છું. કેટલાંએક પુસ્તકો સંસ્કૃત ભાષામાં છે પણ સંસ્કૃત ભાષા હું જાણતો નથી. એ પંથની વાત જાહેર ન પાડવા વીષે એ પુસ્તકોમાં લખ્યું છે જે કોઇ પોતાના ગુરૂની અથવા ઠાકોરજી ( મુરતી )ની ગુપ્ત વાત જાહેર કરે તે મુઆ પછી ત્રણ જન્મ સુધી કુત્રાનો અવતાર પામે. મહારાજના મતની ઘણીએક વાતો એવી છે કે વિદ્વાન બ્રાહ્મણોથી તે વાતનો બોધ થઇ શકતો નથી. બ્રાહ્મણો હમારા પંથ" વાળાને ધર્મની વાતો સમજાવે છે તે વાતો તેઓ બીજા પંથવાળાઓને પણ સમજાવે છે. મહારાજના પંથના ૧૪ પુસ્તકો હું આ કોર્ટ મધ્યે રજુ કરૂં છું તે મધ્યે એક ગુજરાતી ભાષામાં, અને બીજા વ્રજ ભાષામાં તથા સંસ્કૃત ભાષામાં છે એ પુસ્તકોના નામ—

( ૧ ) સડસઠ અપરાધ; બનાવનાર હરરાયજી મહારાજ (૨) અષ્ટાક્ષર ટીકા, બનાવનાર ગુસાંઇજી-(૩) ચતુશ્લોકી. બનાવનાર ગુસાંઈજી.-( ૪ ) ગુરૂ સેવા; બનાવનાર વલ્લભાચાર્ય-( ૫ ) સ્વધર્મ વર્ધક અને સંશય છેદક; બનાવવાર વાદી જદુનાથજી મહારાજ.-( ૬ ) પુષ્ટી પરવા મર્યાદા ટીકા; બનાવનાર હરરાયજી મહારાજ.-( ૭ ) રસભાવના; બનાવનાર ગોકુલનાથજી.—( ૮ ) વીઠલેશ રત્નવીવરણ; બનાવનાર દેવકીનંદન-( ૯ ) બસો બાવનની વાર્તા તથા-( ૧૦ ) ચોરાસી વૈષ્ણવની વાર્તા, બનાવનાર ગોકલનાથજી-( ૧૧ ) વચનામૃત, બનાવનાર ગોકલનાથજી.—( ૧૨ ) સિદ્ધાંત રહસ્ય ઉપર ગોકુલનાથજીની ટીકા.-(૧૩) સિદ્ધાંત રહસ્ય બનાવનાર વલ્લભાચાર્ય-( ૧૪ ) દશ મર્મ; બનાવનાર દ્વારકેશવજી.

## (૧) સડસઠ અપરાધ એ પુસ્તક વ્રજ ભાષામાં છે.

## તે મધ્યેના કેટલાએક વાકયોનો તરજુમો.

૮. વૈષ્ણવ થઇને જે કોઇ વૈષ્ણવ નથી તેને માન આપે તો તે ( મુઆ પછી ) ત્રણ જન્મ સુધી ચમાર થાય.

૩૨ જે કોઇ પોતાના ગુરૂની અને ઠાકોરજી ( ઇશ્વર ) ની વચ્ચે ભેદ અથવા તફાવત સમજે તે ( મુઆ પછી ) સીચાના નામનો પક્ષી થાય.

૩૪ જે કોઇ પોતાના ગુરૂની આજ્ઞા ઉલંઘન કરે (તોડે) તે અસીપાત્રાદી ભયંકર નર્કમાં જાય, અને તેની સઘળી સેવા નિષ્ફળ જાય.

૩૭ જે કોઇ પોતાના ગુરૂની અથવા ઠાકોરજીની ગુપ્ત વાત જાહેર કરે તે (મુઆ પછી) ત્રણ જન્મ સુધી કુતરો થાય.

૩૯ જે કોઈ પોતાના ગુરૂ આગળ અથવા ઠાકોરજીની આગળ પદમાસન કરી (એટલે પગ ઉપર પગ ચડાવીને) બેસે તે (પોતાનાં મરણ પછી) સર્પનો જન્મ પામે.

૫૪ જે કોઇ પોતાના ગુરૂ આગળ પોતાની વિદ્યા દેખાડે તે (મુઆ પછી) ત્રણ જન્મ સુધી મુંગો થાય અને ત્રણ જન્મ સુધી કુતરો કે ગધેડો થાય.

૫૫ જે કોઇ પોતાના ગુરૂની આગળ ચાલાકી દેખાડે તે મુઆ પછી જરક પક્ષીનો જન્મ પામે.

૫૬ જે કોઈ પોતાના ગુરૂની સેવા કર્યા વગર (ઠાકોરજીની) પુજા કરે તો તેની પુજા નિષ્ફળ જાય.

૫૯ જે કોઈ પોતાના ગુરૂને અથવા ઠાકોરજીને પોતાના પગનું તળિયું દેખાડે તે (મુઆ પછી) દશ વરસ સુધી સર્પનો જન્મ પામે.

## (૨) અષ્ટાક્ષર ટીકા-એ પુસ્તક વ્રજ ભાષામાં છે.
## તે મધ્યેના એક વાકયનો તરજુમો.

જુઓ શ્રી ગુસાંઇજી કેવા છે! તેને કાંઇ ચીજની ઇચ્છા નથી. તેને કાંઇ ચીજની ગરજ નથી. તેની સર્વ ઇચ્છા પુરી પડેલી છે તે સર્વે ગુણોથી ભરપુર છે. તે પોતે સાક્ષાત ઇશ્વર છે. સર્વે અવતારમાં મુખ્ય છે. કરોડો કામદેવ જેવા ખુબસુરત છે. ૭ જાતના સદ્‌ગુણથી ભરેલા છે. રસીક શીરોમણી (એટલે સર્વ જાતના રસના જાણનારાઓના માથાના મુગટ છે) પોતાના ભકતોના મનોરથ પુર્ણ કરવાની ઇચ્છા રાખે છે. એવા શ્રી ગુસાંઇજી છે. તેને કોઈ ચીજની ઇચ્છા શા માટે થાય? પોતેજ કરોડો દુનીઆના બનાવનાર છે અને કરોડો દુનીઆમાં તેની કીર્તી વ્યાપી રહેલી છે. સઘળા પ્રાણીઓના પ્રાણના અંતર્યામી છે બ્રહ્મા, શીવ, ઈંદ્ર, વગેરે દેવતાઓ તેની સ્તુતી કરે છે. એવા શ્રી ગુસાંઇજી છે

## (૩) ચતુશ્લોકીની ટીકા -એ પુસ્તક વ્રજ ભાષામાં છે
## તે મધ્યેનાં વાકયનો તરજુમો.

"તેટલા માટે કળીયુગમાં સેવા સમાન બીજી મુકિત નથી. તેટલા "વાસ્તે જયારે કોઇ માણસ ફકત શ્રી આચાર્યજીનો આશરો લે છે ત્યારે "તેની સર્વ ઇચ્છા પુર્ણ થાય છે. આપણે આપણા ગુરૂને ઇશ્વર "પ્રમાણે માનવો જોઇએ. એટલુંજ નહી, પણ ગુરૂને ઇશ્વર કરતા પણ "વધારે માનવો જોઇએ; કેમકે જો ઇશ્વર ક્રોધ કરે તો ગુરૂ દેવ (આપણું) "રક્ષણ કરે; પણ ગુરૂ જો ક્રોધ કરે તો (આપણું) રક્ષણ કરવાને "કોઈ શકિતવાન નથી.'

(૪) ગુરૂ સેવા—એ પુસ્તક વ્રજ ભાષામાં છે. તેનાં કેટલાએક વાકયોનો તરજૂમો—

"જયારે હરી (ઇશ્વર કોઇની ઉપર) ક્રોધ કરે ત્યારે ગુરૂ રક્ષા કરે, પણ "જયારે ગુરૂ ક્રોધ કરે ત્યારે કોઈ રક્ષા કરી શકે નહીં, તેટલા માટે "વૈષ્ણવે પોતાના તનથી અને વિત (એટલે દોલત) થી ગુરૂની સેવા "કરીને તને રાજી રાખવો.'

"પણ મુખ્ય ગુરૂ તો શ્રી આચાર્યજી, ગુસાંઇજી અને સઘળું વલ્લભકુળ "(એટલે વલ્લભની ઓલાદ) છે. સર્વોતમજીમાં જણાવ્યા પ્રમાણે એ સઘ- "ળાઓ ગુરૂ છે.

"તેટલા માટે ઇશ્વર અને ગુરૂની સેવા જરૂર કરીને કરવી જોઈએ. "જો કોઈ માણસ ઇશ્વરની સેવા કરે તો વ્યાપી વૈકુંઠમાં જાય, પણ ઇશ્વરની "સેવાથી વ્યાપી વૈકુંઠમાં ફકત તેજ જાય જે ગુરૂની સેવા કરે. જેવી ઇશ્વરની "સેવા તેવીજ ગુરૂની સેવા કરવી જોઇએ"

"ગુરૂને ભેટ કરવી અને તે ભેટનું કાંઇ પ્રમાણ (હદ) નથી. "જેવી મરજીમાં આવે તેવી ભેટ કરવી. પણ એટલો વિચાર કરવો "જોઇએ કે આ જગત્‌માં ઘણી જાતનાં પ્રાણી છે તે સઘળાંમાં હમે "મોટા ભાગ્યશાળી છીએ કે શ્રી વલ્લભાચાર્યજી, તથા શ્રી ગુંસાઇજીએ, "તથા તેમનાં સર્વ બાલકો (એટલે મહારાજો) જેઓ શ્રી પુરષોતમ રૂપ "સાક્ષાત ઇશ્વર છે તેમને શરણે છીએ.

(૫) સ્વધર્મ વર્ધક અને સંશયછેદક, પ્રગટ કરનાર વૈષ્ણવ ધર્મ પ્રસારક મંડળી, એ ચોપાનીયું ગુજરાતી ભાષામાં છપાયું છે. તેના પહેલા પુસ્તકના બીજા અંક મધ્યે ૨૭ મે પાને જારભાવની પ્રીત વીશે આ પ્રમાણે લખ્યું છે:—

પ્રસંગ બીજો.

"ઉપલા પ્રસંગમાં કહ્યું જે સર્વે રૂપ ઈશ્વર પોતે અંશે કરીને થયા
" છે માટે આ જગત સર્વે પોતાનો આત્મા છે માટે પોતાના આત્મા સાથે
" પોતે રમણ કરે છે. ઈશ્વરને તો પારકું પોતીકું છેજ નહીં. સહુ પોતીકુંજ
" છે માટે વ્યભીચાર દોષ ઈશ્વર ઉપર લાગુ પડતો નથી."

" પારકી વસ્તુ ભોગવવાનો દોષ તો આ સૃષ્ટીને લાગે છે, ઈશ્વરને તો
" પારકું છેજ નહી. માટે વ્યભીચાર દોષનો કાયદો ઈશ્વરે સૃષ્ટી સારૂ કરેલો
" છે. હવે અજ્ઞાની એમ કહે છે જે દીકરી અથવા દીકરો બાપને કહેશે જે
" 'હું તમારી વહુ થાઉં. એમાં કેટલો અધર્મ અને કેટલી અનીતિ છે.' માટે
" ઈશ્વર સાથે જારભાવની પ્રીત રાખનારા કેટલા અધર્મી છે, એવું દેખાડવું
" છે. હવે એ વાતનો સમજુ લોકોએ વિચાર કરીને જોવું જે ગોપીજને
" શ્રી કૃષ્ણની સાથે જારભાવની પ્રીત કરી તે શું તેણે અધર્મનું આચરણ
" કર્યું ? તથા આ સૃષ્ટીની સાથે સૃષ્ટિની સ્ત્રીઓ પાર્વતીજી સીતાજીને મહા-
" દેવજી તથા શ્રી રામચંદ્રજી પરણ્યાં તથા રાજાઓની કન્યા સોળ હજાર શ્રી
" કૃષ્ણ પરણ્યાં તેણે પણ અધર્મ કર્યા એવું એ મુર્ખના કહેવા ઉપરથી
" સિધ્ધ થાય છે. જો કેવળ બાપ પુત્રનો ભાવ ઈશ્વર હોય તો એ કન્યાઓ
" શ્રી કૃષ્ણ પરણે નહીં. પણ ઈશ્વરમાં તો સર્વભાવ રહેલા છે. સ્ત્રી તથા પુરૂષ
" એ બન્ને ઈશ્વરમાંથી નીકળ્યા છે. માટે સ્ત્રી પુરૂષ એ બે ભેદ ઈશ્વરને નથી.
" એ બન્ને ઈશ્વરના આત્મા છે. માટે પોતાના આત્મા સાથે પોતે રમણ કરે છે
" એમાં ઈશ્વરને પણ અધર્મ નથી અને સૃષ્ટિને પણ અધર્મ થતો નથી. જો
" અધર્મ થતો હોય તો શ્રી કૃષ્ણ એ રાજાની કન્યાઓ પરણેજ નહીં. જુઓ
" કે એણે શાસ્ત્રથી કેટલી બધી વાત ઉલટી બતાવીને અજાણ્યા લોકોને ભર-
" માવ્યા છે જો જારભાવની પ્રીત ઈશ્વર સાથે રાખવામાં અધર્મ થતો હોય
" તો પુણ પુરૂષોતમ વેદને જારભાવ રાખવાનું વરદાન આપેજ નહીં."

" વેદની ઘણા કાળની સ્તુતી સાંભળીને આકાશવાણીથી પ્રભુ (ઈશ્વર)
" બોલ્યા જે હે શ્રુતીઓ હું તમારા ઉપર પ્રસન્ન પ્રસન્ન થયો છું તેથી
" તમારી ઈચ્છા હોય તે વર માગો, એ રીતે જ્યારે શ્રી કૃષ્ણે કહ્યું
" ત્યારે શ્રુતીઓ બોલી જે,—

" હે પ્રભુ ( ઈશ્વર ) જેટલા નારાયણ આદીથી તમારાં સ્વરૂપ છે, તેને
" તો અમે જાણીએ છીએ જે એ સર્વે સગુણ બ્રહ્મ છે. એમને વીષે અમારી
" પુર્ણ બુધ્ધી નથી અને અમે જેને બ્રહ્મ કરીને વર્ણન કરીએ છીએ, જે
" સ્વરૂપ નીર્ગુણ છે અને અક્ષર બ્રહ્મથી જુદું છે, તે સ્વરૂપમાં તો અમારી

" મન વાણી પ્હોંચતી નથી, માટે તે સ્વરૂપ અમે જાણી શકતા નથી માટે તે
" સ્વરૂપનાં દર્શન અમને કરાવો. એ શ્રુતીઓએ કહ્યું ત્યારે પુર્ણ પુરૂષોતમ
" જે શ્રી કૃષ્ણ તેણે પોતાનું વ્યાપી વૈકુંઠ દેખાડયું અને પોતાનાં દર્શન કરા·
" વ્યાં તે સમયે " ( વેદની ) શ્રુતીઓને કેવાં દર્શન થયાં તે કહે છે.

" તે સમયે ( વેદની ) શ્રુતીઓ શ્રી કૃષ્ણનું સ્વરૂપ જોઇને સ્તુતી કરવા
" લાગી. જે હે શ્રી કૃષ્ણ તમારૂં સ્વરૂપ કોટી કામદેવથી પણ અતીશય સુંદર
" છે. તે જોઇને અમને કામ ઉત્પન્ન થયો છે. માટે અમે તમારી સાથે સ્ત્રી
" ભાવથી રમણ કરીએ એ મનોરથ અમારો તમે પુર્ણ કરો. જો તમે અમને
" વરદાન આપવાની ઇચ્છિા કરો છો તો અમે એજ માગીએ છીએ. એ રીતે
" જ્યારે વદની શ્રુતી બોલી ત્યારે શ્રી પુર્ણ પુરૂષોતમ કહે છે જે,—

" હે શ્રુતીઓ તમારો આ જે મનોરથ છે, તે ઘણો દુર્લભ છે અને
" સિધ્ધ થવો કઠણ છે, પણ મેં તમારાથી કબુલાત કરી તેથી એ મનોરથ
" સત્ય થશે. પણ તે હમણાં નહીં સિધ્ધ થાય. તે કહે છે ( કે ):-

" શારસ્વત કલ્પ જ્યારે આવશે ત્યારે તમે વ્રજમાં ગોપીઓ પ્રગટ થશો.
" ત્યાં વંદાવનમાં રાસમાં હું તમારો મનોરથ પુર્ણ કરીશ અને જારભાવની
" પ્રીત તમારી મારામાં સર્વેથી અદકી થશે. તે પ્રીતથી તમે મને પામીને
" તમારી ઇચ્છિા થશે. એ રીતે શ્રી કૃષ્ણે શ્રુતીઓને જારભાવથી પ્રાપ્ત થવાનું
" કહ્યું એ વેદની શ્રુતીઓને ગોપીકા થયાં છે તેઓનું નામ શ્રુતીરૂપા કહેવાય છે.

" એજ રીતે રામાયણમાં કહ્યું છે જે દંડકારણ્ય વનમાં શ્રી રામચંદ્રજી
" પધાર્યા હતા. ત્યાં સોળ હજાર અગ્નિ કુમાર નામે રૂષીઓ તપ કરતા હતા.
" તે રૂષી શ્રી રામચંદ્રજીનું સ્વરૂપ જોઇને મોહીત થયા. ત્યારે હાથ જોડીને
" શ્રી રામચંદ્રજીને વીનંતી કરી જે હે પ્રભુ અમને તમારી સાથે સ્ત્રી રૂપે થઇને
" રમણ કરવાની ઇચ્છિા થઈ છે. માટે આ મનોરથ અમારો પુર્ણ કરો. ત્યારે
" શ્રી રામચંદ્રએ પ્રસન્ન થઇને વરદાન આપ્યુ જે આ મનોરથ તમારો શ્રી
" કૃષ્ણાવતારમાં પુર્ણ થશે. તે અગ્નિકુમારો રૂષીઓ વ્રજમાં ગોપીકા થયાં
" તેનું નામ અગ્નિકુમાર ગોપીકા છે. એની કથા કુર્મ પુરાણમાં કહી છે તથા
" અથર્વવેદમા કહી છે જે-

" એ અગ્નિકુમાર રૂષીઓ વ્રજમાં સ્ત્રી ( રૂપે ) પ્રગટ થઈ શ્રુતીઓની
" સાથે એ પણ પુર્ણ પુરૂષોતમને પામી. એ રીતે વેદ પુરાણોમાં ઠામ ઠામ
" કહ્યું છે કે જે જે ભાવે ઇશ્વરને આ જીવ ભજે તે રીતે હરી તેનો મનોરથ
" પુર્ણ કરે છે. જો જારભાવની પ્રીતમાં અધર્મ થતો હોત તો શ્રી કૃષ્ણે તથા
" શ્રી રામચંદ્રજીએ સ્ત્રી થવાનું વરદાન કેમ આપ્યું ? તેજ સમયે અપ્રસન્ન

" થઈ જાત અને દંડ કરત પણ ઈશ્વર તો સર્વરૂપ છે. પીતારૂપ અને સ્વામીરૂપ
" છે. ભાઇરૂપ છે, પુત્રરૂપ છે. જે જે ભાવે ઇશ્વરમાં પ્રીત રાખે તે રીતે ઈશ્વર
" તેનું મનોરથ પુર્ણ કરે છે. નંદરાયજી વાસુદેવજીએ પુત્રભાવનું વર માગ્યું
" તો તેનો પુત્રભાવનો મનોરથ પુર્ણ કર્યો; ગોશ્રુકાએ જારભાવથી પ્રીત કરી
" તો જાર થઇને સુખ આપ્યું. અને આ અજ્ઞાની કહે છે જે અધર્મ છે. એ
" વાર્તાવેદ પુરાણથી કેટલી ઉલટી કહે છે. તે ઉપર કોઈ ભકતે સાખી કહી છે
" જે—ઉકરડે ચરનાર ખર શું જાણે બાગની સહેલ. મરણ મીશ્રીથી તેનું
" જીવન જગતનું મેલ—અર્થ, ઉકરડાનો ચરનાર જે ગધેડો છે તે બાગની
" સેહેલને શું જાણે જે બાગની સેહેલ કેવી છે. સાકર ખાધાથી ગધેડો મરણ
" પામે છે, અને ઉકરડા ઉપર પડેલો કચરો ખાઇને જીવે છે. તેમ પરબ્રહ્મના
" સુખને માટે તરસ્યો જે ભક્ત છે, તેનું જીવન તો જારભાવનીજ પ્રીત છે. એ
" પ્રીતને અભકત શું જાણે ? તે તો નર્કની પ્રીતની ઇચ્છા કરનાર છે. દેહ, સ્ત્રી
" ધન એ મળ્યું એટલે પરમેશ્વરજ મળ્યા. પણ અનુભવ કરતાં પણ સાફ
" જણાઈ આવે છે જે જારભાવ જેવી પ્રીત કોઈ ઠેકાણે નથી. તે સારૂ શાસ્ત્રમાં
" જારભાવની પેઠે પ્રીત હરીમાં રાખવી કહી છે. જુઓ કે જારભાવની પ્રીત-
" વાળી સ્ત્રી ઘરનું કામ કરે છે પણ રાત દહાડો તેનું મન જારને મળવા સારૂ
" લાગ્યું રહે છે અને જાર પરદેશ જાય તો તેના વીયોગથી તેને અન્ન ભાવતું
" નથી; શણગાર સારો કરવો ગમતો નથી, અને અતીશય વિયોગે દુઃખ
" થયાથી તે પોતાની દેહ છોડી દે છે. એવી તરેહની પ્રીત પરમેશ્વરમાં રાખવી
" શાસ્ત્રમાં અતીશય ઉત્તમ કહી છે. તે પ્રીતને એ મુર્ખ કહે છે, જે એ પ્રીત
" ધીકાર કરવા જોગ છે. પણ યારભાવે કરીને ઇશ્વર સાથે કાંઇ વ્યભીચાર
" કરવો એવું કહ્યું નથી કારણ જે શ્રી ગોપીજનની યોગ્યતા પ્રમાણે આ
" જીવની યોગ્યતા નથી. અને સાક્ષાત ઈશ્વર સાથે સંબંધ પણ આ જીવનો
" નથી. એ ઉપર એક દ્રષ્ટાંત કહીએ, કોઈ એક સ્ત્રી સંધ્યાકાળ સમયે જારની
" પાસે જતી હતી. તે સમય કોઈ એક ફકીર રસ્તામાં બેઠો ભજન કરતો હતો.
" પણ અંધારૂં હતુ તેથી તે ફકીરને તે સ્ત્રીએ દીઠો નહીં ને ઠોકર મારતી
" ચાલી ગઈ. તેની પણ તેને ખબર રહી નહીં તે સમયે ફકીર કાંઈ બોલ્યો
" નહી, પણ જ્યારે તે સ્ત્રી પાછી આવી ત્યારે તે ફકીરે કહ્યું જે—અરે રાંડ
" તું મને ઠોકર મારીને ચાલી ગઈ પણ તે સમયે હું ઇશ્વરના ધ્યાનમાં હતો
" તેથી બોલ્યો નહી, ત્યારે તે સ્ત્રીએ જવાબ દીધો જે તું ઈશ્વરના ધ્યાનમાં હોત
" તો મેં ઠોકર મારી તેની તને ખબર રહેત નહી. જો કે મારી તુચ્છ પ્રીત
" જારમાં હતી તેથી મેં તને દીઠો નહિ અને ઠોકર મારી તેની પણ મને તેન

" ધ્યાનમાં ખબર ન રહી અરે તારી ખરી પ્રીત ભગવાનમાં હોત અને તેના " ઉપર ધ્યાન હોત તો તને ઠોકર લાગ્યાની ખબર કેમ રહેત? એટલું સાંભ- " ળતાં માત્ર તે ફકીરે કાન પકડયો અને સ્ત્રીને પગે લાગી બોલ્યો માતા તેં " વાત કહી તે ખરી છે આજથી મેં તને ગુરૂ કરી. એ દૃષ્ટાંતમાં પણ પ્રીતનો " ઉપદેશ લીધો છે. જેમ દત્તાત્રયરૂપીએ ચોવીશ વસ્તુઓ પાસેથી ઉપદેશ " લીધો તેમ જારભાવની પ્રીતીનો સાર લેવો. એ રીતે કાંઈ વ્યભીચાર કરવો " એમ કહ્યું નથી. હરીના ભક્ત એ મર્મને જાણે છે, જેમ દોહામાં કહ્યું છે.

" વાહી જાણે વેદના, અણવાહીત્રાણે ગાલ.
" વીરહીણી જાણે વેદના, પ્રેમ ભક્તિની ચાલ.

" વળી (વેદની) શ્રુતીના વરદાનમાં એજ અધ્યાયમાં કહ્યું છે જે સ્ત્રી " અથવા પુરૂષ ભક્તીભાવે કરીને હરીને (ઇશ્વરને) ભજે તો શ્રુતીઓને " જેવું પ્રાપ્ત થયું તેવું મનોરથ તેને સિદ્ધ થાએ, એ રીતે શાસ્ત્રમાં કહ્યું છે " જે જેવું મનોરથ રાખી પ્રભુને ભજે તેવા મનોરથ પ્રભુ તેનો પુર્ણ કરે. એ " રીતે કહ્યું છે. માટે આંધળાને ખભે હાથ મુકીને દેખતાઓએ ચાલવું નહિ, " જેમ દોહામાં કહ્યું છે.

" ખભે અંધને હસ્ત ધરી, પાછળ ચાલે જેહ;
" પડે ખાડમાં સુરનર, પાછલ પડશે તેહ ॥

" જે શાસ્ત્રને જાણતા નથી તેને શાસ્ત્રમાં આંધળા કહ્યા છે. " તેના બતાવ્યા ઉપર ભરશો રાખીને દેખતા પુરૂષે આંખો " મીચીને તેનાં ખભા ઉપર હાથ મુકીને ચાલવું નહિ, કેમ જે કુસંગી " લોકોનો અભિપ્રાય હીંદુ લોકોને વટલાવવાનો છે. માટે હરેક પ્રકારે " કરીને શાસ્ત્ર ઉપર દુશણ મુકીને તેને ખોટું કરીને લોકોને બતાવીને " વટલાવવા છે. એ વાતનો સુધારો મુંબઈમાં ચાલેલો છે. અને બીજા " દેશોમાં પણ પ્રવર્ત થયો છે. આ જારભાવની પ્રીતનો પ્રસંગ બીજો સંપુર્ણ."

**(૬) પુષ્ટી પ્રવાહ મરીઆદા ટીકા:—એ પુસ્તક વ્રજ ભાષામાં છે, તે મધેના વાકયનો તરજુમો:—**

પુષ્ટી માર્ગ (એટલે મહારાજનો પંથ) માં વર્ણવ્યુવને ઘેર ઇશ્વર " જારભાવની પ્રીતથી બીરાજે છે, તે (વીશે હવે હું) કહું છુ જે " પ્રમાણે આપણે પારકો છોકરો આપણાં ઘરમાં લાવીએ અથવા હરેક " રીતે પારકો ભરથાર આપણાં ઘરમાં રાખીએ તો અતી ઘણાં " પ્યારથી આપણે વશ થાય છે. જો આપણે તનથી મનથી, અને ધનથી, " અથવા બીજી કોઈ રીતથી સેવા કરીએ તો પારકો છોકરો અથવા પારકો

" ભરથાર આપણી સાથે રહેશે. એજ પ્રમાણે આપણે ઘરમાં ઠાકોરજીના
" સેવા કીધાથી તે આપણી પાસે સદા સર્વદા રહેશે."

**(૭) રસ ભાવના—એ પુસ્તક વ્રજ ભાષામાં છે, તે મધેના કેટલાએક વાકયનો તરજુમો:—**

" એ પ્રમાણે શ્રી કૃષ્ણ મોટો ભારથી ( જુધ કરનાર ) કહેવાયો. એજ " પ્રમાણે પુષ્ટીમાર્ગમાં સુરતારણ્ય ( એટલે જાર કર્મનો ભોગ કરવાના " મેદાન ) માં કરોડો સ્વામીનીજી ( એટલે સુંદર સ્ત્રીઓ ) ને જીતીને પુર્ણ " પુરૂષોતમ ભારથી કેહેવાયા. ત્યારપછી શ્રી સ્વામીનીજી સાથે નાચ કરવામાં " બરોબરી કરી શકયા નહીં અને ભોગ કરવામાં હારી ગયા.

" ત્યાર પછી શ્રી સ્વામીનીજી ( એટલે રાધા )ની બેહેનપણીઓએ " પોતાના વાળ નાડાથી ગુંથીને અંબોડો વાળ્યો. તે અંબોડાનો ભાવ આ પ્રમાણે લાવવો જોઇએ. નાડાને શ્રી સ્વામીનીજી ગણવા અને વાળને શ્રી " કૃષ્ણ ગણવો તેઓ એક બીજા સાથે ઉલટા આસનમાં રહીને ભોગ " કરે છે, એમ સમજવું.

" ( શ્રી કૃષ્ણની માતા ) જસોદાજીના ઘેરમાં કુંવારી છોકરીઓ છે " તેઓ શ્રી કૃષ્ણને પોતાના ભરથાર પ્રમાણે ગણે છે. તેટલા વાસ્તે તે " કુંવારી છોકરીઓ પારણાને બદલે હીંડોળા ઉપર બીછાનું તૈયાર કરે છે " અને ઉપર શ્રી કૃષ્ણને પધરાવીને તેની સાથે ભોગ કરે છે.

" પુષ્ટીમાર્ગના ભકતોની સાથે પ્રભુ ( એટલે ઇશ્વર ) લીલા રમે છે. " એ લીલા બીજા પંથવાલાને ઘણી ભયંકર લાગે છે. પણ પુષ્ટીમાર્ગના " ભકતોને એ લીલા મોટાં સુખનું સાધન છે.

" હાથીદાંતનાં રમકડાં શ્રી સ્વામીનીજી અંતર ઇચ્છા પ્રમાણે છે. તેટલા " માટે જ્યારે શ્રી સ્વામીનીજી વનમાં પધારે છે, ત્યારે હાથીદાંતનાં રમકડાંથી " હાથીની પેઠે ભોગ કરવાની ( તેનામાં ) ઇચ્છા ઉતપન્ન કરે છે.

" ચંદરાવલીજી તથા શ્રી યમુનાજી તથા વ્રજની કુંવારી અને પરણેલી " સઘળી સ્ત્રીઓ મળીને શ્રી સ્વામીનીજીની વીનતી કરે છે. ' હમે તમારી " દાસી છઇએ, હમે કાંઇ તમારા જેવી નથી. તમારા આગળ હમે પ્રભુને " કેમ મળીએ? આવી વીનંતી સાંભળીને શ્રી સ્વામીનીજી બોલ્યાં ( એ " સ્વામીનીજી ચતુર અને ચોસઠ કળાથી સંપુર્ણ પણ ભોળી છે; તથા ચતુર " શિરોમણી છે તો પણ ભોળી છે. તેસઘળી સ્ત્રીઓની ગરીબાઇ " જોઇને ખુશી થઇ " અને બોલી) તમારૂં નામ વ્રજરતન " છે કારણકે વ્રજમાં તમે રતન છો. કેમકે તમે ( શ્રી કૃષ્ણ ) ઠાકોરજીમાં

" પતીભાવ ( એટલે ભર્તાર જેવી પ્રીતી ) રાખો છો તેવો એકે ભાવ નથી,
" તમે ઉત્તમમાં ઉત્તમ છો અને મારા કરતાં શ્રી કૃષ્ણ ઉપર તમારો
" ભાવ વધારે છે, કેમકે તમે સદા પવિત્ર રહો છો અને કોઈપણ ( ગોપ
" એટલે ગોપીના ધણી ) ની સાથે તમારો સંબંધ નથી. પુત્ર, ભરથાર,
" ઈત્યાદીઓ દુનીઆમાં લોકોને દેખાડવા માટે છે; પણ તેમનો તમારી
" સાથે સંબંધ નથી. અને વળી તમે નીરપકારી છો. તમે હમારી
" જારભાવની મોજમાં ઘણા ઉપયોગી છો. તમારામાં અદેખાઈ કે ઈર્ષા નથી
" અને વળી જારભાવની જુદી જુદી રીતથી ભોગ કરવાને તમારૂં દીલ
" ઘણુંજ લાગેલું છે. તમે મારા હૃદયમાં ઘણા પ્યારા છો. હમે ભોગ
" કરીએ છીએ ત્યારે તમે દાસ ભાવથી હમારી સેવામાં ઉભી રહો છો.
" એ ઉપરથી શ્રી સ્વામીનીજી ખુશી થઈને શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહે છે.
" એ સ્ત્રીઓ તમને વાહાલી તેટલા માટે મને પણ બહુ વાહાલી છે. તેઓને
" જુદાજુદા કુંજ ( એટલે બાગ ) બાંધી આપો, જેથી કરીને તે દરેકની સાથે
" જુદો ભોગ થઈ શકે,"

" શ્રી સ્વામીનીજીએ પોતાના શરીરમાંથી કરોડો સખી ( એટલે બેહેન-
" પણી ) ઓને પ્રગટ કીધી. તેઓના નામ લલીતા વીસાખા, ઈત્યાદી પડયા.
" તેઓમાંથી જે ખુબસુરત અને જારભોગ કરવામાં ઘણીજ ચતુર હતી
" તેઓને લલીતા કરીને કેહેતા હતા ; અને જેઓ ઉંધા આસને જાર
" ભોગ કરવામાં ચતુર હતી તેઓનું નામ વીસાખા કરીને રાખ્યું હતું.

**( ૮ ) વીઠલેશરત્નવીવરણ તથા સર્વોત્તમઃ--એ પુસ્તકો સંસ્કૃતમાં છે તે મધ્યેના બે વાકયના અર્થઃ—**

" આચાર્ય ( અથવા મહારાજ ) નું બીજું નામ ' શ્રીપઃ ' કરીને છે.
" તેનો અર્થ ' પ્રીય ' એટલે ઘણી સ્ત્રીઓનો ભરથાર કરીને સમજવો.

" આચાર્ય ( અથવા મહારાજ ) નું વળી બીજું નામ ' રાસલીલા
" મહોદધી એટલે રાસ લીલા ( જારભાવની રમત ) નો સાગર.

" આચાર્ય ( અથવા મહારાજ ) નું ત્રીજું નામ ' રાસલીલૈક તાત-
" પ્રાય ' " એટલે એવો પુરૂષ જેની મુખ્ય મતલબ રાસલીલા
" કરવાની છે.

**(૯) બસો બાવન વૈષ્ણવની વાર્તા—એ પુસ્તક વ્રજ ભાષામાં તે મધ્યેની બે વાર્તાનો તરજુમો.**

" હવે શ્રી ગુંસાઈજીની સેવક ગંગા ખત્રીઆણી હતી, તે મહા-
" વનમાં રહેતી હતી તેની વાર્તા. ગંગાબાઈની મા ઘણી ખુબસુરત
" હતી અને દેખાવામાં ઘણી સુંદર હતી, અને ભર જોબનમાં હતી.

" એક પ્રસંગે ગુસાંજી મહાવનમાં ગયા અને એક વૈષ્ણવના ઘરમાં
" ઉતર્યા ; અને તે ખત્રીઆણી તે વૈષ્ણવના ઘરની પાસે રહેતી હતી,
" તે ખત્રીઆણી શ્રી ગુસાંઇજીના દર્શન કરવા ગઈ ત્યારે તેણીએ
" ગુસાંઇજીમાં કરોડો કામદેવના જેવી ખુબસુરતી દીઠી. તે ઉપરથી
" તે ખત્રીઆણી ઘણો મોહ પામી અને તેની ઉપર આસક્ત થઈ.
" તેથી દરરોજ શ્રી ગુસાંઇજીનાં દર્શન કીધા વિના તેને ચેન પડતું
" નહોતું. તેટલા માટે તે દરરોજ ઉઠીને શ્રી ગોકુલમાં આવતી અને
" શ્રી ગુસાંઇજીના દર્શન કરી પોતાને ઘેર જતી હતી. અને તે
" પોતાના મનમાં વારંવાર કેહતી હતી કે, જો તેને એકાંતમાં મળું
" તો મારા મનના મનોરથ પુરા થાય.' પણ તેણીને લાગ ફાવ્યો
" નહીં, ત્યારે એક દહાડે તે ખત્રીઆણીએ પોતાના મનમાં વીચાર્યું
" કે જ્યારે શ્રી ગુસાંઇજી ખરચુ ( વાડામાં ) જશે ત્યારે હું ત્યાં જઈશ.
" એ પ્રમાણે એક દહાડે તે ખત્રીઆણી વાડામાં સંતાઈ રહી, અને
" પછી શ્રી ગુસાંઇજી જ્યારે વાડામાં આવ્યા ત્યારે તે ખત્રીઆણી બોલી
" કે ' મહારાજ કૃપા કરીને મારા મનના મનોરથ પુર્ણ કરો.' પણ શ્રી
" ગુંસાઇજીએ ના પાડી અને કહ્યું કે આ વાતમાં હું કાંઈ જાણું નહીં.
" ત્યારે તે ખત્રીઆણીએ ઘણી હઠ કરી એટલે શ્રી ગુસાંઇજીએ ક્રોધ
" કરીને કહ્યું કે ' અલી તું હઠ કરીશ માં, ઘેર તારા મનનાં મનોરથ
" પુરા પડશે; આ હું તને વચન આપું છું, અને તું ઘેર જા,' શ્રી
" ગુસાંઇજીના આવા વચન સાંભળીને તે ખત્રીઆણી ગઈ. ત્યાર પછી એક
" દીવસે તે ખત્રીઆણી સુતેલી હતી. ત્યારે ઉંઘમાં તેણીને સ્વપ્નું આવ્યું
" કે શ્રી ગુસાંઈ સાથે મને ભોગ થયો, અને તેજ દહાડેથી તે ખત્રીઆણીને
" ગર્ભ રહ્યો. ત્યાર પછી ગર્ભનો વખત ભરાઈ આવ્યો ત્યારે તેણીએ એક
" છોકરી જણી. તે છોકરી ઘણીજ ખુબસુરત, ગુણવાન, અને રૂપવંતી
" થઈ તેનું નામ ગંગાબાઈ રાખ્યું. પછી એ છોકરી મોટી થઈ અને શ્રી
" ગુંસાઇજી પાસ તેનું નામ નીવેદન કરાવ્યું.

" ભીલ અને ભીલડીની વાર્તા:—આ વાત શ્રી ( વલ્લભ ) આચાર્ય-
" જીએ પોતાને મોહોડે એક વખત વૈષ્ણવોને કહી સંભળાવી ત્યારપછી શ્રી
" ગોપીનાથજીએ વૈષ્ણુવોને કહી સંભળાવી. એક ભીલ અને ભીલડી, ધણી
" ધણીઆણી હતાં. તેઓ જંગલમાં જઇને ( બાળવાના ) લાકડાં કાપી લાવતાં
" હતાં અને તે લાંકડાં વેચીને પોતાનો નીર્વાહ ચલાવતા હતા. એક બીજો ભીલ
" હતો તે પણ એજ જંગલમાં લાકડા લાવવા જતો હતો. એ બીજા ભીલની

" સાથે પેલી ભીલડીની ગાંઠ પડી, પ્રથમ તો આ બે શખ્સો ધણી ધણીઆણી
" લાકડાં લાવવાને સાથે જતાં હતાં ત્યારે પછી પેલી ભીલડી બીજા
" ભીલની સાથે પ્યારમાં પડી અને તે બીજા ભીલની સાથે બીજા
" જંગલમાં લાકડાં લેવાને જવા લાગી. એ બેઉની વચ્ચે ઘણી મોહબતની
" ગાંઠ બંધાઈ. તે જંગલમાં એક જગાયે ઠાકોરજીનું મંદીર હતું. એ
" બે શખ્સો ત્યાં ગયા પછી તે મંદીર ઝાડી ઝપટીને આરામ લેતાં હતાં.
" એ પ્રમાણે તેઓએ ઘણા દહાડા સુધી કીધું. તેઓ એક બીજા ઉપર
" બહુજ આશક થઇને ગાન તાન કરતાં હતાં, અને પછી ઉઠીને ઘેર જતાં
" હતાં, ત્યાર પછી કોઇએ આવીને તે ભીલડીના ધણીને કહ્યું કે તારી બાયડી
" ફલાણા સાથે લાગેલી છે, અને બેહુ જણા ફલાણા જંગલમાં ફલાણે ઠેકાણે
" જાય છે ત્યારપછી એક દીવસે તે ભીલડીનો ધણી તેની પછવાડે જંગલમાં
" ગયો. પેલા બે ( આશુક માશુક ) આગળ જઇને ઠાકુરજીનું મંદીર ઝાડી
" ઝપટીને સુખ ચેનમાં બેઠાં હતાં. તે ભીલડીના ધણીએ છુપીને તે
" બેઉ જણાના ચાળા જોયા, અને જ્યારે તેઓ ( જારભોગનો સંગ કરી
" રહ્યાં ત્યારે તે ભીલડીના ધણીએ બેઉને તેજ ઠેકાણે મારી નાખ્યાં.
" તે પછી ધર્મરાજના દુત આવ્યા અને તેટલામાં વિષ્ણુના દુત પણ
" આવ્યા. વિષ્ણુના દુતે જમરાજના દુતને કહ્યું કે 'તમે અહીંઆં શા
" માટે આવ્યા છો ? શ્રી ઠાકોરજીએ એ લોકોને ( સ્વર્ગમાં ) સઉથી સારી
" જગા આપી છે, અને તેથી પણ વધારે સારી જગા એ લોકોને મળશે '
" વિષ્ણુનો દુત તે પછી તે બેઉને પોતાની સાથે લઈ ગયો અને ઠાકોરજીની
" પાસે જઇને તેઓને ઉભા રાખ્યા, ત્યારે શ્રી ઠાકોરજીએ તેમને કહ્યું કે જે
" જોઇએ તે માગો, તે ઉપરથી તેઓએ પોતાના હાથ જોડીને નમનતાઇથી
" કહ્યું કે મહારાજ અમે ઘણું નીચું કર્મ કીધું છે; તમે આટલી કૃપા દેખાડો
" છો તેનું કારણ શું ? ' તે ઉપરથી તેમણે કહ્યું કે તમે બેઉ જણાંએ નીચું
" કામ કીધું છે એ વાત ખરી; પણ તમે ઠાકોરજીનું મંદીર સાફ કીધું છે
" અને તમે જે સેવા કીધી છે તે ઠાકોરજીએ અંગીકાર કીધી છે, અને તેટલા
" માટે સ્વર્ગમાં તમને સઉથી સારી જગા મળી છે, વાસ્તે હું ખુશી થઇને
" કહું છું કે તમે માગો. ત્યારે તે બે શખ્સોએ કહ્યું કે મહારાજ
" તમે હમારી ઉપર રાજી થઇને કૃપા કરવા ઇચ્છો છો ત્યારે અમે
" પ્રાર્થના કરીએ છીએ કે તમે હમને પૃથ્વી ઉપર ધણી ધણીઆણીનો
" જન્મ આપો અને હમે તમારી સેવા કરીએ. કૃપા કરીને આ હમારી
" વીનંતી કબુલ કરો. ત્યારે શ્રી ઠાકોરજીએ કહ્યું કે જાઓ; તમારી

" ઇચ્છા પુર્ણ થશે ' ત્યાર પછી તે બેઉ શખ્સો આ દુનીઆમાં અવતર્યા.
" તે પુરૂષ રાજાને ઘેર કુંવર થઇને અવતર્યો અને સ્ત્રી બીજા રાજાને
" ત્યાં છોકરી થઇ અવતરી."

**( ૧૦ ) ચોરાસી વઈષ્ણુવની વાર્તા—એ પુસ્તક વ્રજ ભાષામાં છે તે મધ્યેની એક વાર્તાનો તરજુમો—**

" શ્રી આચાર્યજી મહાપ્રભુના સેવક કૃષ્ણદાસ બ્રાહ્મણની વાર્તા.
" કૃષ્ણદાસ એક ગામમાં રહેતો હતો. તે ભગવત સેવા કરતો હતો.
" એક વખતે પાંચ કે દશ વૈષ્ણવો શ્રી આચાર્યજી મહાપ્રભુના દર્શન
" કરવા વાસ્તે આડેલ ( નામનાં ગામમાં ) જતા હતા. તેઓ કૃષ્ણદાસને
" ઘેર આવ્યા. તે વેળાએ કૃષ્ણદાસ ઘેરમાં હતો નહીં. તે કાંઇ કામે
" બહારગામ ગયો હતો, અને કૃષ્ણદાસની સ્ત્રી ઘેર હતી. તેઓને
" બેસાડીને તે અંદર ગઇ અને વિચાર કરવા લાગી કે હવે શું કરવું
" ત્યારે તેને યાદ આવ્યું કે દઈમારો વાણીઓ વારંવાર મને કહ્યા
" કરે છે કે તું મારી પાસે આવ, જે માગે તે હું આપું. તેટલા
" વાસ્તે આજે હું તેની દુકાન ઉપરથી સીધું સામાન લઈ આવું અને
" તેને કહું કે હું તને મળીશ, જે મને સીધું સામાન જોઇએ છે તે
" આપ. આ પ્રમાણે ઠરાવ કરીને તે તેની દુકાન ઉપર ગઈ, અને તેને
" કબુલાત આપ્યા પછી સીધું સામાન લઇ આવી. ઘેર આવ્યા પછી
" રસોઇ તૈયાર કરી. અને શ્રી ઠાકોરજીને ભોગ ધર્યા પછી તે વૈષ્ણવોને
" પ્રસાદ લેવડાવ્યો. વૈષ્ણવો ભલી ભાતે જમ્યા ત્યાર પછી કૃષ્ણદાસ
" સાંજના ઘેર આવ્યો, સઘળા વૈષ્ણવોને મળ્યો, અને તેઓને જેશ્રી
" કૃષ્ણ કરીને પોતાના ઘરમાં ગયો અને સ્ત્રીને પુછ્યું કે આ વૈષ્ણ-
" વોને જમાડ્યા ? તેણે જવાબ આપ્યો કે, હા જમાડ્યા. ત્યારે કૃષ્ણ-
" દાસે પુછ્યું કે સીધું સામાન ક્યાંથી પેદા કીધો ? ત્યારે બધી વાત
" તે સ્ત્રીએ કહી સંભળાવી. એ ઉપરથી કૃષ્ણદાસ પોતાની સ્ત્રી
" ઉપર ઘણો પ્રસન્ન થયો. પછી ધણી ધણીઆણી એ બેઉ જણાએ
" મળીને પ્રસાદ લીધો, અને કૃષ્ણદાસે તે બધા વૈષ્ણવની આગળ આખી
" રાત ભગવત ચર્ચામાં કહાડી. સવાર પડી ત્યારે કૃષ્ણદાસે તે વૈષ્ણવોને વિદાય
" કીધા. તેઓ ગયા અને કૃષ્ણદાસ તેઓને થોડું સુધી વળાવા ( મુકવા )
" ગયો ત્યાર પછી તે ઘેર આવ્યો અને શ્રી ઠાકોરજીને ભોગ ધર્યા પછી તે
" ઢાંકીને બહાર ગયો. જયારે કૃષ્ણદાસ સાંજના ઘેર આવ્યો ત્યારે

"ધણી ધણીઆણીએ મળીને પ્રસાદ લીધો. ત્યાર પછી કૃષ્ણદાસે પોતાની
"સ્ત્રીને કહ્યું કે કાલે પેલા વાણીઆને વચન આપ્યું છે તે તારી
"વાટ જોતો હશે. તેટલા વાસ્તે એ વચન પુરૂં પાડવું જોઇએ, તે
"ઉપરથી તે સ્ત્રી પોતાના શરીરને તેલ લગાડીને નાહી; અને શરીરે શણગાર
"સજીને જવાને તૈયાર થઇ. વરસાદની રૂતુ હતી અને દીવસે વરસાદ પડયો હતો,
"અને તેથી રસ્તામાં કીચડ થયો હતો, એ ઉપરથી કૃષ્ણદાસે કહ્યું કે તું જો
"મારી ખાંધ ઉપર બેસે તો હું તને ત્યાં મુકી આવું, કેમકે રસ્તામાં
"કીચડ બહુ છે તેથી તારા પગ કીચડવાળા થશે, અને જો તારા પગ
"કીંચડવાળા હશે તો પેલો તને પસંદ કરશે નહીં. તે ઉપરથી કૃષ્ણદાસ
"પોતાની સ્ત્રીને પોતાના ખભા ઉપર બેસાડીને પેલા વાણીઆની દુકાન ઉપર
"મુકી આવ્યો, તે પછી તે સ્ત્રીએ વાણીઆને સાદ કરીને બારણું ઉઘડાવ્યું.
"વાણીઆએ બારણું ઉઘાડીને તેને માંહે લીધી અને તેના પગ ધોવાને પાણી
"લાવ્યો. ત્યારે તે સ્ત્રીએ વાણીઆને કહ્યું કે મારા પગ કીચડવાળા
"થયા નથી. ત્યારે તે વાણીઓ બોલ્યો કે રસ્તામાં ઘણો કીચડ છે
"અને તારા પગ કોરા કેમ રહ્યા? ત્યારે તે સ્ત્રીએ વાણીઆને કહ્યું
"કે તું તારૂં કામ કરી લે. તે વાણીઆએ કહ્યું કે એ વાત મને
"જણાવવી જોઇએ. તે સ્ત્રીએ કહ્યું કે મારો ધણી મને ખભા ઉપર
"બેસાડીને મુકી ગયો એ વાત સાંભળીને તે વાણીઆને અચંબો
"ઉપજ્યો અને બધી વાત પુછવા લાગ્યો. અને તે સ્ત્રીને વીનંતી
"કીધી કે સઘળી વાતથી મને વાકેફ કર. તે સ્ત્રીએ સઘળી હકીકત
"કહી સંભળાવી. તે સાંભળીને તે વાણીઆએ પોતાના જીવને
"ધીક્કાર્યો અને સ્ત્રીને કહ્યું કે તું ખરેખર સુખી છે, કેમ કે તારૂં મન
"આવું નીર્મળ છે અને પોતાના હાથ જોડીને બોલ્યો કે મારો અપરાધ
"ક્ષમા (માફ) કર અને મારી ઉપર દયા રાખ. તું મારી બ્હેન થાય."

**(૧૧) વચનામૃતઃ એ પુસ્તક વૃજ ભાષામાં છે.**
**તે મધ્યેના કેટલાંક વાકયનો તરજુમો—**

"જે કોઈ પોતાના દીલમાં ક્રોધ કરીને પોતાના ગુરૂની નીંદા
"કરે છે અને પોતાના ગુરૂ વીષે કઠણ શબ્દ વાપરે છે તે મુંગો થાય છે.
"અને ત્યાર પછી તે સર્પનો જન્મ પામે છે. ત્યાર પછી તે ઝાડનો
"જન્મ પામે છે અને તે પછી તે (ભુત) પ્રેત થાય છે.

"શ્રી ભગવાનનું સ્મરણ કરવું એજ પ્રમાણે પોતાના ગુરૂનું પણ
"સ્મરણ કરવું.

"વૈષ્ણવ થઇને બીજાનો દોષ જોવો નહીં, કાને સાંભળવો
" નહીં, તથા પોતાની નજરે પડે અથવા કાને સંભળાએ તો તે દોષ
" વીષે પોતાનાં મનમાં કાંઇ લાવવું નહીં. અને આ પ્રમાણે વિચારવું
" કે હું માયારૂપી અજ્ઞાનમાં પડેલો છું, તેથી મારી નજરે દોષ
" સિવાય બીજુ કાંઇ પડતું નથી. (પણ) તેમાં કાંઈ દોષ છે નહીં.

હરેક વસ્તુ મેળવીને હું સુખી છું એમ વિચારવું નહી. ગૃહ-
" સ્થના ધર્મ વીશે શાસ્ત્ર સાંભળ્યા પછી લૌકીક વૈદીકમાં લપટાઈ
" જવું નહીં. શાસ્ત્રની જે સારી વાત પુષ્ટીમાર્ગને મલતી હોય
' તે સારી પેઠે સાંભળવી અને સંભળાવવી, બીજા બધા શાસ્ત્ર પુષ્ટિ
" માર્ગથી અંતરાય કરાવવાવાળા છે, એ વાત ખુબ ધ્યાનમાં રાખવી.

**(૧૨) સીધ્ધાંત રહસ્ય ઉપર શ્રી ગોકલનાથજીની ટીકા—એ પુસ્તક સંસ્કૃતમાં છે તે મધ્યેના એક વાકયનો તરજુમો.**

"તેટલા વાસ્તે પ્રથમ આપણે આપણાં બાયડી છોકરાંનો
' ઉપભોગ કરીએ તેની અગાઉ તે અર્પણ કરવાં જોઇએ, કારણ કે
" સર્વ વસ્તુ (અર્પણ કરવી) એમ કહ્યું છે. લગ્ન થયા પછી સ્ત્રીનો
" ઉપભોગ આપણે કરીએ તેની અગાઉ તે અર્પણ કરવી, એવી
" મતલબથી કે તે આપણાં પોતાનાં કામમાં આવે. એ પ્રમાણે પુત્રના
" જન્મ પછી પુત્ર પુત્રાદીકને (છોકરા, છોકરી વગેરે) અર્પણ
" કરવાં જોઇએ. સર્વ પ્રસંગે અને સર્વ પ્રસંગના કારણ લીધે તે
" પ્રસંગે હરેક વસ્તુ વાપરવી હોય તે અર્પણ કરવી જોઇએ. અર્પણ
" કીધા પછી જુદાં જુદાં કાર્ય કરવાં."

**(૧૩) સીધ્ધાંત રહસ્ય—એ પુસ્તક સંસ્કૃત ભાષામાં છે, અને તે મુળ પુસ્તકનો તરજુમો.**

"શ્રાવણ શુદ ૧૧ ની મધરાતના સાક્ષાત ભગવાને (પોતે)
" દર્શન આપીને જે વચન કહ્યા તે બોલે બોલ આ પ્રમાણે—બ્રહ્મ
" સંબંધ કીધાથી સર્વે પુરૂષોના દેહ (શરીર) ના તથા જીવના
" દોષ ધોવાઈ જાય છે. એ દોશ પાંચ પ્રકારના છે, એટલે (૧) જે
" દોષ જન્મથી શરીરને લાગેલા છે, (૨) જે દેશ અને કાળ (વખત)
" ને લીધે ઉત્પન્ન થાય છે, (૩) જે વેદ મધે કહેલા છે, (૪) જે દોષ
" ધ્રણાજ મેલાપથી ઉત્પન્ન થાય છે, તથા (૫) જે દોષ સ્પર્શ એટલે
" અડક્યાથી લાગે છે. (બ્રહ્મ સંબંધ થયા પછી) આ સર્વ દોશ
" નાશ પામે છે; (બ્રહ્મ સંબંધ વગર) એ સર્વ દોષની નીવૃત્તિ

"થતી નથી. જે વસ્તુ પ્રથમ અર્પણ કરવામાં આવી નહીં હોય તે "વસ્તુને ઉપયોગ કરવો જોઇએ નહીં, અપણ કીધા પછી તે "વસ્તુનો પોતાની મરજી પ્રમાણે ઉપયોગ કરવો. પુષ્ટી માર્ગની "આવી રીત છે, હરેક ધણી પોતાની વસ્તુનો ઉપયોગ કીધા પછી "તે વસ્તુ સર્વે દેવના દેવ (ઇશ્વર) ને અર્પણ કરે તો તે અંગીકાર "થતી નથી. તેટલા માટે સર્વ કાર્યમાં સર્વ વસ્તુ પ્રથમ અર્પણ "કરવી જોઇએ. જે વસ્તુ (એક વખત) અર્પણ કરી તે પાછી લેવી "જોઇએ નહીં, કેમકે તે અર્પણ કરી એટલે હરીની થઇ ચુકી, એ "મત બીજા પંથવાળાઓનું છે. (આપણા માર્ગમાં તો) બ્રહ્મ સંબંધ "થયાથી એ વાતનો બાધ રહેતો નથી. અને એ પ્રમાણે હરેક વસ્તુ "અર્પણ કીધા પછી તેનો ઉપભોગ કરવો જોઇએ. અને તેથીજ બ્રહ્મત્વ "એટલે ઇશ્વરપણું મળે છે (એટલે અર્પણ કરનાર શખ્સ પોતે ઇશ્વર "થઈ જાય છે.) જે પ્રમાણે સારૂં અથવા મેલું પાણી ગંગામાં મળી "ગયાથી ગંગાજળ (એટલે ગંગાનું પવિત્ર પાણી) થઇ જાય છે તે "પ્રમાણે બ્રહ્મસંબંધ થયાથી સર્વે જીવ પોતે બ્રહ્મ થઇ જાય છે. "વલ્લભાચાર્ય કૃત સીધ્ધાંત રહસ્ય સમાપ્ત."

### (૧૪) પુષ્ટી માર્ગના દશ મર્મનું એક પદ વ્રજ ભાષામાં છે તેનો તરજુમો.

"૧. આશરો એક શ્રી વલ્લભાધીશનો રાખવો.
"૨. માનસી રીતની મુખ્ય સેવાનું વ્યસન રાખવું.
"૩. લોક તથા વેદને તજીને ગોપીશને શરણે જવું,
"૪. દીનતા ભાવ રાખીને ખુશીથી ગુણ ગાવા.
"૫. વૃજની સ્ત્રી છું એવો ભાવ મનમાં રાખવો.
"૬. કૃષ્ણના નામનું સ્મરણ કરતા રહેવું.
"૭. એક પળ પણ તેની આજ્ઞા ન તોડવી
"૮. તેના કૃત તથા વચન ઉપર વીશ્વાસ આણવો.
"૯. ભગવદી જાણીને કોઇનો સત્સંગ કરવો.
"૧૦. દોષ કોઇનો ન જોવો અને સાચું બોલવું.

"પુષ્ટી પંથના દશ મર્મ (અથવા) ધર્મ આ પ્રમાણે છે શ્રી "દ્વારકેશ કહે છે કે તે સદા ચિત્તમાં રાખવા."

### એક બીજા પદનો તરજુમો.

શ્રી વલ્લભના ચર્ણ (એટલે પગ)નો ભરોસો મજબુત છે,

"(કેમકે) તેના નખ ચંદ્રની છટા વગર આખા જગતમાં અંધારૂં છે. કલીયુગમાં નીવેડો પામવાનું એ વગર બીજું એકે સાધન નથી. ' સુરદાસ (કવી) કહે છે કે (અરે હું) બે પ્રકારે (આંખે તથા હૈયે) "આંધળો છું તે (વલ્લભના) અમુલ્ય ચહેરાનું શું વર્ણન કરૂં ?"

**એક ત્રીજા પદનો તરજુમો.**

"શ્રી વલ્લભનો ભરોસો ભારી છે, અરે મન! તું જો ફળની ' આશા કરતો હોય તો આવી રીતે ભમતો અને ડોલતો શા માટે ફરેછે? ' વીઠ્ઠલ, ગીરધર અને (ગુસાંઇજીના) બીજા બાળકોએ આ જગતનું " નીવારણ કીધું છે. તેઓ (વૈષ્ણવોના) શીરની ઉપર પોતાના ચર્ણ "કમળ (એટલે કમળ જેવા પગ) મુકીને પુરૂષોત્તમ પ્રભુના નામનો " મંત્ર આપે છે."

"એ સિવાય વૈષ્ણવ જ્યારે મહારાજને પોતાને ઘેર પધરાવે છે " ત્યારે વૈષ્ણવોની બાયડીઓ મહારાજની આગળ જારભાવના ગીત ગાય " છે. એ ગીતમાંના ચાર ગીત હું કોર્ટમાં રજુ કરૂં છું.

**(૧૫) મહારાજોની આગળ તેમની સેવકીઓ ગીતો ગા છે તે.**

"અતીરે ઉલટ ઘણો આવે મારે અંગે ॥
"શ્યામ સુંદર વર બેઠા છે સંગે ॥ ૧ ॥
"મુખડું જોયા વિના પાણી ન પીઉં રે ॥
"રસીક સુંદર વર જોઇ જોઇ જીવું રે ॥ ૨ ॥
"મુજને ન વારીશ માહરી રે માડી ॥
"દર્શન કરવાને જાઇશ દાડી ॥ ૩ ॥
"સગપણ તો સામળીઆનું સાચું ॥
"બાકી સર્વે દીસે છે કાચું ॥ ૪ ॥
"કેહશે તેને કેહવા રે દેશું ॥
' આપણુ સર્વે સાંભળી લેશું ॥ ૫ ॥

---

"પરદેશ જાએ તો વલભકુલ વહેલા આવજો જો
"અબળાને સંદેશા કહાવજો જો. ॥ પરદેશ ॥ ૧ ॥
' આપની આજ્ઞાને આધીન અમે છઇએ જો ॥
"આપે શર્ણે લીધાં અમને ચીત્ત ધરી જો ॥ પરદેશ૰ ॥ ૨ ॥
"સુંદર દૃષ્ટિ દયાળુ અમ ઉપર કરી જો ॥

"તેથી તન મન લીધાં અમારા હરી જો ॥ પરદેશ૦ ॥ ૩ ॥
"આ સારૂ મેં લોક લાજ નવ ધરી જો ॥
"મુને આપના ચર્ણની ઇચ્છા ઘણી જો ॥ પરદેશ૦ ॥ ૪ ॥
"આવી વીનંતી કરે છે દાસી ઘણી જો ॥
"વહેલા આવશો તો દાસી થશે રાજી જો ॥ પરદેશ૦ ॥ ૫ ॥

---

"વલ્લભકુળ છે કામણગારા કાન જો ॥
"કામણીઆં કીધાં રે વ્રજની વાટમાં રે લોલ ॥ ૧ ॥
"જોને એની મુખડું પુનમચંદ જો ॥
"અણીઆરી આંખે મનડાં મોહી લીધાં રે લોલ ॥ ૨ ॥
"એ વાહલાની પાસે થઇને દાસી જો ॥
"લોકોની લાજથી હવે હું નથી બીવાની રે લોલ ॥ ૬ ॥
"હવે બેહેની મેંથી ઘરનાં કામ ન થાય રે ॥
"વાહલાને દેખીને મનડા મોહી રહ્યાં રે લોલ ॥ ૪ ॥
"વલ્લભકુળ છે કામણગારા કાન જો ॥
"કરડાને ઠણુકેરે મનડા હરી ગયાં રે લોલ ॥ ૫ ॥
"આપ છો પરમેશ્વર સ્વરૂપ જો ॥
"વલ્લભ વર વરીને હું અતી પ્રેમથી લોલ ॥ ૬ ॥
"વલ્લભ વરને શર્ણે સુખીઆં થાશું રે ॥
"તેઓની સંગતથી વૈકુંઠ પામશું રે ॥ ૭ ॥

---

(૧૬) "વ્રજના જીવન કરૂં વીનતી, શ્રી વલ્લભનંદ
"શ્રી ગોકુલચંદ, વેગે તે આણું મોકલો ॥
"તમારા દર્શન વીના શ્રી વલ્લભ રે, કોહો જી કેમ રેહેવાય
"મનડાં તે રાખ્યાં કેમ રહે, નણે નીર ભરાયે ॥ વ્રજ૦ ॥
"અરજ સુણો રે આદર કરી રે, શ્રી જમનાજી રે માએ
"વિરહ તણા દુખ દોહેલાં, કાં જી કેમ રેહેવાયે ॥ વ્રજ૦ ॥
"દુર રહે કેમ ચાલશે રે, કોહો જી કયાંની રીત
"આજ કાલનું કોઇ નહી, છે જી પુર્વની પ્રીત ॥ વ્રજ૦ ॥
"હરી હૈયામાં રાખજે, રે છે પૂર્વ સ્નેહ
"દયા કરો દીનાનાથજી, નહીતર તજીશું આ દેહ ॥ વ્રજ૦ ॥
"બૃજ માલતી વાસ માગુ સદા રહે શ્રી ગોકુલ ગામ

કાલીંદીને કાંઠડે, શ્રી ઠકરાણી ઘાટ ॥ વ્રજ ॥
"નૈણા ભરી કયારે નીરખશું, શ્રી ઠકરાણી ઘાટ.
"અંતરમાં ઇચ્છા ઘણી, જોઉં છું વ્રજની વાટ ॥ વ્રજ૦ ॥
"એમે શું કોઇને, રેહે શ્રી હલધર વીર ॥
ધીરજ રાખી નવ રેહે, ભરી ભરી આવે છે નીર ॥ વ્રજ૦ ॥
"રાંક ઉપર શાં રૂશણા રે, પ્રભુ દીન દયાળ
"દાસ જાણી પોતાતણી, કરજો સેવકીની સંભાળ ॥ વ્રજ૦ ॥

---

" એ ગીતો મધ્યે ઉપલા ત્રણ ગીત યુનીઅન પ્રેસમાં છપાએલા છે. એ ગીતમાં કહેલું છે કે વલ્લભકુળ (એટલે મહારાજો) કાન અથવા કૃષ્ણ છે, એને એ પંથના લોકો પણ મહારાજને કૃષ્ણ કરી સમજે છે. કૃષ્ણ વીશે હું થોડું ઘણું જાણું છું. તેણે કેટલાકએક અવતાર લીધા છે. ઇશ્વિરે કૃષ્ણને નામે માણસરૂપે અવતરીને ૧૬૦૦૦ ગોપીની સાથે રાસ લીલા કરી તેમનો ઉદ્ધાર (એટલે છુટકારો) કીધો. રાસ લીલાનો અર્થ હૉરેસ વીલ્સનની સંસ્કૃત ડીકસનેરીમાં ' ઘણી સ્ત્રીઓ સાથે જારભાવની રમત' લખ્યો છે. કૃષ્ણે જે લીલા કીધી તે સઘળી રાસ લીલા અથવા જારભાવની હતી જ્યારે મહારાજ મર્ણ પામે છે ત્યારે લીલા વસ્તાર્યા એમ કહેવાય છે એટલે જારભાવની રમતમાં તેણે વધારો કીધો, મહારાજો પોતાના પંથનો ઉપદેશ કરતા નથી અને ધર્મગુરૂ નથી. તેઓ પોતાના સેવકોને આઠ અથવા દશ વરસની ઉમરે કંઠી બાંધે છે. કંઠી બાંધતી વખતે જે મંત્ર ઉપદેશ કરે છે તેમાં તથા સેવકીઓ મહારાજોની હજુર જે ગીતો ગાય છે તેમાં તન, મન અને ધન ઠાકોરજી અથવા મહારાજને અર્પણ કરવાનું કહે છે, ધન એટલે પૈસા, ઘર બાયડી, છોકરાં, અને સઘળી તરેહની બીજી મીલ્કત. ઘણાજ ભાવકી સેવકો પોતાની બાયડીઓબી અર્પણ કરે છે એવા દાખલા મારે કાને પડયા છે વૈષ્ણવોમાં આ વાત પ્રસિદ્ધ છે કે મહારાજો પોતાના ઘણાજ ભાવકી સેવકોની વહુ તથા દીકરીઓ સાથે જારકર્મ કરે છે. છોકરીઓને પોતાના ભરથારની પાસે મોકલ્યા પહેલાં તેઓને મહારાજની પાસે મોકલે છે. એ વીષેના કેટલાક દાખલા મારા જાણવામાં આવ્યા છે. આ વાત મહારાજોના ઘણું કરીને સઘળા સેવકો જાણે છે તોપણ તેથી મહારાજની આબરૂને તથા સત્તાને કાંઈ નુકસાન પુગતું નથી. જારકર્મના આચરણ મહારાજોમાંથી કાહાડી નાખવાને વાસ્તે ભાટીઆઓએ તજવીજ કીધી હતી, તે માટે

યાદ છે. સન ૧૮૫૫ માં ભાટીઆઓના મહાજનની સભા મળી હતી. ત્યાં તેઓએ કેટલાએક ઠરાવ કીધા તે મધ્યે આ એક ઠરાવ હતો કે તેમની સ્ત્રીઓએ ફલાણી વખત સિવાય બીજે વખતે દર્શન કરવા જવું નહીં. એ ઠરાવની મતલબ એ કે મહારાજોને જારકર્મ કરવાની તક થોડી મળે, હીંદુ શાસ્ત્ર પ્રમાણે નીતિ અને પવીત્રતાની બાબતમાં ઇશ્વરના નીયમ ફરી શકતા નથી. નીતિ અને પવીત્રાઇથી ઉલટું ચાલવામાં પાપ છે. વ્યભીચાર એ મોટું પાપ છે. સ્ત્રીઓની છાતી ઉપર હાથ નાખવો તથા ગુલાલ ફેંકવો એ હીંદુ શાસ્ત્ર પ્રમાણે વ્યભીચાર છે, હોળીમાં મહારાજો પોતાના સેવક અને સેવકીઓની છાતી ઉપર ગુલાલ નાખે છે. અને કેસુડાનું પાણી પીચકારીમાં ભરીને પીચકારીની ધાર સ્ત્રીની છાતી ઉપર તાકીને મારે છે. રસ મંડળીમાં સ્ત્રી તથા પુરૂષો એકઠા મળે છે અને વૈષ્ણવો એક બીજાની બાયડી સાથે ભોગ કરે છે. એ મંડળી મહીનામાં ત્રણ ચાર વખત છુપી ભરાએ છે. મહારાજ અથવા આચાર્યને પ્રીય એટલે ઘણી સ્ત્રીઓનો ભરથાર એવાં નામથી ઓળખે છે, અને તેઓ ખરેખર ઘણી સ્ત્રીઓ સાથે ભોગવી કરેછે ' એ ટીકા પ્રમાણે ચાલીને મહારાજો પોતાના સેવકની વહુ દીકરીઓને બગાડો છો તેથી હાથ ઉઠાવો, ' એ વાકય લાઇબલની બીના મધ્યે એ ટીકા પ્રમાણે ચાલનારા મહારાજો વીષે લખવામાં આવ્યો છે, અને કોઇ ચોકસ મહારાજને વાસ્તે નહીં. હમણાના કરતાં હું આગળ વલ્લભાચાર્ય માર્ગના રીવાજ પ્રમાણે વધારે ચાલતો હતો, એ કહેવાને હું શરમાતો નથી. હમારા પંથના પુસ્તકોમાં શું લખ્યું છે તે વીષે જાણવાને મેં અને બીજા કેટલાએક મીત્રોએ મેહેનત કીધી છે. હમારી મહેનતના બદલામાં હમારા પંથવાળાઓએ હમોને ઘણું કરીને ગાળો આપી છે. હું મહારાજોની અનીતિ વીષે સમજવા લાગ્યો તેની અગાઉ વર્તમાન પત્ર ચલાવતો હતો. મહારાજોના જુલમ ને અનીતિને વાસ્તે મને લખવાની ફરજ પડી. મેં મહારાજો વીષે વર્તમાન પત્ર તથા ચોપાની-આઓમાં છાપ્યું છે તે સિવાય તેઓની અનીતિ વીષે જુદી જુદી ભાષામાં ચોપાનીઆ, પુસ્તક, વર્તમાન પત્ર તથા હેંડબીલોમાં ઘણું લખાયું છે અને વળી ઘણા વરસ ઉપર તે મધ્યેનું એક પુસ્તક ૨૫૦ વરસ ઉપર સંસ્કૃત ભાષામાં એક વિદ્વાન બ્રાહ્મણે રચ્યું છે. એ કારણ માટે કોઇ પણ મહારાજે આ ફરીયાદી સિવાય બીજી કોઇપણ લાઇબલની ફરીયાદી માંડી નથી. મારી લખવાની મતલબ એજ હતી કે મહારાજો પોતાના

આચરણ સુધારે. હમારી સામે થવાને વાદીએ વર્તમાન પત્ર તથા ચોપાનીઉં કહાડયું હતું. ' વૈષ્ણવ પંચ ' નામનું વર્તમાન પત્ર વાદીના આશ્રરાથી પ્રગટ થાય છે અને બીજું એક ચોપાનીઉં દર માસે પોતે કહાડે છે. વાદીએ કેટલાંએક ચર્ચા પત્ર 'ચાબુક 'તથા 'સત્ય પ્રકાશમાં' લખી મોકલ્યાં છે. એ ચર્ચાપત્ર વાદીના સેક્રેટરી ગોરધનદાસની મારફતે આવતાં હતાં. વાદી મુંબઈમાં આવ્યાને આશરે બે વરસ થયાં. તે ગયે વરસ પાછો સુરત ગયો હતો. સ્ત્રી કેળવણી તથા વીધવાના પુનર્વીવાહની બાબતમાં વાદી ઘણો ઉલટ લેતો હતો. થોડોવાર પછી એક જાહેર સભામાં વાદીએ પુનર્વીવાહની વીરૂદ્ધ પોતાના વિચાર જાહેર કીધા ત્યારથી તેને મારી સાથે અણબનાવ થયો, અને જાહેર વર્તમાન પત્રોની મારફતે તે મારી સાથે તકરાર કરવા ઉતર્યો અને તેમાં મુખ્ય તકરાર પુનર્વીવાહની તથા વલ્લભપંથના મત વીષેની હતી. આ ચોપાનીઆમાં વાદીએ મારી સાથે તકરાર કરી હતી.

**(૧૭) સ્વધર્મ વર્ધક અને સંશય છેદક, પુસ્તક ૧ લું અંક ૧ લો પાનું ૨૩-૨૪.**

" એ રીતે શાસ્ત્રનું પુર્વાર સંબંધ મેળવીને જે અર્થ સિધ્ધ
" થાયછે તેજ અર્થ તે શાસ્ત્રનો ખરો છે ને એજ રીતે અર્થ કરવાનું
" શાસ્ત્રવાળાએ કહ્યું છે માટે જેને આ આખ્યાન ઉપર લખવું હોય
" તેણે પોતાના અભીપ્રાય ઉપર શાસ્ત્રનું વચન લખીને લખવું અને
" પોતાની બુદ્ધિના કુતર્કથી શાસ્ત્રનું પ્રમાણ લખ્યા વગર જે દુશણ
" આપશે તેને સરવે લોકોએ અપ્રમાણીક જાણવો. "

**(૧૮) એજ ચોપાનીઆના પુસ્તક ૧ અંક બીજા મધ્યે પાને ૩૭ મે.**

" સત્ય પ્રકાશ વર્તમાનપત્રનો પ્રથમ આસો વદી ૧ સંવત ૧૯૧૬
" ના પત્રમાં સત્ય પ્રકાશવાળાએ સર્વ લોકોને છાપીને જણાવ્યું છે જે
' સ્વધર્મ વર્ધક અને સંશય છેદક નામે પેલા અંકના ગ્રંથમાં શ્રી જદુનાથજી
" મહારાજે ગીતાજીનો શ્લોક લખીને સર્વે લોકોને જણાવ્યું છે ' જે શાસ્ત્રની
" વીધી છોડીને ચાલેછે તે પરલોકમાં સુખ પામતો નથી. પણ તેમનાજ
" વડીલ મહારાજ શ્રીદ્વારકેશજીએ દશ મર્મમાં વેદની આજ્ઞા મુકીને ચાલવાનું
" કહ્યુંછે.' એ રીતે લોકોને દેખડાવ્યું છે પણ દસ મર્મમાં એકે મર્મમાં
' વેદની આજ્ઞા છોડી દેવાનું કહ્યું નથી. તે છતાં એ શખ્સ એમ કહે
" છે. પણ એણે દશ મર્મનો અર્થ જે એના પત્રમાં લખ્યો છે તે મુંબઇમાં
" જનાર્દન રામચંદ્રનો રચેલો કવી ચરિત્ર નામે ગ્રંથ દક્ષણી ભાષામાં

" છપાએલો છે તેમાંથી એણે એ મર્મનો અર્થ લખી લીધો છે. પણ તેણે
" કોણ જાણે શું કારણ સારૂ તે મર્મનો અર્થ ઉલટો કર્યો હશે. તેની
" તો એ સત્ય પ્રકાશવાળાને ખબરજ નથી. જેમ એક સાખીમાં કહ્યું છે:—

"અસીમ બલે જે ચાલશે, પડશે ભુમી એહ;
"ધસે ટાંટીઆ ફડફડી ફરી ન ઉઠે તેહ.

"એ રીતે આ સત્યપ્રકાશવાળાનું બોલવું છે પણ સુર્યના પ્રકાશ
" આગળ પતંગનો પ્રકાશ જેમ રદ પડી જાય છે તેમ ગ્રંથમાં ખરા અર્થ
" આગળ એનો ખોટો અર્થ રદ પડી જવાનો તે તો મનમાં સમજતો નથી.
" એ પુષ્ટિમાર્ગના દશ મર્મમાં સર્વ વેદ શાસ્ત્રનો સાર શ્રી હરીરાયજીએ
" સર્વે ઉપર ઉપકાર કરીને કહેલો છે, એજ મર્મ ઉપર શ્રી દ્વારકેશજી
" મહારાજે ટુંકામાં પદ કર્યું છે."

**એજ ચોપાનીઆના એજ અંક મધ્યે પાને ૪૫-૪૬ મે.**

" એ બોલવું કેવળ એનું અદેખાઇનું છે એ સાફ માલુમ પડે
' છે. વળી એ સત્ય પ્રકાશવાળાએ લખ્યું છે જે પોતાનો માર્ગ ચલા-
" લાવવા સારૂ આ મર્મમાં શું શું યુક્તીઓ કરી છે. અરે રે! આ
" કેવી ઠગાઇ કેવી લુચ્ચાઇ. અરે વૈષ્ણવો તમને ભગવાને અકકલ અને
" બુદ્ધિ આપી છે. માટે તમે વિચાર કરીને જુવો એ રીતે સત્ય પ્રકાશવાળાએ
" લખ્યું છે, પણ આ મર્મનો અર્થ તપાસતાં કોની ઠગાઈ, અને
" કોની લુચ્ચાઇ છે તે સર્વેના ધ્યાનમાં તરત આવશે, અરે નીંદક
" લોકો જેમ જેમ આ માર્ગને ખોદશે તેમ તેમ આ માર્ગની મજબુતી
" લોકોના ધ્યાનમાં આવતી જશે—જેમકે થાંભલાની નીચે ખોદવાથી તે
" થાંભલો મજબુત થતો જાય છે અને તે થાંભલાને ફરી બહાર કાઢી
' નાખવાને ઘણી કઠણતા પડે છે.

**(૧૯) એજ ચોપાનીઆના પુસ્તક બીજાના બીજા**
**અંક મધ્યે પાને ૨૫ મે.**

" તા૦ ૨૩ મી સપ્ટેમ્બર ૧૮૬૭ તા૦ ૩૦ મી સપ્ટેમ્બરના
" પત્રમાં સત્ય પ્રકાશવાળાએ નીચે પ્રમાણે શ્રી જદુનાથજી મહારાજને
" પ્રશ્ન પુછેલા છે.

" ૧ પ્રશ્ન પહેલો. તમે લખો છો જે શાસ્ત્ર ઇશ્વરનું કરેલું છે. ત્યારે
" તમે ચાર વેદમાંથી એક યજુર્વેદ માન્યો છે. તે યજુર્વેદની શાખા ૧૦૧
" તમે એક આપસ્તંભ શાખા માની છે. બાકીની રદ કરી છે. જો

" શાસ્ત્ર ઈશ્વર કૃત હોય તો સર્વે વચન ઈશ્વરના માનવા જોઇએ. એ
" રીતે પ્રશ્ન કરીને લોકોને બતાવ્યું છે. જે એ સર્વે શાસ્ત્રને માનતા
" નથી અને લોકોને બતાવે છે જે અમે સર્વે શાસ્ત્રને માનીએ છીએ
" ને લોકોના મનમાં પણ એ વાત ખરી ઉતરે એવી છે કારણ જે
" હીંદુ લોકોમાં ઘણા માર્ગ ચાલે છે તેથી કીયા માર્ગની વાત ખરી
" છે ને કીયા માર્ગની વાત ખોટી છે એ વાતનો પણ લોકોના મનમાં
" વેહેમ છે. તેથી લોકોનું મન પોતાના માર્ગ ઉપરથી ઉઠી જાય
" છે. પણ લોકોની મોટી કસુર એ છે જે પોતાના ગુરૂને સંદેહ પડે
" તે ઠેકાણે પુછતા નથી. જેથી તેઓના મનનો ખુલાસો થાય અને
" પોતે સમજુપણાનો અભીમાન રાખીને મનમાંથી વિશ્વાસ ઉઠાડી દે
" છે અને તે વાત કોઇને પુછતા નથી. પણ જેણે શાસ્ત્ર ઉપરથી
" અને પોતાના ગુરૂ ઉપરથી વિશ્વાસ ઉઠાડયો તેનો વિશ્વાસ ભગવાનને
" પણ ભજવા ઉપર કદી બેસનાર નથી. તેનો અનુભવ લેવો હોય
" તો દુસંગીઓનું આચરણ જોવું."

**એજ ચોપાનીઆના એજ અંકને પાને ૨૯-૩૦ મે—**

" નાના ગ્રંથ જુદા જુદા પોતાના વૈષ્ણવો જે શાસ્ત્ર ભણેલા
" નથી તેને શાસ્ત્રનો સારાંશ થોડામાં સમજવા સારૂ શાસ્ત્રની એકેક
" વાત તેમાં કહી બતાવી છે એ સર્વે ગ્રંથોની ટીકા ચોપાનીઆઓમાં
" લખાશે ત્યારે સર્વને એ વાતની ખાતર નીશા થશે અને સત્ય
" પ્રકાશવાળો કહે જે વલ્લભીમાર્ગના ગ્રંથો મંદીરમાં છુપાવી મુકેલાં
" છે. તે એટલા સારૂ જે બ્રાહ્મણો તેની સામે થાય પણ એ વાત
" બીલકુલ તેણે ખોટી બતાવી છે. કારણ જે એ ગ્રંથો ભાષામાં કરેલા
" સર્વે વૈષ્ણવોના ઘરમાં છે પણ તે વૈષ્ણવો અન્ય માર્ગી લોકોને
" એટલા સારૂ આપતા નથી જે તે ભગવાનના નથી અને ભકિત માર્ગની
" નીંદા કરે છે.

" તા: ૨૯ મી સપ્ટેમ્બર ૧૮૬૦ ના ચાબુકમાં વાદીએ એક પત્ર
" લખ્યો હતો તે મધ્યેની એક તકરાર લાઇબલની બીના મધ્યે ટાંકેલી
છે તે ચાબુકનું પત્ર હું રજુ કરૂં છું.

**(૨૦) ચાબુક તા. ૨૯ મી સપ્ટેમ્બર ૧૮૬૦ તે**
**મધ્યેના ચર્ચા પત્રનો એક કુકરો—**

" એ તમારૂં બોલવું કેવળ અજ્ઞાનપણું છે; જેમ એક દૃષ્ટાંત ટુકાંમાં
" આપીએ છીએ જે બે મુસાફર છે તેમાં એકને વાલકેશ્વર જવું છે ને બીજાને

"ભાયખલે જવું છે, હવે ભાયખલે જવાની જેની ઇચ્છા છે તે "વાલકેશ્વરને રસ્તે જાય છે, હવે એ બેઉ જણાના મતમાં એક બીજાનો "રસ્તો ખોટો છે? નથી, જેમને ભાયખલે નથી જવું તે શુ કામ તે રસ્તે "જશે? હવે એનુ સિદ્ધાંત જીવોને અનેક સ્થાને જવા સારૂં શાસ્ત્રમાં અનેક "સાધન જુદાં જુદાં કહેલાં છે તેથી જે સ્થાને પુરૂષને જવાની ઇચ્છા હોય "તે જગાનો રસ્તો પકડે છે."

(આઠમો દીવસ; બ્રહસ્પતવાર, તા૦ ૬ ઠી ફેબ્રુઆરી.)

"વાદી મારા પત્રને અસત્યપ્રકાશનું નામ આપી અપમાન આપતો "હતો ૨૨૫ વરસ ઉપર મહારાજોની વીરૂદ્ધ લખાયલું સંસ્કૃત પુસ્તક મને "અમદાવાદના એક શાસ્ત્રી પાસેથી મળ્યું છે, હું ધારૂં છું કે મહારાજની "વીરૂદ્ધ મેં જે બીના લખી છે તેથી મહારાજની આબરૂ અને સત્તા "આગળ હતી તેવીજ હાલ છે. વાદીની સાથે તકરાર ચાલ્યા અગાઉ "હમારા લોકોમાં મહારાજોની ચાલ વીષે બેદીલી હતી. વાદીએ પોતે "સ્વધર્મ વર્ધક ચેપાનીઆના ઘરાક મેલવવાને માટે ૧૯ મી સપ્ટેમ્બર "૧૮૬૦ ને દીને ચાબુકના છાપખાનામાંથી એક હેંડબીલ કહાડયું "હતું તેમાં એજ ફરીઆદ કીધી હતી તે હેંડબીલ હું રજુ કરૂં છું.

(૨૧) "શ્રી જદુનાથજી મહારાજની તરફથી વૈષ્ણવોને સુચના

"શ્રી જદુનાથજી મહારાજની આજ્ઞાથી સર્વે વૈષ્ણવોને જાણ "થાય જે આ મનુષ્યદેહ પ્રભુએ તેમને કૃપા કરીને આપ્યો છે તેમાં "વળી ઉત્તમ જાતમાં જન્મ આપ્યો છે, અને શ્રી મહા પ્રભુજીને શર્ણે "તમે આવ્યા છો. આ દેહ કેવો છે જે ચોરાશી લક્ષ યોનોના જન્મ "મર્ણના દુખ થકી છોડવનારી છે. અને પ્રભુની પ્રાપ્તિ કરાવનારી "છે. એવી આ અમુલ્ય દેહને તમે કેવળ પેટ ભરવાના ધંધામાંજ "પડીને રાત દહાડો કાઢી નાંખો છો એટલુંજ નહી પણ કુસંગનો સંગ "પણ ઘણો રાખો છો અને હરીનું સેવન તથા નામસ્મરણ નીશ્ચિંત "ચીતથી બે ઘડી પણ કરતા નથી. એવું જોઇને અમને તમારી તર- "ફની ઘણીજ દીલગીરી ઉપજે છે જે દેહને અંતે તમારી શું વલે થાશે? "અને દેહને અંતે કામ તો શ્રી ઠાકુરજી સાથે છે તેનો તમે જરા "પણ વીચાર કેમ કરતા નથી.

"આટલા દીવસ મુંબઇના લોક ગુરૂ ઉપર દોષ મુકતા હતા જે "શ્રી મહાપ્રભુજીના માર્ગના ગુરૂ વૈષ્ણવોને જ્ઞાનનો ઉપદેશ કરતા નથી. "પણ હમે અહીં આવ્યા પછી વૈષ્ણવોને પોતાના માર્ગનું જ્ઞાન થવા

" સારૂ ગ્રંથ વાચવાનું ચલાવ્યું તથા પ્રશ્ન ઉપરથી ચર્ચા કરવાનું
' ચલાવ્યું પણ કોઇ વૈષ્ણવો તે સાંભળવા આવ્યા નહીં હવે ગુરૂ તે
" શું કરે ? શાસ્ત્રમાં કહ્યું છે શીષ્ય પોતાની આતુરતા રાખીને ગુરૂને
"પુછે ત્યારે ગુરૂએ તે શીષ્યને ઉપદેશ કરવો, પણ જો વગર પુછે
" ઉપદેશ કરે તો તે ઉપદેશ શીષ્યના મનમાં ઉતરે નહીં જેમ ભુખ
" વીનાને ભોજન આપવું એ વગર રૂચીનું છે, તેવો એ ઉપદેશ છે-
" એ રીતે શાસ્ત્રમાં ઉપદેશ કરવાની રીત કહી છે તોપણ અમે ચર્ચા
" કરવાનું રાખ્યુ તેમાં પણ જ્યારે કોઈ આવ્યું નહી ત્યારે અમે વૈષ્ણ
" વોને પોતાના માર્ગનું જ્ઞાન થવા સારૂ દરમાસે એક પુસ્તક છપાવીને
" તે પુસ્તક લેવા સારૂ જાહેર કર્યું તે પુસ્તક લેવા સારૂ પોતાનું નામ
" લખી આપવા વીષે કહ્યું પણ તે લેનાર વૈષ્ણવોની નોંધમાં નીચે પ્રમાણે
" નામ લખાયાં છે તે સર્વેને જાણ થવા સારૂ લખીએ છીએ.

મુંબઇમાં ભાટીઆ વૈષ્ણવોના ઘર આશરે ૧૨૦૦૦ બાર હજાર
" છે, તેમાં ૫૦૦૦ પાંચ હજાર તો મરજાદી છે—અને ભાટીઆ
" અનન્ય વૈષ્ણવમાં નામ ધરાવે છે. અને સર્વેમાં મુખ્ય સેવક ગણાય
' છે, તે સર્વે ભાટીઆમાંથી ૧૦૦ સોજ જણાએ નામ લખ્યાં છે,
" અને વાણીઆમાંથી એક ૧૨૦ એકસો વીશ નામ લખ્યાં છે. ૪ બ્રાહ્મણ,
' મારવાડી વૈષ્ણવ, ૨ મુલતાની એટલાં નામો આખાં મુંબઈ શેહેર
" માંથી લખાયાં છે, તેમાં ઘણાં ખરાં નામ તો ગરીબ લોકોએ લખ્યાં છે

" એ ઉપરથી સર્વે લોકોનાં ધ્યાનમાં તરત આવશે જે મુંબાઈના
' લોકોની બુદ્ધિ કેવી છે. કોઇને પોતાનો માર્ગ સમજવાની ગરજ નથી.
" કેવલ ગુરૂ ઉપર દોષ મુકવાની ગરજ છે એ સાફ જણાય છે. હવે
" એ વાતથી હમે લાચાર છીએ.

" અરેરે ! હે વૈષ્ણવો-તમે શ્રી મહાપ્રભુજીને શરણે આવ્યા છો માટે
" અમારે તમને કહેવું પડે છે જે તમે પોતાના માર્ગને સમજો. અગરજો
" નહીં સમજો તો અંતે તમારા શું હાલ થશે તેનો વિચાર કરો. હમે
" તમને પોતાના માર્ગનું જ્ઞાન થવા સારૂ પોતાના જાણીને પુસ્તકદ્વારા
" જ્ઞાન કરવાની મરજી કરી-તેમાં પણ તમારાથી નામ ભરાઇ શકાયાં નહી
" તેથી તમે પોતાના માર્ગનાં પુસ્તક વાંચવાની ગરજ પણ રાખતા નથી
" એવું પણ જણાય છે. એ પુસ્તકનો રૂ. ॥ તમને ખર્ચ તો થશે-
" પણ એ વાંચવાથી તમને ઘણોજ નફો થશે. એકતો શાસ્ત્રમાં કહ્યા
" પ્રમાણે પોતાના માર્ગ સમજશો તેથી દુસંગ તમને નહી લાગી શકશે

"એટલુંજ નહી પણ વગર-સમજે કેટલાએક લોક તમારા ઉત્તમ
"માર્ગને દુષણ આપેછે તેને જવાબ આપવાનું તમારામાં સામર્થ્ય
"આવશે. બીજું હરીની ભકિત કરવા તમને પ્રીત થશે. પ્રીતવડે શ્રી
"ઠાકુરજીની પ્રાપ્તી તમને થશે, અને જન્મ મર્ણના દુખ થકી અને
"નર્કના દુખ થકી તમે છુટી જશો-માટે આંખ ઉઘાડીને જરા વિચાર
"કરો. આવો લાગ ફરી તમને માર્ગ સમજવા સારૂ મળવાનો નથી
"આ ભાદરવા માસનાં પુસ્તકો છપાઇને આવ્યાં છે માટે જે
"વૈષ્ણવોને પોતાનો માર્ગ સમજવાની ગરજ હોય અને હરીને પામ-
"વાની ગરજ રાખતો હોય તે વૈષ્ણવે પુસ્તક હમારે ત્યાંથી આવીને
"લઈ જવો અને પોતાનું નામ દર માસે પુસ્તક એક લેવા સારૂ લખી
"આપવું-કે પુસ્તક તેને દર માસે એક પોંચ્યા કરે પછી તો કેહેવત
"છે જે શેઠની શીખામણ ઝાંપા સુધી અને આહાર તેવો ઓડકાર.
"સંવત ૧૮૧૬ ના પ્રથમ આસો સુદ ૫ (૧૯ મી સપ્ટેમ્બર ૧૮૬૦)

શ્રી માહારાજની આગ્નાથી

"લી૰ વૈષ્ણવ ગોરધનદાસ ગોપાલજી"

"એ હેંડબીલ મધે દુસંગ બોલ વાપર્યો છે તે સુધારાવાળાને લાગુ
"પડે છે. વાદીની તરફથી દર માસે નીકળતા ચોપાનીઆના ઘરાક
"ઘણું કરીને હલકા વર્ગના છે. વૈષ્ણવ પંચ પત્ર મહારાજના આશરાથી
"કોઈ વૈષ્ણવ ચલાવે છે સ્વધર્મ વર્ધક ચોપાનીયું વાદીની તરફથી
"નીકળે છે એ વીષે ૮ મી નવેમ્બર ૧૮૬૦ના વૈષ્ણવ પંચ ઉપરથી
"પણ માલમ પડે છે. એ તારીખના પત્રની નકલ રજુ કરૂં છું.

(૨૨) વૈષ્ણવ પંચ—તા૰ ૮ મી નવેમ્બર ૧૮૬૦ તે અંકેથી.

"ગયા રવીવારે રાતના ૭ કલાકે શ્રી ચીમનલાલજી મહારાજના
"મંદીરમાં વૈષ્ણવ ધર્મ પ્રચારક સભા મળી હતી તે વખતે પ્રમુખને
"ઠેકાણે શ્રી જદુનાથજી મહારાજ તથા શ્રી ગોકલાધીશજી મહારા તથા
"શ્રી વીઠ્ઠલેશજી માહારાજ બીરાજ્યા હતા તથા ભટજી જુમખાજી તથા
"લાલગોરધનજી વિગેરે બીજા સભાસદો આવ્યા હતા, ગઈ સભાનો હેવાલ
"વાંચી સંભળાવ્યા પછી વ્યાસ જેકીશન મોરારજીએ નીચે લખ્યા
"પ્રમાણેનું ભાષણ કીધું હતું.

* * * *

"મેં અગાઉ વૈષ્ણવોને જણાવ્યું હતું કે તમે અહીંઆ આવીને
"દરરોજ આપણા જે ધર્મના ગ્રંથો વંચાય તે સમજી લ્યો પણ એમ

" કરવાને વૈષ્ણવોએ અખાડા કર્યા તેનું કાંઇ નહી. પણ હવે હું
" બીજી વખત મારા ભાષણમાં જણાવું છું જે સર્વ વૈષ્ણવો આ
" સભા નીકળી છે તેમાં આવશે તો ઘણું સારૂ. જો કે આપણે વાસ્તે શ્રી
" જદુનાથજી મહારાજે કેટલી બધી મહેનત લઇને આપણને ધર્મનું
" જ્ઞાન થવા સારૂ દર માસે ચોપાનીઉ કહાડવાનું ઠેરવ્યું સિવાય ધર્મ
" પ્રસારક મંડળી ઉભી કીધી તો એ પણ તમારા ધ્યાનમાં આવતું
" નથી."

"મને નાત બાહાર કરવાની કોશેષ કરવામાં આવી હતી પણ નાત બહાર કરનારાઓએ જાણ્યું કે હું તેમના ઉપર ફરીયાદી માંડીશ તેથી તે કોશેષ નીષ્ફળ ગઇ. વાદી અને તેનાં માણસો કેટલાક વૈષ્ણવોને કહ્યું હતું કે તમારે 'સત્ય પ્રકાશ' ખરીદવું જોઇએ નહીં, તે મને કાનજી નામનાં એક શખ્સે જણાવ્યું. આ કોશેષ વાદીએ લાઇબલની ફરીયાદી માંડયાની આગમજ કરી હતી. ૧૮૬૧ના એપ્રીલમાં મને આ ફરીયાદીની નોટીસ મળી, તા૦ ૫ મી મેના 'રાસ્ત ગોફતર તથા સત્ય પ્રકાશ'માં મેં તેનો જવાબ આપ્યો. મહારાજના જુલમને લીધે વૈષ્ણવો તેઓનાં તાબામાં રહે છે. જે સેવકની ઉપર મહારાજનો ગુસ્સો થાય છે તેઓના દર્શન બંધ કરે છે દહાડામાં એક વારતો દર્શન કરવા જોઇએ સેવકોના મર્ણની વખતે તેઓની મુક્તિ માટે આ સંસારથી છુટકો કરવાને મહારાજો તેઓની છાતીએ પગ મુકે છે તે મેં દીઠું છે; એને માટે મહારાજને પાંચથી હજાર રૂપીઆની ભેટ મળે છે. કંઠીના સોગન તોડવાનો કાંઈ એક દંડ છે. મહારાજો વ્યભીચારી છે. એ વાત પ્રસીદ્ધ છે. વાદી પણ બદચાલનો છે એમ લોકો જાણે છે. મહારાજો વ્યભીચાર કરે છે તેથી લોકોમાં પણ વ્યભીચાર ચાલે છે અને વૈષ્ણવો પણ જાણે તેવાજ થઇ ગયા છે. પરણ્યાની આગમચ છોકરીઓને મહારાજો સમર્પણ આપે છે તેથી ઘણું કરીને આવી બદચાલની શરૂઆત થાય છે. મહારાજોને વીષે એમ કહે છે કે તેઓએ આ પૃથ્વી ઉપર એટલા વાસ્તે જન્મ લીધો છે કે સ્ત્રીઓ સાથે લીલા (એટલે જારની રમત) કરવી. કેટલા-એક મરજાદીઓ કહેવાય છે તે આવી વાતને ધર્મ સમજે છે. વરકતો છે તેઓ મહારાજોના ઘણાજ મોટા અને ભાવકી સેવકો કહેવાય છે તેઓ મહારાજની પાસે સ્ત્રીઓ લેઇ જાય છે. વરકતો ઘણું કરીને ભમતા ફરે છે, તથા તેઓની નાત પણ જુદીછે. પહેલાં તો ગોકુલનાથજીની ટીકા મારા વાંચવામાં આવી. અને ત્યાર પછી મહારાજના પુસ્તકો મેં તપાસવા માંડયાં. દશ મર્મની વાત 'ફરી

ચરીત્ર" નામની ચોપડીમાં લખેલી છે. મહારાજોએ "પુષ્ટ માર્ગ" નામે એક નવો પંથ ઉભો કીધો છે. "કવીચરીત્ર" મરાઠી ભાષામાં પ્રગટ થયું અને તે ચોપડી હું રજુ કરૂં છું. તે મધ્યે ગોકુલનાથજીની ટીકા તથા દશ મર્મ વીષે આ પ્રમાણે લખ્યું છે.

**(૨૩) કવી ચરીત્ર-એ પુસ્તક મરાઠી ભાષામાં છાપેલું છે, તેને ૯૬ મે પાને વલ્લભાચાર્યના પંથ વીષે લખ્યું છે, તેનો તરજુમો.--**

"એ પછી વલ્લભાચાર્યે પોતાનું મત તે સંપ્રદાય એટલે પંથમાં "મેળવી પુષ્ટી માર્ગ એ નામનું સંપ્રદાય ચલાવ્યું તે મધ્યેના મુખ્ય "નીયમ દશ નીચે પ્રમાણે છે.

"૧ આચાર્યનો મજબુત આશરો પકડવો.

"૨ શ્રી કૃષ્ણની ભકતી કરવી એજ મુકતીનું મુખ્ય સાધન છે,

"૩ લોકલાજ તથા વેદશાસ્ત્રની આજ્ઞા તજીને આચાર્યને શરણે જવુ.

"૪ દેવ અને ગુરૂની આગળ નમનતાઈ (રાખવી)

"૫ હું પુરૂપ નથી, પણ વ્રંદાવનની ગોપી છું એમ મનમાં સમજવું.

"૬ નીત્ય ગુસાંઇનો ગુણ ગાવા.

"૭ ગુસાંઈના નામનું મહાત્મ્ય વધારવું.

"૮ ગુરૂની આજ્ઞા પાળવી.

"૯ ગુસાંઇ જે કરે અથવા બોલે તે ઉપર વીશ્વાસ રાખવો.

"૧૦ વૈષ્ણવનો સમાગમ અને સેવા (કરવી).

"વલ્લભ સંપ્રદાયનો આ મુખ્ય મત છે. આ દશ આજ્ઞા "પ્રમાણે ચાલનારા હોય તેઓજ મુખ્ય ભકત અને શાસ્ત્ર પ્રમાણે "ચાલનારા તથા મર્યાદમાર્ગી છે, એમ વલ્લભાચાર્યે નીર્માણ કરી "આપ્યું અને પુષ્ટીમાર્ગના વૈષ્ણવજ મુખ્ય વૈષ્ણવ છે. એ "સિવાય સીધ્ધાંતરહસ્ય નામના પુસ્તકમાં એવી સખ્ત આજ્ઞા કીધી "છે કે આચાર્યને સર્વે વસ્તુ સમર્પણ કરવી અને ત્યાર પછી તે "વસ્તુનો ઉપભોગ કરવો.

"એ વસ્તુ સમર્પણ કીધાથી બ્રહ્મરૂપ (ઈશ્વરના જેવી) થાય છે, "અને તે થકી તે વસ્તુનો ઉપભોગ કરનારા શખ્સોને પાંચ પ્રકારના "દોષ લાગતા નથી.

"એમ ન કીધાથી દોષ લાગે છે તે વીષે ગોકલનાથજીએ ખુલી "રીતે આ પ્રમાણે ટીકા કરેલી છેઃ-

"સર્વે વસ્તુ અર્પણ કરવી એટલે આપણી સ્ત્રી છોકરાદીક પણ "અર્પણ કર્યા વગર આપણા ઉપભોગમાં લેવાં નહીં. એ વીષે બીજા "વચનો અને તેની ટીકા લખેલી છે.

"આ શ્લોકનો સાર એવો છે કે, જેઓથી આ કઠણ કામ થઇ "નહીં શકતું હોય તેઓએ છેવટે એટલું વિચારવું કે હમે આચાર્ય- "નાજ છઇએ.

"આ પ્રમાણે વલ્લભપંથનું વર્ણન હમે ટુંકામાં જણાવ્યું અને "તે મત પ્રમાણે ચાલનારા તેણે ઘણાએક સેવકો બનાવ્યા પછી વીધા "નગરના રાજા કૃષ્ણદેવે પોતાના શરીરના વજન પ્રમાણે સાત મણ "સોનાનું દાન કીધું. એ ધનમાંથી (વલ્લભાચાર્યે) વીઠલનાથજીની "મુર્તીને વાસ્તે આભુષણ (ઘરેણું) કરાવ્યું અને પોતાના બાપનું "કરજ ફીટાવ્યું અને બાકીનું પોતાના ખર્ચને વાસ્તે રાખ્યું એ "પ્રમાણે તેણે એ ધન વાપર્યું.

"સીધ્ધાંત રહસ્ય" વલ્લભાચાર્યે લખેલું છે, અને તેના પૌત્ર ગોકલનાથજીએ તેના ઉપર ટીકા કીધી છે. ટીકા વીષે મને શક પડવાથી મેં ખોળ કીધી તે ઉપરથી મારી ખાત્રી થઇ કે એ પંથના ગ્રંથોમાં એવી અનીતિની વાતો બહુ લખેલી છે અને તે વાત મેં મારાપત્ર મધ્યે જાહેર કીધી. મને ખબર હતી કે હમારી સ્ત્રીઓ મહારાજોને કૃષ્ણનો અવતાર માને છે અને જે પ્રમાણે ગોપીઓ કૃષ્ણની સાથે લીલા રમી સ્વર્ગ પામી તેવીજ રીતે હમારી ઓરતોનો વિચાર છે. પણ આ વાતો ધર્મ પુસ્તકમાં છે એવું મેં ખાત્રી કર્યાની આગમજ હું માનતો નહોતો. મહારાજને ગોસાંઇના બાલક, વલ્લભકુળ, અગ્નીસ્વરૂપ એવાં પણ નામ આપેલા છે. મહારાજ પોતે ઇશ્વરી અવતારનો દાવો કરે છે અને લોકો પણ તેને તેવીજ રીતે માને છે. જીવની મુકતી કરવા માટે ઇશ્વર કરતાં પણ મહારાજ મોટા ગણાય છે, કારણકે ઇશ્વરનો કોપ થાય તો મહારાજ તે કોપથી બચાવે, પણ મહારાજનો કોપ થાય તો તેથી બચી શકાયજ નહી. લોકો સમજે છે કે જે શખ્સ મહારાજને ફકત ગુરૂ કરીને માને તે મુઆ પછી સીયાનો પંખી થાય છે, મહારાજોને જારભાવના પ્રીતીથી ભજવાનું કહેલું છે. આવા વિચારો જ્યાં મહારાજોના પંથવાળા હોય છે ત્યાં ફેલા-

એલા છે. મુંબઇ ઇલાકામાં તો શું પણ કાશી મધ્યે પણ એ વાત પ્રસિધ્ધ છે, અને ત્યાંથી એક ફારશી ચોપડી ત્યાંના સરકારી પાઠશાળા મધ્યેથી મને મળી છે તેમાં પણ એ વાત લખેલી છે. મારી બીના છપાયાની આગમજ જુદાંજુદાં ૨૪ વર્તમાન પત્ર તથા ચોપાનીઆં મધ્યે મહારાજોની ઉપર હુમલા થએલા છે તે આ મારી પાસે છે. એ ૧૮૫૫ થી ૧૮૫૯ સુધી છપાએલા છે. અને તેની મતલબ એ છે કે મહારાજો વ્યભીચાર કરે છે. એ ઘણાંખરા પત્ર તથા હેંડબીલ મારા વાંચવામાં આવ્યાં હતાં, અને તેઓનો ફેલાવો થયો હતો તથા વંચાયાં હતાં તે પણ હું કહી શકું છું. એ વાતો મને સાચી ભાસી પણ તેની અગાડી તો મારી ખાત્રી થઈ ચુકી હતી. એ પત્રોમાં તો એવું લખેલું છે કે મહારાજો ઘણોજ વ્યભીચાર અને ઘણીજ અનીતિ કરે છે. એ મધ્યેના હું કેટલાએક પત્રો રજુ કરૂં છું.

(૨૪) મુંબઈ ટાઇમ્સ; તા. ૨૩ મો ઓગસ્ટ ૧૮૫૯-

" મહારાજોના કરતુક માઠાં છે અને તેટલા વાસ્તે તેઓ અજવા-
" ળામાં આવતા નથી અને અંધારાને પસંદ કરે છે. અને કોર્ટમાં
" સાક્ષી દાખલ ઉભા રહે તો (પોતાના માઠાં કરતુકનું સઘળું) ભોપાળું
" જાહેર થયા વગર, તથા તેમની આલમનો ધીટકાર પડયા વગર તથા
" પોતાના ઘણાજ અજ્ઞાન અને ભાવકી સેવકોમાં પણ પોતાની સત્તા
" અને માન ઘટયા વગર, રહેજ નહીં. તેટલા માટે તેઓએ ઠરાવ કીધો
" છે કે મરણતુલ થવું ત્યાં સુધી પણ કોર્ટમાં જવું નહીં. તેઓની
" જીંદગી, તેઓનો ન પુરો પડે એવો લોભ, તેઓની ન ખમાય
" એવી મગરૂબી અને સત્તાની ભુખ, અને પોતાના સેવકોને છેક
" ધીકારી નાખે એવી ચાલ, અને તેઓ છેડાચોક ઉપર બેઠા હોએ
" એવો કુછંદ, એ સઘળાનું વર્ણન કરવાની હમારી ધારણા નથી; પણ
" વાંચનારને એટલુંજ જણાવવું બસ છે કે તેઓ ઇશ્વરી દાવો કરે છે
" તેજ ઉપરથી તેઓનો જુલમ કેટલો નાલાયેક અને ધીકાર ભરેલો છે
" તેનો વીચાર સહેલાઇથી થઈ શકશે,

(૨૫) મુંબઈ સમાચાર તા૦ ૨૧ મો ડીસેમ્બર ૧૮૫૫--

" ભાટીઆ જ્ઞાતના ઘણાએક આબરૂવાળા તથા શેઆના લોકોએ
" પોત પોતામાં એક ખાસ સભા ભરીને મનસુબો કરવા બાદ એવો
" ઠરાવ કર્યો છે જે તેઓના મહારાજો તેઓના ઉપરજે સત્તા ચલાવે છે તે
" ઘણી વેળા અણઘટતી તથા નુકસાનકારક હોય છે અને તેથી તેઓના

"પઈસાની નકામી ખરાબી તથા તેઓની બુધીને હીનુ લાગે છે વાસ્તે
"એ લોકોએ એવો વીચાર કર્યો કે અને તાંહાં સુધી હરએક બાબદમાં
"હીંદુઓએ એ મહારાજોના મત લેવા નહી તથા સ્ત્રીઓ ઉમરે પહોંચ્યા
"પછી તેઓને માહારાજોને મંદીરે દર્શન કરવા જવા દેવી નહી.......

"હમોએ એમ કેહવાની કસી જરૂર નથી કે તેઓના મહા-
"રાજોનો હાલનો કાબુ જો તેઓ ટોડે નહીતો તેઓને પઈસા તરીકા
"અને કબીલાની આબરૂ સંબંધી ઘણુંજ ખમવું પડે છે તેનો પાછળથી
"ઓર વધારે પસ્તાવો થાશે."

## (૨૬) જામે જમશેદ તા૦ ૨૫મી ડીસેમ્બર ૧૮૫૫.

"આએ પરમાણે શેઆણા અને સમજુ હીંદુઓએ પોતાની
"ચુક મોડેથી પણ શોહોધી કાહડીછે અને તે માટેના કેટલાએક લા-
"એક અને ઘટતા બદોબસ્તો કરેઆ છે. તેઓએ પોત પોતામાં એક
"સભા ભરીને એવો ઠરાવ કરેઓ કે તેઓના ધરમના ઉપાધીઆઓ
"કેટલીએક વેલાએ તેઓની ઉપર અણઘટતી સત્તા ચલાવેછે તથા
"તેઓના કુટુંબ પરીવારની લાજને ધોકો પોંહોંચે એવાં બુરાં કરમો
"તેઓ પાસે કરાવેછે વાસ્તે હરએક અગતની બાબદમાં " જાહાં ધરમના
"ઉપાધીઆઓને કસો હક ઇલાકો લાગતો નહી હોએ તે જગોએ
"ઉપાધીઆના મત મુતલગ લેવાં નહીં તે સાથે અસતરીઓને એક
"મુકરર વખત પછી તેઓને ધરમના ઉપાધીઆઓના મંદીરમાં દરશને
"મોકલવી નહીં..........એ પ્રમાણે વારે ઘડીએ પોતાના કુટુંબની
"લાજનો બીગાડ કરવાને તે ઉપાધીઆઓને મોટી ખુશીથી છુટ અને
"પર્વાનગી આપતા હતા અને તેથી પોતાની સાત પેહડીને સ્વર્ગમાં
"જએઆ બરાબરનું પણ સમજતા હતા-પણ એ સઘલી મુરખાઈ
"આપોઆપ હવે જાહેર થઈ છે..........હમારા બોલવાની મતલબ
"એટલીજ છે કે ધરમના ઉપાધીઆઓના કેટલાએક દેખઇતા બદ
"નીતી ભરેલા અને આબરૂદાર કુટુંબની આબરૂ લુટનારા અપવિત્ર
"અને નાલાયક હોકમો તેઓને કરેઆમાં આવેચ તે હોકમોને માન
"આપેઆથી પછાત રહેવું."

## (૨૭) સમાચાર દરપણ--તા૦ ૨૯ મી નવેમ્બર ૧૮૫૫.

"હીંદુઓના માહારાજની આડી ચાલ વીષે હમના ઘણી ચક-
"ચાર ચાલેછે અને તેની ઘણી ફરીઆદ હમારી આગલ કરવામાં
"આવે છે; તથા કેટલાએક ચરચા પતરો પણ હમુને પોહતાં છે અને તેની

" અંદર મહારાજની આડી ચાલનાં કરતાં વધારે લખેલું છે. માહરાજ ઇશ્વ-
" રનો ડર નહીં કરીને આડે મારગે જતો હોય તથા ખરાબ કામ કરતો હોય
" તો અલબતે તેહને શાશન કરવાની ફરજ છે....

" જેમ જેમ લોકો સુધરતા જશે તેમ મહારાજના કામ તેઓને જુલમ
" ભરેલાં લાગશે; અને આગલ જેમ મહારાજના જુલમ ભરેલાં કામો ખોદાના
" હુકમોની મીસાલે માનતા હતા તે હવે હીંદુ લોકો નહીં માનવાના.
" હવે તેઓના ગાનાને તેઓની આગલ મસાલ પકડીછે, તેની રોશનીથી
" તેઓ અંધારામાંથી ઉજરડામાં આવે છે. વાસ્તે મહારાજોના કામો
" તેઓ હવે પસંદ નહીં કરવાના અને પોતાના ઘરબાર ખરાબ થએલા
" જોએઆ કરવાના નહીં."

## (૨૮) મુંબઇ ચાબુક—તા. ૨૧ જુ૧ન ૮૫૯.

" અતરે વઇશનવના ગોશાઈજી મહારાજો, ગરૂ ઉપદેશને બદલે
" પોતાના સેવકો ઉપર એ સવામીઓ એતીશે વીભાચાર ચાલો ચલાવે
" છે. એ જંગલી અવતારથી જોતાં કાંઈજ માલમ પડતું નથી. પણ
" રાસતીથી વીચારતાં ઘણુંજ કરૂર કરમ માલુમ પડે છે. એ માહરાજો
" હીંદુઓને કેવલ ઇશ્વર અવતારી માલમ પડે છે પણ તેઓના કામો
" ઘણા નીચ અને તેઓની દેઆનત પાપથી ભરેલી અને તેઓની ચાલ
" સનસારની હદથી ઘણી બ્હાર અને એઓના આચાર ધરમની વિરૂધમાં
" જોવામાં આવે છે. એ વિષે એઓના શીશો પોતાના ગુરૂઓની એબો
" જાહેરમાં મુકે છે......અરે શીવ શીવ ! એ માહરાજોના મંદીરમાં
" એ સતગુરને ચરણે નમવા, એ માહદેવતા સરૂપના માહરાજોને દરશને
" એઓની મા જેહવી ઘર્ડી, એઓની બેહેન જેવી જવાન અને એઓની
"છોકરીઓ જેવી સકુંવાર—એઓને દેવ જાણીને દરશણે આવે છે તેઓ
" ઉપર એ કરૂરો બંધ નજર કરી તેઓને સારા ઉપદેશ આપવાને બદલે
" પોતાના મધનનો ભોગ કરે ! ! ધીક ધીક એ અવતાર, અરે બલેઓ
" વૈષ્ણવ ધરમ, એઓના ધર્મના ઉપાધીઆઓ એવા કરૂર કરમ કરી
" વીભાચાર વીચારો લઈ જાએ અને પોતે મહાગુરૂ થઈ સેવકાઓ સાથે
" ખટ કરમ કરે. અરે હરી એ અવતાર માટીમાં મલો, અરે શીવ
" એ ધરમ ભરશટ થાઓ, અરે ભગવાન એ ટોલાંનો ભંગ થાઓ,
" તો બહેતર ! !"

## (૨૯) આપ અખતીઆર—તા. ૨૨ મો જુન ૧૮૫૯.

" હીંદુઓના માહરાજના મંદીર એક છીનાલવાડો, તેઓના

"દીવાનખાના એક ભરશટ અને બેઆબરૂ કુટણીનું ઘર, તેમની દર-
"શટીનો દેખાવ ફાંકડી રંડીબાજી, તેમના અવીઅવ બુરા હવશનુ ઘર
"તેમના શરીરની હરએક રતી અપવીતરાઈ, ગલીચાઇ, નજીશાઇ અને
"મુખતેશરમાં તેઓ જે ઇશ્વર અવતારી ગણાએ છે તેને બદલે રાખશસ
"અવતારી દેવ અને સેતાનની ખસલતના ખવાસના માલુમ પડી ચુકા છે."

## (૩૦) વૃતસાર—તા૦ ૨૫ મી ઑગસ્ટ ૧૮૫૯.

"માહરાજોનાં મંદીરમાં કથા કે ધરમ ઉપદેશ હોવો જોઇએ કે કશબણોનો
"નાચ થવો જોઇએ? મહારાજો કશબણોને ઉતેજન આપે તે શું
"તેઓને લાએક છે? એક મહારાજ પોતાનાં મંદીરમાં એક એવું
"નાલાએક કામ કરે એટલે તેને તે વિષે બીજા મહારાજોએ પુછવું
"નહીં જોઈએ કે શું? આ સવાલ વીષે વીચાર કરવાને હમે વૈષ્ણુવ
"લોકોને ભલામણ કરીએછે. એ સવાલ ઉપર તેઓએ પોતાનું
"ધ્યાન પોચાડવાની જરૂર છે. તેઓએ મહારાજોની હાલની હાલત
"ઉપર ધ્યાન પોચાડવું જોઇએ. તેઓએ પોતાના મહારાજોને સારે
"મારગે ચલાવવા. મહારાજોને જેમ ભાસે છે તેમ તેઓ કરે છે તેનો
"અટકાવ એકદમ થવો જોઇએ. જો ગુજર લોકો પોતાના મહારાજોની
"વર્તણુંક ઉપર સારી રીતે ધ્યાન પોચાડશે તો તેઓના ગુરૂ પોતાની
"ફરજ પ્રમાણે ચાલશે. જો કદાચ કોઈ મહારાજ બરાબર ન ચાલેઓ
"તો તેને તેના હોદ્દા ઉપરથી ઉઠાડી મેલવો."

## (૩૧) ગુરૂ અને સ્ત્રી વિષે--૧૮૫૮

"હમણાને સમે થોડાએક મહારાજો સુધે રસતે ચાલતા હશે.
"તેઓની મોટી સંખીઆ ઘણે ગેર રસતે ચાલે છે. તેમાં જવાનીઆ
"લાલો તો બહુ બાંકેલાલ હોય છે. આજના વલ્લભ કુલના બાલકો
"બાપદાદાના નામને બટો લગાડે છે........લાલજી મહારાજો દર્શન
"ખુલીઆં ને લોકોનો જમાવડો થયો એટલે વેહલા અટારીની બહાર પડતી
"પાથરીમાં બેસે છે અને તેમની અદાથી અથવા કોઇ તેવાજ કામ
"સારૂ રાખેલા માણસો હસતક ધારેલીને બોલાવી લે છે અને તેની સાથે
'બદ કર્મ' કરે છે. સુરતમાં એક વખત કોઇ ઉમરે ન આવેલી
"એવી છોકરીને કોઇ મહારાજે ગધાબલ વાપરીને તોડી નાખી,
"હતી તેથી તે મણુંતુલ થઇ ગઇ હતી. એવીજ ત્રાસદાયક વાત
"માંડવીમાં બનેલી છે તેથી તે દેશનો રાજા અને તેની પ્રજા (ભાટીઆ
"માતર) કોઇ અજાણીઉં નથી. આવું ઘણે ઠેકાણે બનેઉ છે. આ જુલમ

"તે કેવો!! આ છીનાલું તે કેવું! આ ગુરૂ તે કેવા! અરે આ
"પાપ તે કેવાં! આવું આવું વધારે લખવાને મને શર્મ લાગે છે.
"આવા સ્ત્રી છંદમાં હમણાના ઘણા ખરા મહારાજો ઘણા આંધલા
"થઇ ગયા છે."

## (૩૨) વીષઇ ગુરૂ વીષે-૧૮૫૯.

"મહારાજો પેલા નઠારા કામને વાસ્તે સંકેતેલા એવા (ઠરવેલા)
"સ્ત્રી પુરૂષોની માર્ફતે દર્શન કરવા આવેલીઓમાંથી પસંદ કરેલીને
"તે વેલા અથવા મોડેથી બોલાવી મંગાવે છે. સૃંગાર સમજેલી જે
"કેટલીએક ફાટેલ સ્ત્રીઓ હોએ છે તેને તો મહારાજો પોતાની આંખની
"ઇસારતથીજ બોલાવી લે છે. મહારાજે બોલાવી એટલે શ્રી કૃષ્ણે
"બોલાવી અને પરમપદને પામી ચુકી એમ સમજી વેલી વેલી જઇને
"હર્ખ ભરી ગાભરી ગાભરી મહારાજના ગુઈના દર્શન કરી પ્રસાદી
"લે છે.......ને એ કર્મ કરવામાં પોતાની ઉમરને લાયક સ્ત્રી સાથે
"કામ નથી પાડતા પણ બીચારી નાજુક ઉમરે ન આવેલી નાહની
"ઉમરની અણસમજુ છોકરીઓ ઉપર તે સાંઢીઆઓ જોર કહાડે છે."

## હીંદુ મહારાજોને વાસ્તે ચાબકા—૧૮૬૦.

"જોઇ મેં મહારાજોની ઠગાઇ રે, હવે કોઇ મંદીર ન જાશો બાઇ.
"કાચી ઉંમરની કામીની બોલાવી આપે પ્રસાદી મીઠાઇ; કાન ગોપીના
"ઓઠા બતાવી કામ દેવની કરે ચઢાઇ રે, પૈસો દેખેતો પ્રેમે બોલાવે
"નહિ તો કરે અદેખાઇ; ધન જોબન પરનારીનું લુટે જુઓ ગુરૂની
"ભલાઇ રે. વસંત રૂતુમાં ભરી પીચકારી તાકી બીજાવે ધાઇ, પાસે
"ઉભાની લાજ ન વીચારે માસી જુએ ન જુએ માઇ રે. પાનના બીડાં પોતે
,, ચાવીને થુકે સોપારી ખાઈ; પોતાનું થુક તે પરને ગલાવે જુવો કેવી
"છે લુચ્ચાઇ રે."

"એ સિવાય બીજા પણ હુમલા મહારાજોની ઉપર થયેલા છે.
ગોલામી ખતની મને ખબર છે અને તેની ઉપર સહી લેવા મહારાજોએ આઠ દહાડા સુધી દર્શન બંધ કીધાં હતાં એ લખતની મતલબ એવી છે કે મહારાજની વીરૂદ્ધ કાંઇ લખવું નહી અથવા તેને સુપ્રીમ કોર્ટમાં બોલાવવા નહીં તેની બીજી મતલબ એવી પણ હતી કે મને નાત બહાર કરવો; પણ તેમાં તેઓ પાર પડયા નહિ. એ લખત હજી પણ રદ થયું નથી. અને મેં તેની નકલમાં એવું વાંચ્યું છે કે તેથી ઉલટો ચાલે તે પોતાના ધર્મથી ઉલટો ચાલેલો કહેવાય. મંદીર મધ્યે

સ્ત્રીઓ મહારાજના દર્શન કરે છે અને ચરણસ્પર્શ એટલે મહારાજોના પગને હાથ લગાડે છે તે વખતે મહારાજ જે સ્ત્રીઓપર આશક થાય છે તેઓના હાથ અંગુઠાઓ દાબે છે તે મેં જોયેલું છે. એવી રીતે હાથ દાબવો તે સોબત કરવાની નીસાની ગણાય છે. સ્ત્રીઓ મહારાજની વહુજીના દર્શન કરવા જનાનામાં જાય છે અને મહારાજો તેઓની પુંઠે જાય છે. મહારાજના ધોતીઆનું પાણી વૈષ્ણવોને પીવાને આપે છે તે મેં જોયેલું છે. મહારાજની જુઠણ લોકો ખાય છે તે મેં દીઠું છે. મહારાજો જ્યારે રસ્તામાં પગે ચાલે છે ત્યારે તેઓના સેવક અને સેવકીઓ તેઓની પુંઠે ચાલે છે. એ ગોકલનાથજીની ટીકા બીજી એ ચોપડીમાં પણ મેં જોયેલી છે.

(નવમો દીવસ શુક્રવાર, તા૦ ૭ મી ફેબ્રુઆરી)

ઉલટ પાલટ તપાસ—"વાદીની સાથે ૧૮૬૦ માં મારી પહેલી વેહેલી ઓલખાણ થઇ; પણ તેની સાથે મારી વાતચીત થઇ નથી. મુંબઈમાં વાદીનું મંદીર નથી. જે મહારાજોના મુંબઈ મધ્યે મંદીર નથી તે મહારાજો બીજા મહારાજોનાં મંદીરમાં જાય છે. વાદીને બદફેલી કરતાં મારી નજરે દીઠો નથી. પણ દશ અગીઆર વરસ ઉપર જ્યારે હું મહારાજોનાં દર્શન કરવા જતો હતો ત્યારે બીજા મહારાજોને મેં બદફેલી કરતાં દીઠા છે. મુંબઈના મુખ્ય મહારાજ જીવણજીને મેં બદફેલી કરતાં દીઠા છે. હું આશરે દશ વરસ થયાં મંદીરમાં જતો નથી; કેમકે મહારાજોના આચરણ મને ખરાબ માલુમ પડયા. જીવણજી મહારાજને મેં બદફેલી કરતાં દીઠા છે એટલે તેને પોતાના અંગુઠાથી સેવકીઓના હાથ દાબતાં દીઠા છે. હું અઠવાડીઆમાં એક વખત દર રવીવારે જીવણજીનાં મંદીરમાં જતો હતો અને બીજા મહારાજોનાં મંદીરમાં પણ જતો હતો. જીવણજી મહારાજના મંદીરના બે ભાગ છે. એક મુર્તીના દર્શન કરવાનો અને બીજો મહારાજનો. એ બેઉ ભાગ મેં જોયા છે. જ્યારે હું મહારાજના ચર્ણસ્પર્શ કરવાને જતો હતો ત્યારે મેં ત્રણ ચાર વખત એ મહારાજને સેવકીઓના હાથ દાબતાં દીઠા છે. જ્યારે હું પંદર વરસથી નાની ઉમરનો હતો ત્યારે આ વાત મેં ધ્યાન રાખીને જોઈ નહીં હતી આ બદફેલી તથા મહારાજોની પ્રસીધ્ધ થયેલી વ્યભીચારી ચાલને લીધે મેં મંદીરમાં જવાનું બંધ કીધું. જીવણજી હમણા પણ મારો ગુરૂ કહેવાય. પણ તેનાં દર્શન કરવા હું જતો નથી. મને એક છોકરી છે. તેને મેં મહારાજ પાસે કંઠી બંધાવી નથી, પણ મારે હાથે કંઠી બાંધી છે. એ પ્રમાણે

ઘણા વૈષ્ણવો પોતાનાં છોકરાઓને કંઠી પેહેરાવે છે. મહારાજની વ્યભીચારી ચાલ ધીક્કારનારા ઘણામાં ઘણા (મુંબઈ મધ્યે) બસો સેવકો હશે. બધા મહારાજો પોતાના સેવકની વહુ દીકરીઓને બગાડે છે અને પરણેલી છોકરીઓને પહેલાં મહારાજ આગળ મોકલે છે, એ વાત ઘણીજ પ્રસીધ્ધ છે તે ઉપરથી હું કહું છું. સ્ત્રીઓના પગનો અંગુઠો દાબવા સિવાય હોળીના દહાડામાં જ્યારે સેવક તથા સેવકીઓ દર્શન કરવાને એકઠાં થાય છે ત્યારે તેઓની છાતી ઉપર ગુલાલ નાખતાં મેં મહારાજોને દીઠા છે. મારા આખા જન્મારામાં જ્યારે મેં કંઠી બાંધી ત્યારે એકજ વખત મને મહારાજે ધર્મોપદેશ કીધો છે. મહારાજના પંથની જે ચોપડીઓ કોર્ટમાં રજુ કીધી છે તે ચોપડીઓ મને મારા મીત્રો પાસેથી તથા શેઠ રામલાલ ઠાકોરદાસ પાસેથી મળી છે. એ પુસ્તકો મધ્યેથી જે વાક્ય શોધી કહાડયો છે તે શોધવામાં મેં મારા મિત્ર મથુરાદાસ લવજીની મદદ લીધી હતી. લાઇબલની બીના લખવામાં આવી તેની અગાઉ એ પુસ્તકો મધ્યેના ઘણાખરા વાકયથી હું વાકેફ થયો હતો. મેં કહ્યું કે હિંદુસ્તાનમાં આશરે ૧૦૦ પંથ હશે, પણ અસલ વેદનો ધર્મ કોઇ પણ પંથવાળા માને છે કે નહીં તે હું કહી શકતો નથી. પણ કેટલાએક પંથ અસલ વેદ ધર્મ પ્રમાણે વધારે અનુસરીને ચાલે છે અને કેટલાએક પંથવાલા થોડા અનુસરીને ચાલે છે. વલ્લભાચાર્ય પંથવાળા જણાવે છે કે હમે જુના વેદ ધર્મ પ્રમાણે ચાલીએ છીએ, પણ તેઓ તે પ્રમાણે ચાલે છે કે નહીં, એ હું ખાત્રીથી કહી શકતો નથી. જુના વેદ ધર્મથી એ પંથ ન્યારો છે; અને બીજા સઘળા પંથમાં એ પંથ સઉથી રૂડો છે એવું એ પંથવાળા જણાવે છે. મુંબઇમાં મહારાજને માનનારા આશરે ૩૦ કે ૪૦ હજાર છે. આગ્રા પ્રાંતમાં તથા ગંગા નદીને કાંઠેના શહેરો સુધી મહારાજના સેવકો છે, પણ વચમાં ઘણેએક ઠેકાણે નથી. મહારાજો નાત બાહાર થયેલા બ્રાહ્મણ છે એ વાત છ સાત વર્ષ થયાં મારા જાણવામાં આવી. વલ્લભાચાર્ય તૈલંગો બ્રાહ્મણ હતો અને તે નાતબહાર થયો હતો એ વાત હું ધારૂં છું કે હમારા લોકોમાં પ્રસીધ્ધ છે. તૈલંગા બ્રાહ્મણ તૈલંગ દેશમાં અને હીંદુસ્થાનમાં બીજા ભાગોમાં છે અને શીવને માને છે. તૈલંગ દેશ દક્ષિણ હીંદુસ્થાનમાં મદ્રાસ ઇલાકામાં છે. તૈલંગા બ્રાહ્મણ હીંદુસ્થાનના બીજા બ્રાહ્મણોના જેવા છે. વીષ્ણુમાર્ગી અને શીવમાર્ગી એક બીજાના દુશ્મન છે. વલ્લભાચાર્યને તથા તેના બાપ લછમન ભટને નવો પંથ ઉભો કરવાને માટે નાત બાહાર મુકવામાં આવ્યા હતા. મનુના

બનાવેલાં પુસ્તકો ઇશ્વરી કહેવાય છે. વીષ્ણુના અવતારની અને ગોપીની વાત કેટલાએક પંથવાળા માને છે. પણ અસલના વેદ ધર્મમાં એ વાત નથી, કેટલાએક શીવમાર્ગીઓ વીષ્ણુના અવતારને માને છે. મારા વાંચવામાં જે આવ્યું છે તે ઉપરથી હું કહું છું કે ધર્મના બધાં પુસ્તકોમાં જારભાવની વાતો લખી નથી. સર વીલીયમ જોન્સે કહ્યું છે કે હીંદુ સ્ત્રીઓ હમણાબી કૃષ્ણને પોતાનો પ્યારો દેવ કરીને ગણે છે તે મને ખબર નથી. બ્રહ્મા કરોડો વર્ષ સુધી ઇંડામાં રહીને ઉત્પન્ન થયા તે વાત મેં સાંભળી છે. વેદની પછી જે પુસ્તકો લખવામાં આવ્યા છે તે બધા પુસ્તકોની સઘળી વાત ઈશ્વરે લખી છે એ હું માનતો નથી. ઘણાખરા વૈષ્ણવો તે વાતોને ઇશ્વરી ગણે છે. રસ મંડળીમાં હું કોઇ વખત ગયો નથી પણ રસ મંડળીની વાત ઘણીજ પ્રસીધ્ધ છે અને 'મેકમરડુ' નામના કચ્છના એક આગલા રેસીડેંટ સાહેબે પણ પોતાના કચ્છ વીષેના પુસ્તકમાં એ વીશે લખ્યું છે. મહારાજ અથવા કોઈબી શખ્સ વ્યભીચાર કરેતો હીંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે તે પાપ કહેવાય. વૈષ્ણવોને મહારાજ પાસેથી જે ધર્મોપદેશ મળે છે તે ફકત જન્મારામાં એક વખત જ્યારે કંઠી બાંધે છે ત્યારે મળે છે. કેટલીએક વાતે મહારાજને ધર્મગુરૂ લેખે ગણવામાં આવે છે, પણ તેઓ ધર્મગુરૂ પ્રમાણે ધર્મનો ઉપદેશ કરતા નથી. વૈષ્ણવોનાં કુટુંબ મધ્યે બ્રાહ્મણો ધર્મનો બોધ કરે છે. વાદી ઉંચી જ્ઞાતિનો બ્રાહ્મણ નથી, તે નાત બાહાર થયલો કેહેવાય છે, અને કોઈ પણ ઉંચા કુલના બ્રાહ્મણ તેઓની સાથે બેસીને અથવા તેમના હાથનું જમતા નથી. જારભાવનાં ગીત મહારાજની આગળ ગાવામાં આવે છે તે મધ્યેનાં કેટલાંએક ગીત આ કોર્ટમાં રજુ કરવાને વાસ્તે મેં છપાવ્યાં છે. એ ગીત મેં સાંભળ્યાં છે તે હમારા લોકોની બાયડીઓ ગાય છે. એ ગીતો મેં છપાવ્યાં છે તે બોલેબોલ નથી પણ મતલબમાં બરાબર છે. એવી જાતનાં બીજાં ઘણાં ગીત છે. બ્રાહ્મણને ઘણુંજ માન મળે છે. એ વાત ખરી છે; પણ તેઓ ઇશ્વર કહેવાતા નથી. એક ગીતમાં 'કામણગારાકાન' લખ્યું છે તે મહારાજનેજ લાગે છે. હું ધારૂં છું કે તન, મન, અને ધનનો અર્થ જણાવવામાં હું કાંઈ ભુલ કરતો નથી. ધનનો અર્થ ફકત મીલકત થાય છે; પણ વૈષ્ણવોએ તેનો અર્થ ઘણો વધારી દીધો છે. લાઇબલની બીનાના છેલ્લા ભાગના એક વાકયનો તરજુમો ચીફ ટ્રાન્સલેટરે કીધો છે તે બરાબર નથી. સમાચારની જે બીના મે કોર્ટ મધ્યે રજુ કીધી તેની સાથે મને કાંઈ સંબંધ નથી

અને તેનો લખનાર પારસી હતો. બીજા વર્તમાન પત્રો મધ્યે મહારાજો વીશે બીના મેં રજુ કરી તેની સાથે પણ મને કાંઈ સંબંધ નથી 'મુંબઇ ટાઇમ્સ' માં મહારાજની વીરૂદ્ધ કોણે લખી મોકલ્યું હતુ તે હું જાણતો નથી. મેં મહારાજોને સ્ત્રીઓની પાછળ પોતાના ખાનગી ઓરડામાં જતાં દીઠા છે. તે સ્ત્રીઓ એમનાં કુટુંબની નહી, કારણ કે મહારાજોની સ્ત્રીઓ હંમેશ પડદામાં રહે છે. વાદીએ થોડોએક વખત સુધી સુધારાનું ડોળ ઘાલ્યું હતું. ગોકુળનાથજીની ટીકા અસલ સંસ્કૃતમાં મેં વાંચી નથી. લાઇબિલની બીના મધ્યે વાદીની ચાલ વીષે મે લખવાની ધારણા રાખી નહીં હતી. પણ મહારાજોના વર્ગ વીષે એ બીના લખેલી છે. વાદીને જારકર્મ કરતાં મેં મારી પોતાની નજરે દીઠો નથી. પણ તેણે સુરત મધ્યે જબરદસ્તીથી જારકર્મ કીધું હતું એ વાત ઘણી પ્રસીધ્ધ છે. વાદીને ચાંદીનું દરદ ગયે વર્ષે થયું હતું, એ વાત મેં મારા એક મીત્ર પાસેથી સાંભળી હતી. એ મીત્રનું નામ લખમીદાસ ખીમજી. એ દરદ મેં પોતે જોયું નથી. (સર માથીઉ સાસના પુછવા ઉપરથી) સેવકીઓ જનાનામાં જાય છે. જનાના મધ્યે મહારાજના કુટુંબની સ્ત્રીઓ રહે છે. સેવકીઓ જનાનામાં જાય છે અને ત્યાંથી મહારાજના સુવાના ઓરડામાં જાય છે. જનાનાની અંદર એકથી વધારે ઓરડા હોય છે; પણ તે મેં પોતે નજરે જોયા નથી. જે વેળાએ મેં લાઇબલની બીના લખી ત્યારે મહારાજો પોતાની સેવકીઓને બગાડે છે એ વાત હું માનતો હતો.

પાછી તપાસ—"હાલનો કોઇબી પંથ અસલ હીંદુ ધર્મ પ્રમાણે ચાલે છે એમ હું માનતો નથી. મહારાજો જારકર્મ કરે છે એ વાત ઘણી પ્રસીદ્ધ છે. કચ્છના રેસીડંટ, મેકમરડુ સાહેબે મહારાજોના જારકર્મ વીષે તથા રસમંડળી વીષે મુંબઇની 'લીટરરી સોસાએટી' નામની મંડળીના પુસ્તકોમાં લખ્યું છે. જે પુસ્તકમાં એ બાબત વિષે લખ્યું છે તે ઇ૦ સ૦ ૧૮૨૦ ના સાલમાં છાપ્યું છે તે મધ્યે લખેલી બીના હું એ પુસ્તક મધ્યેથી વાંચી સંભળાવું છું.

"ભાટીઆ અસલ સીંધના છે. આ (કચ્છ) દેશમાં એઓની "સંખ્યા ઘણી મોટી છે અને તેઓ ઘણા પૈસાવાળા વેપારી કહેવાય "છે. તેઓ ગુંસાંઇજી મહારાજની સેવા કરે છે. અને (હીંદુસ્તાન મધ્યે) "એ ગુંસાંઇજી મહારાજ ઘણા છે. એ ભાટીઆઓની મીલકતનો ધણી "મહારાજ કહેવાય છે; અને તેનો ઉપયોગ મહારાજ પોતાની મરજી "પ્રમાણે કરે છે. મહારાજને (ભાટીઆ) લોકો એટલું બધું તો માન

"આપે છે કે કેટલાએક આબરૂવાળા ગ્રહસ્થોની વહુ દીકરીઓ સાથે
"મહારાજ જારકર્મ કરે તો તેથી એ લોકો પોતાને માન મળેલું સમજે
"છે. હીંદુસ્તાનના આ લત્તા ઉપર મુખ્ય મહારાજ ગોપીનાથજી નામનો
"છે. એ મહારાજ દારૂ સીવાય સર્વે જાતના વ્યસનમાં પડયાથી સુકા-
"ઇને હાડકાં જેવો થઇ ગયો છે અને (ઝાડના) પાંદડાની પેઠે ધ્રુજે
"છે. તે અફીણ તથા બીજી કેફી વસ્તુ જે માણસે શોધી કહાડી છે,
"તે ખાઇને હમેશ કેફમાં રહે છે......વૈષ્ણવોમાં પ્રસીદ્ધ થએલી રસ-
"મંડળીઓ ભાટીઆઓમાં વારંવાર ભરાય છે. આ રસમંડળીમાં સઘળી
"જાતના મોટા તથા ગરીબ, સ્ત્રી તથા પુરૂષ એકઠા મળે છે અને ધર્મને
"નામે તથા ધર્મને પરવાને સર્વે જાતની અનીતિ કરે છે."

"જે ગીતો મેં છપાવ્યા છે તે ગીત સેવકીઓને મ્હોડે મેં સાંભળ્યાં
"છે તેની પુરેપુરી મતલબ જાહેર કરી છે. મહારાજોને પુરૂષોતમ એટલે
"ઇશ્વિર તથા પુર્ણ પુરૂષોત્તમ એટલે પુરો ઇશ્વિર એવાં નામથી
"તેમના સેવકો માન આપે છે.

(દશમો દીવસ, શનીવાર, તા૦ ૮ મી ફેબ્રુઆરી.)

(૨) ડાકટર જોન વિલ્સન–"હું સ્કોટલાન્ડના 'ફ્રીચર્ચ'નો 'મીશનરી' છું અને એડીન્બરોની 'યુનીવરસીટી' નો ગ્રેજ્યુએટ' છું. હું ઇ૦ સ૦ ૧૮૨૯માં આ દેશ મધ્યે આવ્યો મેં કેટલીએક પુર્વ દેશોની ભાષાઓનો અભ્યાસ કીધો છે. હું સંસ્કૃત, ઝંદ તથા થોડી પહેલવી ભાષા જાણું છું. પ્રાકૃત તથા વ્રજ ભાષાનું પણ મને કેટલુંએક જ્ઞાન છે. પુર્વ દેશોની ભાષાની પરીક્ષાં લેવાને ઘણીવાર મને ઉપરી ઠરાવવામાં આવ્યો છે. સરકારે એ ભાષાઓનો તરજુમો કરનારનો ઓધ્ધો મને આપવાને જણાવ્યું હતું, પણ મેં કબુલ રાખ્યો નહીં. હું ગ્રેટબ્રીટનની રેયલ સોસાયટીનો તથા મુંબઇની રેયલ એશીઆટીક સોસાઇટીનો મેમ્બર છું સાત વરસ સુધી હું એ મંડળીનો પ્રમુખ હતો અને ૧૮૪૨ થી હું તેનો ઓનરરી' સરનશીન છું. અસલ હીંદુ ધર્મ વીષે મેં કેટલાંએક પુસ્તક પ્રગટ કીધાં છે. વીષ્ણુ પુરાણમાં વીષ્ણું વીષે લખેલું છે. એ પુરાણ મેં અસલ સંસ્કૃતમાં વાંચ્યું છે તથા તેનો અંગ્રેજી તરજુમો પણ વાંચ્યો છે. હીંદુ ધર્મનાં સઉથી જુનાં પુસ્તક 'વેદ' છે, અને તે 'શ્રુતિ' ને નામે ઓળખાય છે. હીંદુઓ તે પુસ્તકોને ઇશ્વર કૃત એટલે ઇશ્વરનાં (પોતાનાં) બનાવેલાં સમજે છે. વિષ્ણુ પુરાણ પાછળથી લખવાંમાં આવ્યું છે. તે પણ ઘણાં હીંદુ લોકો તેને ઇશ્વર કૃત ગણે છે, મનુના કાયદા ઇસવી સનની અ

ગાડી બસો વરસ ઉપર રચેલા હોય એવું ધારવામાં આવે છે, અને વેદ ઈસવી સનની પહેલાં ત્રણ હજાર વરસ ઉપર લખેલા હોય એવું ધારવામાં આવે છે. મનુના કાયદા 'સ્મૃતી'ને નામે ઓળખાય છે. હીંદુઓનાં જુદાં જુદાં પુસ્તકો ઉપરથી દીઠામાં આવે છે કે તેઓમાં ધર્મ તથા આચાર વીચાર સંબંધી ઘણો ફેરફાર થઈ ગયો છે. જે પંથ ઘણા પાછળથી ઉભા થયા છે તે અસલ ધર્મ સાથે થોડા મળતા અને થોડી નીતિના માલુમ પડયા છે. હીંદુસ્થાનમાં ધર્મ સંબંધી ફેરફાર ઘણા થયા છે, અને હીંદુઓ પોતે કહે છે કે એ ફેરફાર થયાથી અસલ ધર્મ ચુંથાઇ ગયો છે. વલ્લભાચાર્ય પંદરમાં સઇકાની આખેરીએ અને સોળમાં સૈકાની શરૂઆતે થઈ ગયો છે. મારા વાંચવામાં આવ્યું છે કે વલ્લભાચાર્ય ઈ૦ સ૦ ૧૫૦૦ અથવા ૧૫૦૪ માં વીજયનગરના રાજા કૃષ્ણદેવની દરબારમાં ગયો હતો, અને ત્યાંથી વલ્લભને સોનાની મોટી બક્ષીસ મળી હતી. મારા હાથમાં સંસ્કૃત ભાષામાં રચેલું ઘણા જુના વખતનું (સવા બસો વરસ ઉપર લખાએલું) નાટક છે એ નાટક મધ્યે વલ્લભાચાર્યના પંથ વીષે વર્ણન કરેલું છે, એ નાટક વીષે હીંદુઓના કોઇપણ ધર્મ પુસ્તકો મધ્યે મારા વાચવામાં આવ્યું નથી એ નાટકની રમત કરી દેખાડવામાં આવી છે કે નહીં તે હું જાણતો નથી પણ વિદ્વાન બ્રાહ્મણોમાં એવો રીવાજ હતો કે એવા નાટકો સંસ્કૃત ભાષામાં રચીને તેનો ફેલાવો પોતાનાં બ્રાહ્મણોમાં કરવો. મહારાજો વીષે કચ્છના રેસીડંડ 'મેકમરડુ' સાહેબે પણ લખ્યું છે તે મારા વાંચવામાં આવ્યું છે. બંગાળની એશીઆટીક સોસાઇટીના ૧૬માં વોલ્યુમમાં (નામીચા પ્રોફેસર હારેસ વીલસને) વલ્લભાચાર્યના પંથ વીષે લખ્યું છે તે પણ મારા વાંચવામાં આવ્યું છે અને તે મધ્યેથી હું થોડાએક ફકરા વાંચી સંભળાવું છું:—

"વલ્લભાચાર્યે જે નવો પંથ ઉભો કીધો તે મધ્યે જે વાતો દાખલ કીધી તે બીજા પંથવાળાઓ કરતાં ઘણી જુદી અને નવી તરેહની હતી. તેણે પોતાના પંથના લોકોને એવું જણાવ્યું કે તપ કરીને તથા કષ્ટ ભોગવીને ઈશ્વરને ભજવાની કાંઇ પણ જરૂર નથી. આ પંથના ગુરૂઓએ તથા સેવકોએ ઠાકોરજીની સેવા સુંદર વસ્ત્ર પહેરાવીને તથા જાતજાતના પકવાન બનાવીને અને દુનીઆની મોજ શોખમાં શણગાર ભાવથી કરવી. એ ગુરૂઓ ઘણું કરીને કુટુંબવાળા હોય છે. તેઓ સઉથી સારાં અને સુંદર વસ્ત્ર પહેરે છે, અને પોતાના સેવકોની ઉપર તેઓ બેહદ સત્તા ચલાવે છે અને તે સેવકો તેમને ભાતભાતનાં

પકવાન ખવડાવે છે. તેઓ પોતાના સેવકને ત્રણ વખત સમર્પણ આપે છે, અને તે સમર્પણને લીધે તેમના સેવકો, તન, મન, અને ધન પોતાના ગુરૂને અર્પણ કરે છે,..........આ પંથના લોકોના વિચાર પ્રમાણે ગુંસાઇજી મહારાજને જે માન આપવામાં આવે છે તે ફકત તેઓની પવિત્રાઇ, અથવા વિદ્યાનો કાંઇ પણ વીચાર કર્યા વગર વંશપરંપરા આપવામાં આવે છે. તેઓ ઘણું કરીને કાંઇ પણ માનને લાયકના નથી. તોપણ તેમના સેવકો પાસેથી તેમને કાંઇ થોડું માન મળતું નથી."

"એ પંથ વીષે મારા વાંચવામા આવ્યું છે તે ઉપરથી હું એવું માનું છું કે ઉપર જણાવેલાં પુસ્તકમાં એ પંથની અપવિત્રાઇ વીષે જે લખ્યું છે તે ખોટું નથી. જે સંસ્કૃત નાટક વીષે મેં જણાવ્યું તે મધ્યે વલ્લભાચાર્ય પંથના મત અને આચરણ વીષે જે બીના લખી છે તે બોલેબોલ ખરી છે. એ મધ્યેનાં એક બે વાકયનો મેં તરજુમો કીધો છે તે વાંચ્યાથી એ પંથનું ખરેખરૂં ચિત્ર જેવું આપી શકીશ તેવું ખરૂં ચિત્ર હું બીજી રીતે આપી શકવાનો નથી તે નાટક મધ્યે સુત્રધાર આ પ્રમાણે બોલે છેઃ--

"વેદ જતા રહ્યા છે (વેદનો ધર્મ જતો રહયો છે.) કયાં જતા
"રહ્યા તેની કોઇને ખબર નથી. હમણાં તો આશકમાં પડેલી જુવાન
"સ્ત્રીઓ પોતાની ઇંદ્રીઓનું સુખ પુરૂં પાડવાને વાસ્તે વલ્લભના બાલક
"(મહારાજો) ઉપર આશા રાખે છે. વલ્લભકુળના બાલકો સ્ત્રીઓને
"(જારભાવના) ફાંસામાં નાખનારા છે, જુવાન સ્ત્રીઓની ચળકતી આંખ
"જોઇને તેઓ મોહીત થઇ જાય છે. દરેક માણસે પોતાની વહુ
"તથા દીકરીઓ મહારાજને અર્પણ કરવી એથીજ આ સંસારમાંથી
"મુકતી (છુટકારો) થાય છે. સ્ત્રીઓ સાથે જારકર્મ કરવું. તેઓને
"સાથે આરોગવું (ખાવું) અને લીલા કરવી, એજ કૃષ્ણનું મુખ્ય
"કામ છે. શ્રી ગોકુલ (અથવા કૃષ્ણ)ની અમૃત જેવી લીલાના સુખ
"જેવું બીજું એકે નથી. જે સ્ત્રીને કૃષ્ણની સાથે રતી (એટલે જારકર્મ)
"નહીં થઇ તેનું જીવતર કીડીના કરતાં પણ તુચ્છ ગણવું જોઇએ."

"વલ્લભાચાર્યનો પંથ નવો છે. એ પંથમાં કૃષ્ણની ભકિત જારભાવથી કરવાને કહેલું છે. કૃષ્ણની સેવા, મુર્તીની તથા મહારાજની સેવા કર્યાથી પ્રાપ્ત થઈ એવું સમજે છે. મુર્તીને તથા મહારાજને કૃષ્ણ કરીને એ પંથના લોકો સમજે છે. મહારાજને તેઓ ઇશ્વરનો અવતાર ગણે છે, જે વાત બીજા હીંદુ પંથવાળાઓને નવાઈ જેવી લાગે છે. વીષ્ણુના

નવ અવતાર થયા છે, અને છેલ્લો અવતાર બુધ્ધનો હતો. હીંદુઓ બુધ્ધની પછી બીજા અવતારો ઇશ્વરી અવતાર ગણતા નથી; પણ વલ્લભાચાર્યના પંથવાળા તો વલ્લભને તથા તેના કુળના સર્વે મહારાજોને કૃષ્ણ (ઇશ્વર) નો અવતાર કરીને માને છે, અને એ પ્રમાણે માનનારાઓની સંખ્યા કાંઈ થોડી નથી. બરાબર કહીએ તો મહારાજો હીંદુ ધર્મના ધર્મોપદેશક નથી. બ્રાહ્મણોની કોઇ પણ જાતમાં તેઓ મોટા અથવા વડા નથી. વલ્લભકુળના બાલક ( મહારાજો ) નાતબહાર થએલા ગણાય છે, અને મારા જાણ્યા પ્રમાણે તૈલંગા બ્રાહ્મણો તેઓની સાથે વહેવાર રાખતા નથી. હીંદુ ધર્મની રીત તથા સમજ પ્રમાણે બ્રાહ્મણો પોત પોતામાં જેવો જાતી વહેવાર રાખે છે, તેવો વહેવાર મહારાજો સાથે રાખતા નથી. તન, મન અને ધન, એનો અર્થ એ લોકોએ વધારી દીધો છે. તન એટલે શરીર સાથે સંબંધ રાખનારી સઘળી વસ્તુ; મન એટલે મનની બધી સમજ, ઇચ્છા વગેરે અને ધનના અર્થમાં તે પરણેલી બાયડી તથા છોકરીઓ ગણવામાં આવે છે તથા મહારાજનાં પોતાનાં પુસ્તકોમાં લખ્યું છે કે તેમના સેવકોએ પોતાની વહુ દીકરીઓ ભોગવ્યા અગાઉ મહારાજને અર્પણ કરવી. એ વિષે મેં ગોકુલનાથજીની ટીકામાં વાંચ્યું છે. વલ્લભાચાર્યના પંથમાં લોકની લાજ અથવા દરકાર નહીં રાખવાને ફરમાવ્યું છે. લાઇબલની બીનાના છેલા ભાગના એક વાકયના તરજુમા વીષેની તકરાર મેં સાંભળી છે. એ વાકયનો અર્થ મને એવો લાગે છે કે ' એ ટીકા પ્રમાણે મહારાજો ચાલીને પોતાના ભકતોની વહુ દીકરીઓને બગાડતા હો તો તેથી હાથ ઉઠાવો ' અને તે કોઇ એકજ મહારાજને લાગુ પડતું નથી. વૈષ્ણવોના આખા જનમા-ામાં મહારાજ સમર્પણ આપતી વખતે તેઓને એકજ વખતે ઉપદેશ કરે છે તે વખતે જે મંત્ર ઉપદેશ સંસ્કૃત ભાષામાં કરે છે તેનો અર્થ આ પ્રમાણે થાય છે—

" શ્રી કૃષ્ણ મારો રક્ષણ કર્તા છે. ઓ ! હજારો વરસ થયાં કૃષ્ણથી
" મારો વીયોગ પડયાને લીધે ઉપજેલા પાપ અને દુખથી મારો નાશ
" થયો છે; તે માટે મારૂં તન, ઇંદ્રિય, શ્વાસ, દીલ, વૃત્તિ, બાયડી,
" ઘર છોકરાં, સગાં, દોલત, અને આ સંસાર મધ્યેની મારી સર્વે
" વસ્તુ અને મારો આત્મા એ સઘળું સંપુર્ણ કૃષ્ણને હું અર્પણ કરૂં
" છું. હે કૃષ્ણ હું તારો દાસ છું."

ઉલટ પાલટ તપાસ--" લાઇબલની બીનાના છેલા ભાગ મધ્યેના વાકયનો અર્થ શક ભરેલો છે, અને તે બે રીતે થઇ શકે છે. હું

ધારૂં છું કે ભાટીઆઓ તે વાંચે તો ગોકુળનાથજીની ટીકા સાથે એ વાકયનો સંબંધ છે એમ સમજે. મી૦ ફ્લીને કરેલો તરજુમો ખોટો છે એમ હું કહી શકતો નથી; પણ તે સુધારી શકે એવો છે. આ મુકદમામાં મેં કાંઈ પણ મુખ્ય ભાગ લીધો નથી. હું એમાં ફકત ઉલટ લઉં છું. આ લાઇબલની ફરીઆદીનું કામ શરૂ થયું તેની અગાઉ પ્રતીવાદી સાથે મને ઓળખાણ ન હતી. હું કોઈ પણ મહારાજના મંદીરમાં ગયો નથી. મહારાજની અનીતિ વીષે મને જાતે અનુભવ થયો નથી. પણ તેમના સેવકોને મોહોડે મેં ઘણું સાંભળ્યું છે. પુસ્તકો ઉપરથી હું કહી શકું છું કે મુર્તી અને મહારાજની સેવા ઇશ્વરની પેડે કરવામાં આવે છે હીંદુઓ ગાયની તથા બળદની પુજા કરતા હોય એમ હું ધારતો નથી, તેઓ એવું માને છે કે ઇશ્વર દરેક ઠેકાણે અને દરેક ચીજમાં છે અને સર્વે વસ્તુ ઇશ્વરમાંથી ઉત્પન્ન થઇ છે. વલ્લભાચાર્યના પુસ્તકો એ પંથના લોકો વાંચે છે. સર વીલીઅમ જોનસના કેહેવા પ્રમાણે મનુ આશરે બે હજાર વરસ ઉપર થઇ ગયો છે. કોઈ પણ પંથ અસલ હીંદુ ધર્મ પ્રમાણે બરાબર ચાલે છે એમ હું કહી શકતો નથી. વલ્લભાચાર્ય પંથના મત જેવો એક બીજો પંથ મારા જાણવામાં આવ્યો છે. (સોલસ મુળ ગ્રંથની) જે ચોપડી મારા હાથમાં હમણા મુકવામાં આવી તે કોઇ મહારાજના હુકમથી છપાયલી દેખાય છે. તેની ઉપર તારીખ નથી અને તે મારા જોવામાં આવી નથી. તે મુંબઈમાં છપાયલી માલમ પડે છે, અને તેનો ફેલાવો કેટલો થયો છે તે હું જાણતો નથી. તે મધ્યેના એક વાકયનો 'વીષય' બોલ મને દેખાડવામાં આવ્યો તેનો અર્થ વ્યભીચાર થતો નથી. અમદાવાદમાં વલ્લભાચાર્યના વંશોનો એક મહારાજ છે અને હું ધારૂં છુ કે તે જીવતો હશે. પણ તેની સાથે મને ઓળખાણ નથી. વલ્લભાચાર્યના પંથના જેવા હાલ બીજા ઘણા નવા પંથ ઉભા થયા છે. તન, મન, ધન, એ શબ્દોમાં અસલ નવાઈ જેવું કાંઇ નથી; પણ મહારાજોએ તેનો અર્થ વધારી દીધો છે. સમજુ અને વીદ્વાન હીંદુઓ પોતાના જુના ધર્મની શોધ કરતા માલમ પડે છે. વાદીનાં કેટલાંએક પુસ્તકો મે વાંચ્યાં છે, અને એ પુસ્તકો વિષે હલકો વિચાર બાંધ્યો છે.

પાછી તપાસ—"મહારાજોનાં માઠાં આચરણ મારા જાણવામાં આવ્યા છે અને તેથી મને કંટાળો ઉપજયો છે. આ દેશના લોકોની નીતિમાં સુધારો થયેલો જોવાની હું ઇચ્છા રાખું છું. મહારાજોના

પુસ્તકોનાં જે વાકયો કોર્ટ મધ્યે પ્રતીવાદીએ રજુ કીધા છે તે મેં શોધી આપ્યા નથી. તે વાકય પ્રતીવાદીએ દેખાડયાં હતાં; પણ રસ લીલાનો અર્થ જારભાવની રમત થાય છે. એકલા રસ શબ્દનો અર્થ ઝાડ વગેરેનો રસ થાય છે. કેટલીએક રીતે મહારાજો ધર્મ ગુરૂ કહેવાય; પણ તેઓ ( અસલ ) હીંદુ ધર્મના ધર્મગુરૂ નથી."

( અગીઆરમો દીવસ--સોમવાર તા૦ ૧૧ મી ફેબ્રવારી. )

( ૩ ) **બાલાજી પાંડુરંગ**—"હું આ કોર્ટ મધ્યે તરજુમો કરનાર તથા દુભાસીઓ છું. આ પુસ્તકો જે મને દેખાડે છે તે વ્રજ ભાષામાં છે, અને તે મધ્યે નીશાની કરેલા ફકરાઓનો તરજુમો મેં કીધો છે, એ તરજુમો મારી સમજ પ્રમાણે ખરો છે.

ઉલટ પાલટ તપાસ—"વ્રજ ભાષાની એક ડીક્ષનેરી ( કોષ ) કલકત્તામાં છપાઇ છે, તે મધ્યે મેં કેટલાએક શબ્દોના અર્થ જોયા છે. વ્રજ ભાષાની અંદર સંસ્કૃત તથા હીંદી શબ્દો આવેલા છે. તરજુમો કરવામાં કેટલાંએક શબ્દોના મુળ અર્થ ઉપર ધ્યાન આપવાને બદલે વાકયની મતલબ પ્રમાણે મેં તેના અર્થ કીધા છે. મેં વ્રજભાષાનો અભ્યાસ કીધો નથી. કેટલાંએક ગીત મેં વ્રજ ભાષામાં વાંચ્યાં છે 'વ્યભીચાર ભાવ' નો અર્થ જારભાવ થાય છે અને બીજી જાતનો ભાવ ( પ્યાર ) થતો નથી, 'સુરતારણ્ય' નો અર્થ જારકર્મ કરવાનું અરણ્ય ( એટલે મેદાન ) થાય છે 'સુરત' નો અર્થ એ ઠેકાણે ખુબસુરત થતો નથી. 'સુરત' એટલે જારકર્મ એવો અર્થ સંસ્કૃતમાં થાય છે.

પાછી તપાસ—"જે ફકરાઓના મેં તરજુમા કીધા છે તે સારી પેઠે ધ્યાનમાં લઈને કીધા છે. અને જે શબ્દના જે અર્થ કીધા છે તે વીષે મને કાંઈ પણ શક નથી. વ્યભીચારનો મુળ અર્થ ભેળસેળ થાય છે; પણ તેનો અસાધારણ અર્થ જારકર્મ કરીને લોકો સમજે છે."

( ૪ ) **વીનાયક લક્ષ્મણ શાસ્ત્રી**—"હું બ્રાહ્મણ છું. સદર અદાલતમાં સરકારી શાસ્ત્રી છું. હું કોકણી બ્રાહ્મણ છું. મહારાજો બ્રાહ્મણ છે એવું કેહેવાય છે. અને હું તેઓને બ્રાહ્મણ સમજું છું. હું તેમની પાસે બેસું ખરો પણ જમું નહી. તેનું કારણ હું કાંઇ સમજાવી શકતો નથી; પણ એવો શીરસ્તો છે. તેઓને માનનારા ઘણા લોકો છે. પણ વલ્લભાચાર્યના પંથના લોકો સિવાય બીજા કોઇ લોકના તેઓ ઉપરી અથવા ધર્મગુરૂ કેહેવાતા નથી. હું સંસ્કૃત ભાષા જાણું છું અને

કેટલાએક ધર્મના પુસ્તકો મેં વાંચ્યા છે, સઘળા જુદા જુદા પંથ અસલ હીંદુ ધર્મમાંથી નીકળ્યા છે તેટલા વાસ્તે તે અસલ હીંદુ ધર્મથી જુદા છે એમ કહેવાય નહીં. દરેક પંથવાળા કહે છે કે હમે અસલ ધર્મ પ્રમાણે ચાલીએ છીએ. હું નથી ધારતો કે વલભાચાર્યનો પંથ અસલ ધર્મથી જુદો છે. કાંઇ સેહજ સાજ ફેર હશે ખરો. બીજાની સ્ત્રીની છાતી ઉપર હાથ નાખવો તે વ્યભીચારનાં જેવું પાપ નથી પણ તેથી જરા ઉતરતું પાપ કહેવાય છે." ( આ સાક્ષીને ઉલટ પાલટ તપાસવામાં આવ્યો નહીં. )

( ૫ ) **વીશ્વનાથ નારાયણ મંડળીક**—હું ઇન્કમટેક્ષ સ્પેશીઅલ કમીશનર ઑફીસમાં સુપ્રીન્ટેન્ડન્ટ છું અને બોમ્બે રોએલ એશીઆટીક સોસાઅટીનો અધીકારી છું. હું કોકણી બ્રાહ્મણ છું. અને સંસ્કૃત જાણું છું હિંદુ ધર્મના કેટલાએક જુના પુસ્તકો મે વાંચ્યા છે. બ્રાહ્મણ લેખે હમોને મહારાજો સાથે કાંઇ પણ સંબંધ નથી. હમે તેની સાથ જમતા નથી. અને છોકરી લેવા દેવાનો વેહેવાર રાખતા નથી. બ્રાહ્મણ લેખે હમોને કર્મ કાંડની કેટલીએક ક્રિયા કરવી જોઇએ, અને મારા જાણવા પ્રમાણે મહારાજો તે કરતા નથી. તેઓ બધા હીંદુઓના ધર્મગુરૂ નથી. મનુની સ્મૃતીમાં લખ્યા પ્રમાણે દરએક બ્રાહ્મણે ૭ કર્મકાંડની ક્રિયા કરવી જોઇએ, જેવી કે હોમ કરવા અને કરાવવા, વેદ શીખવા અને શીખવવા, મહારાજો કર્મ કાંડ કરતા નથી. વલ્લભાચાર્ય પંથના કેટલાએક પુસ્તકો મેં જોયાં છે. આ પુસ્તક જે મારા હાથમાં આપવામાં આવ્યું છે તે સંસ્કૃત ભાષામાં છે અને તે મધ્યે એક ઠેકાણે મહારાજને ઘણી સ્ત્રીનો ભરથાર એવું નામ આપવામાં આવ્યું છે. બીજે ઠેકાણે તેને ' રાસલીલા મહોદધી" તથા " રાસલીલોક્ત તાત્પર્ય " એવાં નામ આપેલાં છે જેનો અર્થ એ પુસ્તક મધ્યે ટીકા લખનારે રાસલીલા એટલે જારભાવની રમતનો સાગર તથા રાસલીલાનો સાર એવો કીધો છે. એ મધ્યેની એક ચોપડીમાં આચાર્ય અથવા મહારાજને ઇશ્વરના એકસો ને આઠ જુદાં જુદાં નામ આપવામાં આવ્યા છે. હું નથી ધારતો કે વલ્લભાચાર્યના પંથવાળા મનુના અસલ ધર્મ પ્રમાણે ચાલતા હોય, હીંદુઓ તે પ્રમાણે ચાલવાને બંધાયેલા છે અને હમારી જાતવાળા તે પ્રમાણે ચાલે છે. બ્રાહ્મણ લોકો મહારાજને નીતિનો નમુનો કરીને ગણતા નથી, અને બ્રાહ્મણોમાં મહારાજનું માન પણ નથી, અને તે હું મારી પોતાની

નાતના અનુભવ ઉપરથી કહી શકું છું, મુંબઇના મરાઠી વર્તમાન પત્રોમાં મહારાજની નીતિ વીશે વારંવાર ફરીયાદ થતી હતી, અને મારા જાણવા પ્રમાણે મહારાજોની પવિત્રાઈ તથા નીતિ ઘણીજ ઉતરતી છે. અને તે વિષે બીજાઓનો વિચાર પણ ઘણોજ ઉતરતો છે.

ઉલટ પાલટ તપાસ—"વાદી સાથે એક વખત તેના ઘેર આગળ અમારી મુલાકાત થઈ હતી. મેં બીજા મહારાજોને રસ્તામાં દીઠાં હશે. સન ૧૮૫૮ અથવા ૫૯ માં મેં એક મહારાજને અનીતિ કરતા દીઠો હતો. જે વાત તેને ધર્મગુરૂ લેખે છાજે નહિ, હીંડોલા ઉપર જાહેર રસ્તામાં એ મહારાજને બેસાડીને તેઓના સેવક તથા સેવકીઓ ઝુલાવતા (હીંચકાવતાં) હતા અને તેમની ઉપર મહારાજ ગમે તેમ ગુલાલ ફેકતા હતા તે મેં દીઠું છે. ગુલાલ ફક્ત હોળી ઉપરજ ઉડાડવામાં આવતો નથી. મહારાજને ઝુલાવવાને વાસ્તેજ સેવક તથા સેવકીઓ ભીડમાં એક બીજા સાથે એકઠા થાય, અને મહારાજો શરીર ઉપર ગમે તેવી રીતે ગુલાલ ઉડાડે એ હું અનીતિ ગણું છું. સ્ત્રી પુરૂષો અણચીંતા આવી મળતા નથી, પણ એ કારણને માટે જાણી જોઇને ભીડમાં પડે છે. મનુસ્મૃતિ પ્રમાણે સઘળા હીંદુઓ ચાલવાને બંધાએલા છે. હું મુંબઈની બાહાર સીંધ, કાઠીઆવાડ, તથા ગુજરાતમાં ગયલો છું. ધર્મગુરૂ બ્રાહ્મણ હોવો જોઇએ મહારાજો ધર્મગુરૂ છે એમ હું કહી શકતો નથી. કોકણી બ્રાહ્મણોને ગુજરાતી બ્રાહ્મણ હલકા ગણે છે એવું મેં સાંભળ્યું નથી; પણ કોકણી બ્રાહ્મણો ગુજરાતી બ્રાહ્મણોને ઉતરતા સમજે છે. તલંગા બ્રાહ્મણો સાથે બેસીને હમો જમીએ છીએ; પણ મહારાજ સાથે બેસીને જમતા નથી. ગોકળનાથજીની ટીકાનું આખું પુસ્તક મેં સંસ્કૃત ભાષામાં વાંચ્યું છે. એ મધ્યેના એક વાકયની મતલબ મને હાલ યાદ નથી પણ આખી ટીકા વાંચવાથી મારા મન ઉપર જે અસર ઉપજી છે તે મને યાદ છે. એ ટીકા મધ્યેથી જે વાકય લાઇબલની બીના મધ્યે ટાંકયો છે તેનો તરજુમો મારા તરજુમા પ્રમાણે બોલેબોલ મળતો નથી; પણ તે તરજુમો ગુંચવણ ભરેલો કર્યો છે એમ હું કહી શકતો નથી. એ ટીકાના વાકયમાં "મહારાજ" એ શબ્દ નથી; તેમજ તેની જગાએ બીજો કોઇ શબ્દ નથી. બાયડી છોકરાં કોને અર્પણ કરવાં એ ખુલ્લું લખ્યું નથી. સુરતનો અથ સંસ્કૃતમાં જારકર્મ કરીને થાય છે. હું ગુજરાતી પણ જાણું છું. સુરતનો અર્થ હીંદુસ્તાનીમાં ચેહરો કરીને થાય છે અને ગુજરાતીમાં તેજ થવો જોઈએ. પ્રતિવાદીને બે ત્રણ વરસથી હું

ઓળખું છું. આ મુકદમામાં ફકત એક જાહેર આદમી લેખે મેં ઉલટ લીધી છે. સુધારાવાળાના બે અર્થ થાય છે માટે કયા અર્થથી મને પુછવામાં આવે છે તે જાણ્યા વગર હું કહી શકતો નથી કે હું સુધારાવાળો છું.

પાછી તપાસ—"સુધારાનો ખરો અર્થ તો વધારે સારા થવું કરીને થાય છે અને તે રીતે હું સુધારાવાળો છું અસલ હીંદુ ધર્મને પાછો તાજો થયલો જોવાને હું ઇચ્છા રાખું છું. મહારાજને પુરૂષોત્તમ એટલે ઇશ્વરને નામે તેમના સેવકો બોલાવે છે. ગોકળનાથજીની ટીકા વલ્લભાચાર્યના પંથમાં ધર્મનું પુસ્તક ગણાય છે. કવી ચરિત્ર મધ્યે એજ ટીકાનો વાકય ટાંકયો છે તેમાં પણ એવું જણાવ્યું છે કે બાયડી છોકરાં આચાર્ય એટલે મહારાજને અર્પણ કરવાં મેં જે કાંઇ જોયું છે. તથા સાભળ્યું છે તે ઉપરથી હું કહી શકું છું કે મહારાજો ધર્મગુરૂના ઓધ્ધાને લાયક નથી. વાદી સાથે મારે વાત થઇ તે ઉપરથી હું કહી શકું છું કે તે વીદ્વાન નથી તથા ધર્મગુરૂનો ઓધ્ધો બજાવવાને લાયક નથી. આ મુકદમામાં હજારો લોકો જે પ્રમાણે જાહેર માણસ લેખે ઉલટ લે છે તેથી વધારે ઉલટ મેં નથી લીધી. પ્રતીવાદી સાથે છોકરીઓની નીશાળ વીશે તથા ભગવદ્ ગીતાના શ્લોક વીષે મારે વાતચીત થઈ હતી. તે વખતે ડાકટર ભાઉ દાજી તથા શેઠ લખમીદાસ ખીમજી પણ હતા. (સર માથીઉ સાસના પુછવા ઉપરથી) શાસ્ત્ર પ્રમાણે દર એક બ્રાહ્મણ ધર્મગુરૂ થવો જોઇએ; પણ તે કામને તે લાયક નહી હોય તો તે માટે તેને પ્રાયાશ્ચત કરવું જોઇએ. ઘણું કરીને દરેક બ્રાહ્મણને ધર્મગુરૂ લેખે ગણવામાં આવે છે પછી તે ધર્મનો ઉપદેશ કરે યા નહીં તે વીષે સાધારણ લોકો દરકાર રાખતા નથી."

(૬) **ઝવેરીલાલ ઉમીયાશંકર**—"હું એલફીન્સ્ટન કૉલેજનો 'ફેલો' હતો અને સંસ્કૃત ભાષા જાણું છું 'સીધ્ધાંત રહસ્ય' (નામના મહારાજોના પુસ્તક) નો મેં સંસ્કૃતમાંથી તરજુમો કીધો છે, અને તે ખરો છે.

ઉલટ પાલટ તપાસ—તેની અંદર પુરૂષોત્તમ એટલે ઇશ્વરને સર્વ વસ્તુ અર્પણ કરવાનું કહેલું છે.

પાછી તપાસ-"મેં ફકત એક વાકય વાંચ્યો છે અને આખું પુસ્તક વાંચ્યું નથી; તથા તે વાકય ઉપર ગોકલનાથજીએ ટીકા કરી છે તે પણ મેં વાંચી નથી."

**(૭) નાનાભાઇ હરીદાસ**--" હું આ કોર્ટ મધ્યે તરજુમો કરનાર છું, જે ફકરા મને દેખાડવામાં આવ્યા તેના મેં તરજુમા કીધા અને તે મારી સમજણ પ્રમાણે ખરા છે."

ઉલટ પાલટ તપાસ– "વ્રજ ભાષામાં ઘણા પુસ્તકો છે. મહારાજોના ઘણા ખરાં પુસ્તકો એ ભાષામાં લખેલાં છે, એ પુસ્તકો હાથના લખેલાં છે, લખેલાં પુસ્તકોમાં ઘણું કરીને તારીખ હોતી નથી. હાથની લખેલી બે નકલો મારા હાથમાં આવી તેમાં જુદી જુદી તારીખ હતી. એ પુસ્તકો બાળબોધ અક્ષરોમાં લખેલાં છે અને વૈષ્ણવો તે વાંચે છે. એ મધ્યેનો કેટલોક ભાગ મેં વાંચ્યો છે. હું ન્યાતે કાયસ્થ છું અને કાયસ્થ લોકો મહારાજોને માને છે. મહારાજને તેમના સેવકો માને છે. અને જે બ્રાહ્મણો તેમની પાસેથી ભીખ લે છે તે માને છે.

પાછી તપાસ – " આ પુસ્તકો મધ્યેના કેટલાએક પુસ્તકો વલભાચાર્યે પોતે બનાવેલાં છે એવું તેમાં લખ્યું છે. મહારાજો નાત બાહાર થએલા તૈલંગા બ્રાહ્મણ છે એ વાત પ્રસિદ્ધ છે. વીદ્વાન બ્રાહ્મણોમાં નાત બાહાર થયેલા બ્રાહ્મણો ધર્મગુરૂ ગણાતા નથી. સાધારણ બ્રાહ્મણો તેમને વિષે શું વિચાર કરે તે હુ કહી શકતો નથી. કેટલાએક બ્રાહ્મણ મહારાજના સેવક છે."

**૮ નારાયણ દીનાનાથજી**—"હું આ કોર્ટમાં એક દુભાશીઓ અને તરજુમો કરનાર છું. મેં આ પુસ્તકો મધ્યેના કેટલાએક વાકયના તરજુમા કીધા છે અને તે ખરા છે.

ઉલટ પાલટ તપાસ—"એ પુસ્તક મારા હાથમાં પ્રતીવાદીએ તરજુમાને વાસ્તે આપ્યાં તેની અગાઉ મેં તે વાંચ્યા નહીં હતા. હું જીવણજી મહારાજનો મીત્ર છું અને તેની મુલાકાત લેવા જાઉં છું. ( મુંબઇમાં ) તે મોટા મહારાજ કહેવાય છે. વરસમાં ત્રણ ચાર વખત તેના મંદીરમાં હું તેને દશબાર વરસ થયાં મળવા જાઉં છું. તેના મંદીરમાં મેં કાંઇ અનીતિ જોઇ નથી, હું હોળીમાં ગયો નથી તથા ગુલાલ ઉડતો મેં દીઠો નથી હોળી અને કેટલેક બીજે પ્રસંગે હિંદુઓ ગુલાલ ઉડાડે છે. ગુલાલ ઉડાડવામાં કાંઈ અનીતિ છે નહિ. કોઇ પણ વેળાએ જીવણજી મહારાજને મેં ગુલાલ ઉડાડતાં દીઠા નથી. હું મુર્તીના દર્શન કરવાને અંદર ગયો નથી. આખા હીંદુસ્તાનમાં સઘળા પંથના હીંદુઓ પોતાના ગુરૂની સેવા કરે છે, અને બધા પંથમાં ગુરૂ હોય છે. ગુરૂની સેવાની રીત બધા હીંદુઓમાં ઘણું કરીને એક સરખા છે, તેમની સેવા ઇશ્વર પ્રમાણે થતી નથી. મારી નાતમા શીવ તથા વીષ્ણુને માનનારા છે, પણ મહારાજને

કોઇ પણ માનતું નથી. આ મુકદમો ચાલુ થયા પછી મેં ગોકુળનાથજીની ટીકા વાંચી છે એ મધે પુરૂષોતમ એ બોલની ઉપર મારૂં ધ્યાન અગત્ય કરીને પહોંડવામાં આવ્યું હતું અને બાયડી છોકરાં ફકત પુરૂષોતમ (એટલે ઈશ્વર) નેજ અર્પણ કરવાનું લખેલું એવું મેં બારીકીથી તપાસીને જોયું છે. આચાર્ય અથવા ગુરૂ એ બોલ ફકત એકજ ઠેકાણે આવેલો છે, અને તેની મારફતે ઇશ્વરને અર્પણ કરવું એવું સાફ લખેલું છે. સુરતનો અર્થ કેવો થાય છે, એ કહેવું ઘણું મુસ્કેલ છે. સુ એટલે સારૂં અને રત એટલે લાગેલો એ વિષે મારી ખાત્રી નથી, પણ હું અટકળથી કહું છું કે તેનો અર્થ જારકર્મ થાય છે, એમ હું કહી શકનો નથી. સુરત એ બોલ શહેરને લગાડીએ તો તેનો અર્થ સારૂં શેહેર કરીને થાય. મારા વિચાર પ્રમાણે ઇશ્વિરને તન, મન, ધન, અર્પણ કરવામાં કાંઇ અણ-ઘટતું નથી. એ પ્રમાણે અર્પણ કરવાનું સઘળા પંથમાં કથામાં કહેલું છે, રાસલીલા એ બોલમાં રાસનો અર્થ મંડલી થાય છે પણ 'રસ' કરીને થતું નથી તો પણ એનો અર્થ રસ થઈ શકે ખરો. રસ મંડળી વીષે મેં કદી સાંભળ્યું નથી. વ્યભીચારનો સાધારણ અર્થ જારકર્મ કરીને થાય છે, પણ તેનો અસલ અર્થ આડે માર્ગે જવું એવો થાય છે આચારનો અર્થ ચાલ અથવા રીવાજ શીવને માનનારાઓનો ગુરૂ શંકરાચાર્ય કહેવાય છે. લાઈબલની બીનાના છેલ્લા ભાગનો વાકય મેં ધ્યાન દઇને વાંચ્યો નથી. પણ તે હું હમણાં વાંચું છું. તેમાં ખુલ્લું લખ્યું છે કે મહારાજો તમે બગાડો છે, અને તેથી હાથ ઉઠાવો એટલે બગાડો છો તેથી હાથ ઉઠાવો અને ટીકા ઉપરથી નહીં. હરેક શખસ વર્તમાન પત્ર વાંચીને તેનો એવોજ અર્થ કરે, એ વીષે મને કાંઇ પણ શક નથી. ભગવદ્ગીતા એ હીંદુ ધર્મનું મોટું પુસ્તક કેહેવાય છે અને હીંદુ શાક્ષીઓને તે પુ-સ્તકના સોગન આપવામાં આવે છે. ભગવદ્ગીતા મહાભારતનો એક ભાગ છે. કૃષ્ણ અને ૧૬,૦૦૦ ગોપીની વાત મેં સાંભળી છે. સઘળા પંથના વૈષ્ણવો કૃષ્ણને ઇશ્વર પ્રમાણે ગણે છે અને તેનો અવતાર સઘળા હિંદુઓ કબુલ રાખે છે.

(બારમો દીવસ, બ્રહસ્પતિવાર, તા ૧૩ મી ફેબ્રુવારી.)

પાછી તપાસ—"હું મહારાજનો સેવક નથી અને વૈષ્ણવ પણ નથી. મારા કુટુંબમાં ફક્ત હુંજ જીવણજી મહારાજને ઓળખું છું. મારો ભત્રીજો શામરાવ મી. કેલી વકીલને ત્યાં 'આરટીકલ કલાર્ક છે તે મી. કેલીની ફરમાસથી આ મુકદમા મધ્યે વાદી મહારાજને મદદ કરે છે. તે

મદદ વરજીવનદાસ માધવદાસની અથવા કલ્યાણદાસ મોહનદાસની ખાયસથી કરે છે તે હું જાણુતો નથી. પ્રતીવાદી તરફના સઘળાઓ સારી પેઠે જાણુતા હતા કે જીવણજી મહારાજનો હું દોસ્તદાર છું. મથુરાદાસ મારી પાસે પેહેલવેહેલાં તરજુમાને વાસ્તે આવ્યા અને તે સારી પેઠે જાણુતા હતા કે હું જીવણજી મહારાજનો મિત્ર છું. હું સંસ્કૃત ભાષા જાણું છું, પણ મોટો પંડીત નથી. વ્રજ ભાષામાંથી જે તરજુમો મેં કીધો તે ખરો છે તે વિષે મને મુદલ શક નથી. સંસ્કૃતના જુના ત્રણ ચાર નાટક મેં વાંચ્યાં છે પણ એ ભાષા હું ઘણી સહેલથી વાંચી શકતો નથી હું ધારૂં છું કે સંસ્કૃત અને ફારસી એ બે ભાષાઓ તમામ જુદી છે. સંસ્કૃત ભાષાના શબ્દોને માટે હું ફારસી ડીક્ષનેરી (કોષ) જોતો નથી. સુરતનો અર્થ મેં મારી સમજ પ્રમાણે જણાવ્યો છે. ૧૬,૦૦૦ સ્ત્રીઓ સાથે કૃષ્ણુ પરણ્યો એ વાત મેં સાંભળી છે, પણ ૧૬,૦૦૦ ગોપીની વાત મેં સાંભળી નથી. કદાચ એ પરણેલી સ્ત્રીઓ સીવાય બીજી હશે, તે હું કહી શકતો નથી. રાસલીલાના ચિત્ર મેં જોયાં છે. ગોપીઓને નગ્ન કરીને કૃષ્ણુ ઝાડ ઉપર ચઢીને ખેલે છે એ ચિત્ર મને દેખાડવામાં આવ્યું. તે રાસલીલાનું નથી. અને તે શાનું છે તે હું જાણુતો નથી. પ્રતીવાદી આ ચિત્ર રાસલીલાનું સમજ્યો તે પ્રમાણે તે રાસલીલાનું છે એમ હું કહી શકતો નથી. હું જીવણજી મહારાજના મંદીરના એક માંહેલા ભાગમાં મુર્તીનાં દર્શન કરવાને ગયો હતો; પણ જ્યાં સ્ત્રીઓ જાય છે, તે ઠેકાણે હું કદી ગયો નથી. મહારાજો અનીતિ કરે છે, એ વાત મેં આગળ સાંભળી નહીં હતી. વગર કારણે ગુલાલ ઉડાડવામાં હું અણુઘટતું સમજુ છું સ્ત્રીઓની ઉપર ગુલાલ નાખવો એ કામ હું અણુઘટતું, જંગલી અને અમર્યાદાનું સમજું છું. વ્યભીચાર સાથે તેનું કાંઇ સંબંધ નથી. 'બુકા' એટલે હરેક જાતનો બુકો. મહારાજો ગુલાલ ઉડાડતી વખતે તેની સાથે બીજો કેવો બુકો ઉડાડે છે, તે હું જાણુતો નથી. વલ્લભાચાર્યના પંથમાં ગુરૂનો હોદો વંશ પરંપરા તેમના છોકરાઓને મળે છે તે પ્રમાણે બીજા પંથમાં મળે છે કે નહીં તે હું કહી શકતો નથી. હું ધારૂં છું કે શીવ માર્ગીઓમાં જે મુખ્ય ચેલો હોય છે તે ગુરૂ થાય છે. જે મહારાજ સાથે મારે મિત્રાચારી છે તે મોટો વિદ્વાન છે; પણ બધા મહારાજોમાં ફક્ત એજ મહારાજ વીદ્વાન છે એવું સાંભળ્યું છે બીજા મહારાજો વિદ્વાન કહેવાતા નથી. સઘળા હિંદુઓના ધર્મગુરૂ સ્ત્રીઓને ચરણુસ્પર્ષ કરવાની છુટ આપે છે. કેટલા-એક ગુરૂ ચરણુ સ્પર્ષ કરવા દેતા નથી. કોઈ પણ ધર્મગુરૂ સ્ત્રીઓ ઉપર

ગુલાલ નાખતાં મેં દીઠા નથી; પણ સ્ત્રીઓને ચરણસ્પર્ષ કરતાં જોઇ છે. કોઇપણ બીજા પંથમાં સેવક તથા સેવકીઓ પોતાના ધર્મગુરૂને હીંડોલામા ઘાલીને ઝુલાવતા હોય અથવા કેસરસ્નાન કરાવતા હોય એવું મેં જોયું નથી. કોઇ પણ ધર્મગુરૂનું જુઠણુ ( એઠું ) અથવા ઓગાર (ચાવેલા પાનસુપારી) તેમના સેવકો ખાય છે તથા તેના પોતીઆનું પાણી પીયે છે એવું મારા જાણવામાં આવ્યું નથી, કેટલાએક ધર્મગુરૂઓની ચાખડી (પાવડી) ની પુજા થાય છે તે મેં જોયું છે. હમારામાં છોકરાના બાપ, વડો ભાઇ, અથવા ગોર જે કોઇ શખ્સ છોકરાને જનોઈ પહેરાવે તે તેનો ગુરૂ કહેવાય છે, ગુરૂ કરવાનો રીવાજ કેમ શરૂ થયો તે હું કહી શકતો નથી. મહારાજ સીવાય બીજા ગુરૂઓને સ્ત્રીઓ તન, મન, ધન, અર્પણ કરે છે કે નહીં તેની મને ખબર નથી. ગોકુલનાથજીની ટીકાનો મરાઠી તરજુમો મેં જોયો છે; અને તેમાં તન, ધન, આચાર્યને અર્પણ કરવાનું લખેલું છે. પુરૂષોત્તમ એ બોલ ફક્ત ઇશ્વરનેજ લાગે છે એમ હું સમજું છું વૈષ્ણવો તેનો અર્થ કેવી રીતે સમજે છે તે હું જાણતો નથી. લાઇબલની બીનાના છેલ્લા ભાગમાં એક વાકયના તરજુમા વીશે ડાકટર વીલસનના મતની સાથે હું એક મળતો થતો નથી.''

(૯) **મથુરાદાસ લવજી**–''હું ભાટીઓ વેપારી, વલ્લભાચાર્ય પંથનો છું, ગુજરાતી; મરાઠી અને વ્રજ ભાષા જાણું છું મેં મારા પંથના કેટલાએક પુસ્તકો વાંચ્યા છે તે પુસ્તકોના નામઃ—'ગુરૂ સેવા,' 'પુષ્ટી પ્રવાહ મર્યાદા ટીકા' 'સીદ્ધાંત રહસ્ય' 'વચનામૃત' 'રસભાવના,' 'ચતુરસ્લોકી,' ચોરાસી વૈષ્ણવની વાર્તા,' 'બસો બાવનની વાર્તા' ઇત્યાદી. એ પુસ્તક મધ્યેના કેટલાએક પુસ્તક મેં કરસનદાસને કોર્ટ મધ્યે રજુ કરવાને આપેલા છે. હું મારા પંથના મતથી તથા અસલ હીંદુ ધર્મથી ઘણો ખરો વાકેફ છું ભાગવત અને બીજા શાસ્ત્ર સાંભળી હું અસલ હીંદુ ધર્મથી વાકેફ થયો છું હમારો પંથ અસલ હીંદુ ધર્મથી જુદો છે. હમારા પંથમાં મુર્તી પુજવાની જે રીત છે તે વેદ શાસ્ત્ર પ્રમાણે નથી પણ વલ્લભાચાર્યે કરી દેખાડી છે તે પ્રમાણે છે. બાલબોધ નામના હમારા પંથના પુસ્તકમાં કહ્યું છે કે કલીયુગમાં (એટલે હાલના વખતમાં) કોઇ વેદ વાંચી શકશે નહીં. અને વેદમાં કહેલાં કર્મો કીધાથી મુકતી થતી નથી. પણ ફક્ત સ્વર્ગ મળે છે, ગોકુળનાથજીએ વચનામૃતમાં જણાવ્યું છે કે બીજા શાસ્ત્ર પુષ્ટીમાર્ગ (એટલે મહારાજનો પંથ) થી અંતરાય કરાવનારાં છે વાસ્તે તે શાસ્ત્ર

માનવા નહીં હમારા પંથમાં વલ્લભાચાર્ય તેના પુત્ર વીઠલનાથજી (ગુંસાઇજી) અને તેના વંશના સઘળા મહારાજોને ઇશ્વરનો અવતાર ગણવામાં આવે છે. વલ્લભાચાર્ય તથા વીઠલનાથજીને પુર્ણ પુરૂષોત્તમ એટલે પુરો ઇશ્વર કરીને ગણવામાં આવે છે, મહારાજો જુદા જુદા નામથી ઓળખાય છે. વલ્લભ કુલ, વલ્લભના બાળક, વલ્લભ દેવ, પુર્ણ પુરૂષોત્તમ, આચાર્ય, અગ્નિરૂપ, ઇત્યાદી, વલ્લભાચાર્ય અને તેનો પુત્ર ૧૦૮ નામથી ઓળખાય છે. મહારાજોને સેવા કરતી વેળાયે હમારા લોકો મહાપ્રભુ પણ કહે છે. ભાટીઆ જ્ઞાતનો મોટો ભાગ મહારાજને ઇશ્વર પ્રમાણે માને છે અને મહારાજની છબીને પણ પુજે છે. વળી દરેક મહારાજના નામનું સ્મરણ પણ કરવામાં આવે છે અને તે જ્યાં છે ત્યારથી તેને ઇશ્વર ગણવામાં આવે છે. તેના ગુણ, તેની યોગ્યતા તથા તેની સીકલ વીશે કાંઇપિણ દરકાર રાખવામાં આવતી નથી. ઇશ્વરના સર્વે અવતારમાં વલ્લભનો અવતાર હમારા લોકો સૌથી સરસ ગણે છે. વલ્લભ એ લક્ષ્મણ ભટનો છોકરો તથા તૈલંગો બ્રાહ્મણ હતો. તૈલંગા બ્રાહ્મણ મહારાજોની સાથે જાતી વહેવાર રાખતા નથી. આખા હિંદુસ્થાનમાં બાર કરોડ હિંદુઓમાં ફક્ત બે લાખ હિંદુઓ મહારાજને માને છે. કંઠી બાંધે છે તથા બ્રહ્મ સંબંધ આપે છે તે સિવાય બીજે કોઇ વખતે મહારાજ પોતાના સેવકોને ધર્મ ઉપદેશ કરતા નથી. બ્રહ્મ સંબંધ કરાવતી વખતે મહારાજ પોતાના સેવકોને મ્હોડે આ પ્રમાણે મંત્ર બોલાવે છે. 'હું કૃષ્ણથી ઘણો વખત થયો જુદો પડયો છું (વચમાંના શબ્દો મને યાદ નથી) હું મારૂં તન, મન, ધન તથા ઇંદ્રિ, બાયડી, છોકરાં, ઘરબાર સઘળું કૃષ્ણને અર્પણ કરૂં છું. આ મંત્ર છોકરાંઓને મોહોડે તથા પરણ્યા પછી છોકરીઓને મોહોડે સમર્પણ આપતી વખતે બોલાવે છે હમારા લોકો મહારાજને કૃષ્ણ પ્રમાણે માને છે. અને હમારા લોકો મહારાજોને તન, મન ધન, અર્પણ કરે છે. બરાબર જોઇએ તો હમારા લોકો મહારાજને પોતાની સઘળી દોલત આપી દેતા નથી. પણ સ્ત્રીઓ સાથે મહારાજ જારકર્મ કરે છે ખરા. રાસલીલાનો અર્થ જાર-ભાવની રમત અથવા જારકર્મ થાય છે. આ ચિત્રમાં કૃષ્ણ ઝાડ ઉપર બેઠા છે અને ગોપીઓ નીચે નગ્ન ઉભી છે તે ગોપીઓની સાથે કૃષ્ણે કરેલી લીલાનું ખરૂં ચિત્ર છે. એવાં ઘણાં ચિત્ર મહારાજના મંદીરમાં ટાંગેલાં હોય છે બીજા ચિત્રમાં ગોપીઓ કૃષ્ણ ઉપર ગુલાલ અને રંગનુ પાણી ઉડાડે છે. હમારા પંથનાં પુસ્તકમાં એવું જણાવ્યું છે કે હમારા પંથના સઘળા પુરૂષ તથા સર્વે સ્ત્રીઓ મર્ણ પછી ગઉલોક સ્વર્ગ મધ્યે ગોપી

થઇને અવતરશે તથા કૃષ્ણની સાથે રાસલીલા રમશે. મહારાજો જ્યારે ઠાકોરજીની આરતી ઉતારે છે ત્યારે તેઓ ઉપરણો ઓઢે છે અને હંમેશ ચોટલા રાખે છે, તે એ ભાવથી કે તેઓ આ દુનીયામાં ગોપી છે. મારે વાદીની સાથે વાત થઇ હતી તેમાં તેણે મને કહ્યું છે કે હું સુરત જાઉં ત્યાંસુધી 'સ્વધર્મ વર્ધક' ચોપાનીયું લખવાનો બંદોબસ્ત જીવણજી મહારાજ સાથે કરો. એ ચોપાનીયું વૈષ્ણવ ધર્મ પ્રસારક મંડળીની તરફથી કહાડવામાં આવે છે, વાદી એ મંડળીનો પ્રમુખ છે. અને વાદીએ કહ્યું કે એ ચોપાનીયું હું ગોરધનદાસની સાથે મળીને લખું છું, એ ચોપાનીયાના ફેલાવાને વાસ્તે વાદીએ ચાણુકના છાપાખાનામાંથી એક હેંડબીલ કહાડયું હતું તે મેં વાંચ્યું છે. એ હેંડબીલ વાદીનાં મંદીરના દરવાજા આગળ મને મળ્યું મને હમારા લોકોમાં 'મથુરા પંથ' કરીને કહે છે; કારણ મારા વિચાર મહારાજની અનીતિ અને વ્યભીચારની વીરૂધ છે. તે ઉપરથી મેં જાણે નવો પંથ ઉભો કીધો હોય એમ મારૂં નામ પાડયું છે, પણ મેં કાંઇ નવો પંથ ઉભો કીધો નથી મહારાજોની અનીતિ વીશે મારા બચપણમાં મને મારા બાપે ઉપદેશ કીધો છે. મહારાજોનાં વ્યભીચારથી હમારા પંથના ઘણા લોકો જાણીતા છે પણ ઘણા એક કારણને લીધે તે જાહેર કરવાને અચકાય છે, આશરે આઠ નવ વરસ થયાં હું મારા મીત્રોને મહારાજોની અનીતિ વીશે ઉપદેશ કરતો આવ્યો છું. મહારાજો અનીતિવાન છતાં હું તથા મારા મીત્રો તેમને માન આપીએ છીએ તે ફકત બહારથીજ આપીએ છીએ. સવંત ૧૯૧૧ (સન ૧૮૫૫) માં ભાટીઆઓએ એક લખત તઇઆર કીધું હતું તે મધે કેટલાએક બંદોબસ્તની સાથે એક આ બંદોબસ્ત પણ કીધો હતો કે સ્ત્રીઓને શીઆળામાં પાછલી રાતે દર્શન કરવા મોકલવી નહીં. એ બંદોબસ્ત કરવાને જે સભા ભરાઇ હતી તેમાં હું હાજર થયો હતો. ત્યાં એવો ઠરાવ થયો કે હાલ મહારાજ અને બ્રાહ્મણો વચ્ચે (ભુલેશ્વરના છપ્પન ભોગ વીશે) તકરાર ચાલે છે, તેથી મહારાજને હલકું નહી લાગે એટલાં માટે બાયડીઓને દર્શને મોકલવા બાબતનો બંદોબસ્ત એક વરસ પછી અમલમાં લાવવો. આ ફરીઆદ ચાલુ થયા પછી મહારાજનો મુકદમો ચલાવનાર પ્રભુદાસના છાપખાનાંમાંથી એક હેંડબીલ નીકલ્યું હતું, અને તેમાં જણાવ્યું હતું કે એ લખત આ કોર્ટમાં હાજર કરવાને વાસ્તે પ્રતીવાદીને કોઇ પણ ભાટીઆ શેઠીઆએ આપવો નહીં. મહારાજોના વ્યભીચારની વાત હમારા લોકોમાં પ્રસિધ્ધ છે, અને સન ૧૮૫૫ પછી મહારાજોની ચાલમાં કાંઇ સુધારો થયો નથી.

આસરે ૮ વરસ ઉપર ખટાઉ મકનજીના સાથે ગોકલદાસ તેજપાલની વાડીમાં હું ગયો હતો ત્યારે હમને તે વાડીના માળીએ જણાવ્યું કે એક મહારાજ ચાર સ્ત્રીઓને સાથે લઈ આવ્યો છે. ગોકલદાસ અને લક્ષ્મીદાસ હમારી અગાઉ આવ્યા હતા તે ઉપલી વાત સાંભળીને સામેની વાડીમાં બેઠા હતા. માલીએ એ વાત કહ્યા છતાં પણ હું તથા ખટાઉ શેઠ ગોકલદાસની વાડીની અંદર ગયા, હમને જોઈને લક્ષ્મીદાસ ખીમજી હમારી પાછળ આવ્યા. ખટાઉ મકનજી રસોડામાં ઉભો રહ્યો અને હું બંગલામાં ગયો. બે બૈરી બંગલાના દીવાનખાનામાં બેઠી હતી. તેઓએ મને નાપાડી, તેવું છતાં પણ હું આગળ ધસ્યો અને માંહેલા ઓરડાના બારણાનો આંકડો અંદરથી દીધેલો હતો તે મારી છરીથી મેં ઉઘાડયો. મેં—નામના એક મહારાજને એક સ્ત્રી સાથે જારકર્મ કરતાં દીઠો, બીજી સ્ત્રી તેજ ઓરડામાં બેઠી હતી. મહારાજ મને જોઇને શરમાઈ ગયો અને ધોતીયું બાંધવા લાગ્યો. તે સ્ત્રી ભાટીઆ જ્ઞાતની હતી. તે પરણેલી અને પચીસ ત્રીસ વરસની હતી. મહારાજને જારકર્મ કરતાં જોઇને મેં તેના દર્શન કીધાં. શેઠ લક્ષ્મીદાસ તેટલીવારમાં આવી પહોંચ્યા અને મહારાજે શેઠ ગોકલદાસને બોલાવવા માણસ મોકલ્યો અને તે આવ્યા ત્યારે તેને બરફી તથા બીડું આપ્યું તે સ્ત્રીઓને મહારાજે રજા આપી. હમારામાંના એક સોબતીએ તે મધેની એક સ્ત્રીને પાટલો માર્યો; એ વાત છુપી રાખવા માટે મહારાજે ગોકલદાસને કહ્યું પણ મેં સાફ કહ્યું કે હું એ વાત છુપી રાખી શકનાર નથી. હમારામાં 'રસ મંડળી' થાય છે, રસ મંડળીવાળા ભાવકી સેવક કેહેવાય છે, કેમકે મહારાજોને વધારે માન આપે છે અને પોતે વધારે વ્યભીચાર કરે છે. એ મંડળીવાળા બહારના માણસને પોતાનામાં સામેલ કરતા નથી. તેઓ પોતાની સ્ત્રીઓને સાથે લઈને જાય છે. હું પોતે એ મંડળીમાં કદી સામેલ થયો નથી.

(તેરમો દીવસ; શુક્રવાર, તા૦ ૧૪ મી ફેબ્રુઆરી.)

"મેં સ્ત્રીઓને મહારાજ પાસે આવતાં ઘણી વખત જોઇ છે. મેં દસ વીસ મહારાજની પાસે સ્ત્રીઓને આવતાં દીઠી છે સ્ત્રીઓ પોતાને હાથે મહારાજના ચરણસ્પર્શ કરીને તે હાથ આંખને લગાડે છે. વાદીના ચર્ણસ્પર્શ કરતાં પણ મેં સ્ત્રીઓને જોઈ છે. કેટલાએક મહારાજો એ વખતે પોતાના પગના અંગુઠાથી સ્ત્રીઓના હાથ દાબે છે. વાદીને મેં તેમ કરતાં જોયો નથી. પગના અંગુઠાથી સ્ત્રીઓનો હાથ દાબવો

એ જારકર્મ કરવાની ઇશારત છે. સ્ત્રીઓ જ્યારે મહારાજની સામે જુએ છે ત્યારે મહારાજો પોતાની આંખથી ઇશારત કરે છે. એ ઇશારત ઉપરથીજ સ્ત્રીઓ ભીતર (અંદર)ના ઓરડામાં જાય છે. આ વાત હું મારા પોતાના અનુભવ ઉપરથી કહું છું. વસંત પંચમી પછી મહારાજો ગુલાલ ઉડાડે છે. જે સ્ત્રીઓ સાથે મહારાજ જારકર્મ કરવાની ઇચ્છા રાખે છે તે સ્ત્રીઓ ઉપર તેઓ વધારે ગુલાલ નાખે છે. રંગના પાણીની પીચકારી પણ એવી સ્ત્રીઓની છાતી ઉપર તાકીને મારે છે. મહારાજોની હજુર સેવકીઓ જાર ભાવના ગીત ગાય છે, જેવાંકે 'સુતી જગાઈ, મેરેકું અધર ઉઠાઈ' તેડી જાયતો હમારો મન ઠરે' 'હું વલ્લભ વર (મહારાજા)ને વરી છઉં' ઇત્યાદી, આ ગીત મહારાજની હજુર ગાવામાં આવે છે તે ઉપરથી તેની મતલબ ખુલ્લી માલુમ પડે છે. મહારાજો વ્યભીચારી છે એ વાત મશહુર છે. બીજા મહારાજોના કરતાં વાદીની આબરૂ સારી નથી. હમારા શાસ્ત્ર મીતાક્ષરા પ્રમાણે સ્ત્રીની ઉપર ગુલાલ અથવા કાંઈપણ ભુકો (સુગંધી ભુકો) નાખવો એ વ્યભીચાર છે. અને તેની શીક્ષા વ્યભીચારના મથાળાં હેઠળ લખવામાં આવી છે, જાર ભાવના ગરબા ગાવા એ પણ નીતિ શાસ્ત્રથી વીરૂદ્ધ છે; પણ હમારા લોકો મુંગે મોહોડે જોયા કરે છે, અને પોતાની હજુરમાં મહારાજોની આગળ એવાં ગીત ગાવાની (સ્ત્રીઓને) છુટ આપે છે. આશરે ૧૬ મહીના ઉપર વાદીની સાથે મારી પેહેલી ઓળખાણ જીવરાજ બાલુને ઘેર થઈ. મુંબઈ મધે હું સાત આઠ મહારાજોને ઓળખું છું, તેઓનાં નામ, જીવણજી, ગોકલેશજી, ચીમનજી, મગનજી, દ્વારકાનાથજી, જદુનાથજી. કચ્છ માંડવી તથા બેટ મધ્યે પણ મેં મહારાજોને દીઠા છે. માડવીમાં રણછોડજી મહારાજ છે તેની સાથે અને ત્યાંના માજી મહારાજ (મહારાજની વીધવા) સાથે મારી ઓળખાણ છે. (આ ઠેકાણે ચીફ જસ્ટીસ સર માથ્યુ સાસે જણાવ્યું કે ગઈ કાલે—નામના એક મહારાજ વીષે સાહેદી નોંધાયા પછી હમોએ ઘણો વિચાર કીધો છે અને એવું માલુમ પડે છે કે જે મહારાજ હાજર નથી તે મહારાજોનાં વ્યભીચારની બારીક વાત સાહેદીમાં નોંધવી--એ ઘણું ગેરવાજબી છે. તેટલા વાસ્તે—નામના એક મહારાજ વીષે ગઇ કાલે પડેલી સાહેદી હમે વિચારમાં લેનાર નથી અને હવે પછી બીજા મહારાજોના વ્યભીચારની વાત ફકત સાધારણ શબ્દોમા સાંભળીશું,) સ્ત્રીઓના દર્શન વીશે બંદોબસ્ત કરવાને મેં પોતે મહારાજને

વીનતી કીધી હતી પણ મહારાજે તે બહાલ રાખવાને ના પાડી. એ વીશે મારે મહારાજની સાથે કેટલીએક તકરાર થઈ હતી. જીવણજી મહારાજ સાથે મારે જે વાર્તચીત થઇ હતી તે ખાનગી હતી તે જણાવવાને હું ખુશી નથી અને તેમ કરતાં કોર્ટ ફરજ પાડે તો હું લાચાર છું (કોર્ટે ફરજ પડી,) જીવણજીએ કહ્યું કે 'સહુ કોઈ પોત પોતાના ઘરના માલેક છે, વ્યભીચાર બહુ વધ્યો છે. અને તેનો અટકાવ કરવો ઘણું મુશ્કેલ છે, જેઓ મારેથી મોટા છે તેઓને મારાથી કેહેવાય નહી અને કદાચ કહું તો તેઓ મારી વાત માને નહીં શ્રી નાથજી તથા શ્રી મથરેશજી વાળા મહારાજો એ કામમાં સામેલ થાય નહી ત્યાં સુધી મારાથી કાંઈ થઈ શકવાનું નથી. મહારાજોને મોટી પેદાશ સ્ત્રીઓ પાસેથી ઉપજે છે તે પેદાશનું મુળ કહાડી નાંખવું એ ઘણું મુશકેલ કામ છે. જે માણસને દરરોજ એક તોલા અફીણ ખાવાની ટેવ પડી છે તે એકદમ મુકાતી નથી તે પ્રમાણે મહારાજોના વ્યભીચારનો એકદમ અટકાવ થઇ શકવાનો નથી' એ પ્રમાણે વાતચીત થયા પછી જીવણજીએ મને કહ્યું કે તમો જરા ધીરજ પકડો હું તેનો બંદોબસ્ત ધીરજથી કરાવી આપીશ જીવણજી સાથે એવી મતલબની વાત એકથી વધારે વાર થઈ હતી. જીવરાજ બાલુને ત્યાં વાદીની જ્યારે મારી સાથે પેહેલ વેહેલી મુલાકાત થઇ ત્યારે સ્ત્રી કેલવણી તથા બીજી બાબદો સંબંધી મારે એ મહારાજની સાથે વાત ચીત થઇ હતી એ વાત ચીતમાં તેણે મને એવું જણાવ્યું કે 'હમે કહીએ તે પ્રમાણે તમારે કરવું જોઇએ પણ કરીએ તે પ્રમાણે નહી' મેં કહ્યું કે તમે જે વાત કરવાને કહો તે વાત જો સારી નહીં હોય, તો તમારા કહ્યા પ્રમાણે ચાલવાને હમે બંધાયલા નથી. વાદીએ કહ્યું કે હમે જે કહીએ તે કરવાને તમે બંધાયલા છો. મેં કહ્યું કે હું તમને પ્રાચીન શાસ્ત્રમાંથી મારી વાતની સાબેતીના દાખલા આપું મહારાજે કહ્યું કે તમે ફુરસદે મારે ઘેર આવજો. મેં વળી કહ્યું કે મહારાજોની ફરજ છે કે શાસ્ત્રનો અભ્યાસ કરે તથા પોતાના સેવકોને ઉપદેશ કરે પણ તેમ તેઓ કરતા નથી. ત્યારે મહારાજે કહ્યું કે એમ કરવાની કાંઈ જરૂર નથી: પણ હમે કહીએ તેમ તમારે કરવું જોઇએ. બીજી વખતે મેં પુસ્તક શાળા ઉઘાડવા વીશે વાત કહાડી ત્યારે વાદીએ કહ્યું કે તે કારણ માટે (ઉઘરાણાનો) ખરડો તૈયાર કીધો છે તેમાં નાણું ભરાવી આપો. મેં કહ્યું કે હું નાણું ભરાવી આપું; પણ પૈસા તમારી પાસે રહે

નહીં. મહારાજે કહ્યું કે એ પૈસા તમારા સ્વાધીનમાં રાખજો. આ વાત લાઇબિલની બીના છપાયા પછી થઈ. શંકરાચાર્ય ધર્મગુરૂ સ્ત્રીઓને પોતાની પાસે આવવા દેતા નથી. મેં દશમર્મ વ્રજ ભાષામાં તથા મરાઠીમાં વાંચ્યા છે. મરાઠી પુસ્તકમાં પ્રગટ થયલા મર્મ હમારા પંથના દ્વારકેશના મર્મ પ્રમાણે છે. વાદી જદુનાથજી મહારાજના ચોપાનીયામાં તથા ગોકુળનાથજીની ટીકામાં જે મત પ્રગટ કરવામાં આવ્યા છે. તેથી હમારા લોકોમાં હું ધારૂં છું કે વ્યભીચારને ઉત્તેજન મળે છે. સ્વધર્મ વર્ધકમાં એક ઠેકાણે લખ્યું છે કે ઇશ્વર ઉપર જારભાવની પ્રિતી રાખવી અને બીજે ઠેકાણે લખ્યું છે કે કલીયુગમાં એવી પ્રિતી ઇશ્વર ઉપર રાખી શકાતી નથી. એ બે વાતમાંથી પેહેલી વાતની અસર હમારા લોકોના મન ઉપર જલદીથી અને સહેલાઇથી થાય છે. ઇશ્વરની સાથે જારભાવની પ્રિતિ રાખવી એટલે મહારાજ અને વૈષ્ણવો વચ્ચે જારભાવની પ્રિતી રાખવી એવું સમજવું. તન અર્પણ કરવું એટલે વહુ દીકરીઓના તન પણ મહારાજોને અર્પણ કરવા. મહારાજોની ગેરહાજરીમાં તેમની બેઠકનાં પણ દર્શન હમારા લોકો કરે છે, અને બેઠકને પણ હમારા લોકો તેટલુંજ માન આપે છે.

ઉલટ પાલટ તપાસ--"મેં નવો પંથ ચલાવ્યો અથવા હું નવો પંથ ચલાવવાનો છું એટલા માટે મને 'મથરાં પંથનું' નામ આપ્યું નથી. એ નામ મને એટલાજ માટે આપ્યું છે કે હું મહારાજના હું વ્યભીચારની સામે થયો છું. જીવણજી મહારાજના મંદીરમાં હું કોઇ વેળાએ જાઉં છું. હું મારી સ્ત્રીને જીવણજીના અથવા કોઈ પણ મહારાજના મંદીરમાં મોકલતો નથી. બીજા વૈષ્ણવો પોતાની સ્ત્રીઓને મોકલે છે. થોડાજ વૈષ્ણવોની સ્ત્રીઓ મંદીરમાં દર્શન કરવા જતી નથી. જીવણજીને હું ઇશ્વર સમજીને માન આપતો નથી. બીજા વૈષ્ણવો મહારાજોના ચર્ણસ્પર્શ કરે છે, હીંડોલામાં બેસાડીને ઝુલાવે છે, ઠાકોરજીની પેઠે મહારાજોને પણ પવીત્રાં પેહેરાવે છે. મહારાજોના પગની રજ ઉંચકીને તેઓ પોતાના મોહોડામાં મુકે છે જ્યારે મહારાજની પુજા વૈષ્ણવો કરે છે ત્યારે તેને મહાપ્રભુજી, પુરષોત્તમ, વલ્લભદેવ કરીને બોલાવે છે. આ નામથી મહારાજને બોલાવે છે અને ઠાકોરજીની મુર્તિને નહીં તે હું સોગન ખાઇને કહું છું મહારાજો બાહાર બેસે છે, તે વેળાએ તેમના સેવકો દર્શન કરવાને આવે છે. ઠાકોરજીના મંદીરનાં બારણાં તે વખત બંધ હોય છે. હું બીજા મહારાજોના મંદીરમાં પણ

દર્શન કરવાને ગયલો છઉં. પુજા તથા સેવાની રીત બધા મંદીરમાં એકજ સરખી હોય છે. હું ફકત મુરતીનાજ દર્શન કરવા જાઉં છું; મહારાજને હું હાથ જોડું છું પણ કોઈ રીતે તેની પુજા કરતો નથી. હમારા પંથના પુસ્તકોમાં લખ્યું છે કે મહારાજની સેવા ઇશ્વિરની સેવાની પેઠે કરવી જોઇએ. મહારાજો બ્રાહ્મણ છે અને તેઓ ગુરૂ પ્રમાણે ગણાય છે. તેઓ બ્રાહ્મણ છે તે ઉપરથી તેઓ કાંઇ ધર્મગુરૂ કહેવાય નહીં. થોડાજ વૈષ્ણવો મહારાજને ઇશ્વર ગણતા નથી. હું મહારાજોને ઇશ્વર ગણતો નથી; પણ મારો ભાઇ તેઓને ઇશ્વિર ગણે છે. તન મન ધન, સઘળા હીંદુઓ પોતાના ગુરૂને અર્પણ કરતા નથી. તન મન, ધન, અર્પણ કર્યા પછી મહારાજની મરજીમાં આવે તે પ્રમાણે સેવકીઓ સાથે ચાલ ચલાવી શકે એ વાત અમારા લોકોમાં પ્રસિદ્ધ છે. વાદીને કાંઇ પણ બદફેલી કરતાં મેં પોતે દીઠો નથી; પણ તે વિષે મેં સાંભળ્યું છે. આશરે ચાર વરસ ઉપર મારી છોકરીનાં લગ્ન હતાં. ત્યારે તે છોકરીના સસરાએ એક મહારાજને તેડયો હતો. એ વેળાએ સુતકની બાબત ઉપરથી મહારાજોને મારી પાસેથી સવા પાંચ રૂપીઆનો દંડ માગ્યો હતો; પણ તે દંડ મેં આપ્યો નહીં પણ મારી વતી મારા એક મિત્રે આપ્યો હતો. કૃષ્ણલીલા એટલે કૃષ્ણની સાથેની જારભાવની રમત. એ રમત કૃષ્ણ જ્યારે છ સાત વરસની ઉમરના હતા ત્યારે શરૂ થઇ હતી અને તે અગીઆર વરસના થયા ત્યારે બંધ કરી. આશરે ચાર પાંચ વરસ ઉપર કૃષ્ણ લીલાનું નાટક મહારાજના મંદીરમાં મેં જોયું હતું, અને તે વેળાએ પુરૂષ તથા સ્ત્રીઓ હાજર હતાં. એ લીલાનાં ચિત્ર કોઇ કોઇ ઘેરની ભીંત ઉપર પાડેલાં દીઠામાં આવે છે; પણ તેમાં સ્ત્રીઓને નગ્ન પાડવામાં આવતી નથી. ભાગવતના સારાંશ (ચુરણીકા) ની ચોપડી અમદાવાદ મધ્યે આસરે પાંચ વરસની ઉપર છપાએલી છે તેની અંદર (એક બે) ઘણાજ નાગાં ચિત્ર છાપવામાં આવ્યાં છે. વૈષ્ણવો એ પુસ્તકને માને છે. ઝાડની ઉપર ઉભા રહીને પુરૂષ અથવા સ્ત્રીઓને નાગાં જોવાં એ અમર્યાદાનું કામ છે. એ પ્રમાણે હું પોતે કદી ઝાડ ઉપર ચહડયો નથી. વેદનાં પુસ્તકોમાં એવા ચિત્ર મેં દીઠાં નથી. મહારાજો ચોટલા રાખે છે અને આ દુનીઆમાં ગોપી છે, એમ તેઓ સમજે છે. એ પ્રમાણે હમારા પંથમાં લખ્યું છે હીંદુઓ પોતાને માથે ચોટલો અથવા ચોટલી રાખે છે. તે એવી મતલબથી નહીં કે તેઓનાં મરણ પછી દેવના (ફરેસ્તાંઓ) ચોટલો અથવા ચોટલી પકડીને સ્વર્ગમાં

લઇ જાય, પુજા કરતી વખતે ફકત શીખા બાંધવા વાસ્તે તે રાખવ.માં આવે છે. વાદી સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવાનું કહે છે તેમાં ફક્ત ઠગાઇ છે. મેં સાંભળ્યું છે કે તેણે સુરતમાં એક નિશાળ કહાડી છે, અને તેના ખરચને માટે મુંબઇમાં ઉઘરાણું કીધું છે. ૧૮૫૫ માં ભાટીઆઓની જે સભા મળી હતી ત્યાં ઘણાં એક ઠરાવો થયા તે મધ્યેનો એક ઠરાવ સ્ત્રીઓને દર્શન કરવા દેવા વીષેનો હતો તેની મતલબ એ હતી કે મહારાજો વ્યભીચાર કરવાળી અટકે. પાંચ છ વરસની વાત ઉપર મેં ગોકલાધીશજી મહારાજને બે ત્રણ વખત દર્શન કરવાને આવેલી સ્ત્રીઓને ઈશારત કરતાં દીઠા છે, તે સ્ત્રીઓ હમારી જાતની હતી તે હું તેના પોશાક ઉપરથી કહી શકું છું. મંદીરના જે ભાગમાં મહારાજનાં બાયડી છોકરાંઓ રહે છે તે ઠેકાણે વ્યભીચાર થતો નથી પણ બીજા ઓરડામાં થાય છે. હું તેમના સુવ.ના ઓરામાં ગયેલો છું અને સ્ત્રીઓને ત્યાં જતાં દીઠી છે, હું ફકત એકજ વખત ગોકલાધીશના સુવાના ઓરડામાં ગયો હતો, ત્યાં તેણે મને એક ટીપમાં નાણું ભરાવી આપવાને બોલાવ્યો હતો મહારાજોના સુવાના ઓરડાની પાસે ઘણું કરીને વીધવા સ્ત્રીઓ ઉભી રહે છે એજ તેઓનો ધંધો છે, મેં દ્વારકાનાથજી મહારાજને પણ એક સેવકીની તરફ ઈશારત કરતાં દીઠો છે, તે પોતાના હાથથી ઇશારત કરતો હતો તેવામાં મને જોઇને તેણે પોતાનો હાથ પાછો ખેંચી લીધો. તે સ્ત્રી મહારાજ પાસે કાંઇ ચીજ માગતી હતી અને મહારાજે પોતાના હાથની કોણી વાળીને જણાવ્યું કે આ—લે. તે સ્ત્રી પરણેલી અને આશરે વીસ વરસની હતી. મારી છોકરીના વીવાહને અવસરે તેની સાસુની ઉપર મેં ગુલાલ નાખ્યો હતો અને તેના બદલામાં તેને પેહેરામણી આપી હતી. પણ મહારાજ જેવી રીતે અને જેવી મતલબથી ગુલાલ ઉડાડે છે તેવી રીતે અને તેવી મતલબથી મેં ગુલાલ નાખ્યો નહીં હતો. મટુજી મહારાજે કેટલાંએક વરસ ઉપર મહાલક્ષ્મીમાં ગુલાલ ઉડાડેલો હતો તે મને ખબર છે. બેટ મધ્યે જ્યારે મહારાજો ગુલાલ ઉડાડે છે, ત્યારે તેઓ સ્ત્રીઓને અડકે છે. હમારા લોકોમાં લગ્નને અવસરે બાયડીઓ ભુંડાં ગીત (ફટાણા) ગાય છે. પણ તેમાં અને મહારાજો પાસે જાર ભાવના ગીત ગાય છે તેમાં ઘણો ફેર છે. એ ગીતોમાં સ્ત્રીઓ મહારાજ સાથે જાર કર્મ કરવાનું પોતે માંગી લે છે; પણ લગ્નના ફટાણામાં એક બાજુની સ્ત્રીઓ સામી બાજુની સ્ત્રીઓને ગાળો દે છે. મહારાજોની બેઠક મેં મુંબઇ, બેટ, અને માંડવીમાં જોઈ છે, અને વૈષ્ણવો તે બેઠકોના દર્શન કરવા જાય છે. મુંબઇના

ભાટીઆ જો કેળવણી પામેલા હોય તો મહારાજો આવો વ્યભીચાર ચલાવી શકે નહીં. સન ૧૯૫૫ની સભાનો એહેવાલ 'સત્ય પ્રકાશ' મધ્યે પુરો આવ્યો નથી. સ્ત્રીઓને દર્શન કરવા દેવાની વાત તેમાં જણાવી નથી.

પાછી તપાસ—"સન ૧૮૫૫ની સભાનો સાર તે વરસના ડીસેમ્બરના 'સમાચાર' તથા 'જામે જમશેદ'માં પ્રગટ થયો છે તે ખરો છે 'સત્ય પ્રકાશ'માં એ દર્શનનો ઠરાવ પ્રગટ નહીં થયો તેનું કારણ હું ધારૂં છું જે એ હશે કે એ ઠરાવ એક વરસ સુધી અમલમાં આવવાનો નહીં હતો. લગ્ન ઉપર ફટાણાં ગીત ગાવાનો ચાલ દહાડે દહાડે ઓછો થતો જાય છે, તે 'સત્ય પ્રકાશ'ની મેહેનતને લીધે. મહારાજોએ એકઠા મળીને મને દંડ કરવાનો ઠરાવ કીધો હતો કારણ કે હું મહારાજની અનીતિની સામે થયો હતો. એ પ્રમાણે મહારાજોએ ઘણી વખત પોતાના સેવકો પાસેથી દંડ લીધેલો છે. વાદીએ કહ્યું કે સુરતમાં તેણે છોકરીઓની એક નીશાળ કહાડી છે. પણ એ વાત વીશે મારી ખાતરી થઇ નથી. બેટમાં હમારા પંથના લોકોનું એક મુખ્ય મંદીર છે."

(૧૦) ડાકટર ભાઉ દાજી—"હું ગ્રાન્ટ મેડીકલ કોલેજનો ગ્રેડયુએટ" તથા મુંબઇની યુનીવર્સીટીનો 'ફેલો,' તથા બોમ્બે રૉયલ એશીઆટીક સોસાએટી તથા બીજી એવી ઘણીએક મંડળીઓનો મેમ્બર છું, આગલી 'બોર્ડ ઓફ એડયુકેશન'નો હું મેમ્બર હતો. અગાઉ મેં કેટલાએક નીબંધ લખ્યા હતા તેને માટે મને ઇનામો મળ્યાં છે. મુંબઇના દેશી તથા યુરોપીઅન રેહેવાસીઓએ છોકરીઓની એક નીશાળ મારા નામથી જાથુક ચાલુ કરી છે, હું શેણવી બ્રાહ્મણ છું અને વલ્લભાચાર્યના પંથમાં નથી, આ દેશનો ઇતિહાસ જાણવામાં તથા કેટલીએક જુની શોધ કરવામાં મેં ઘણી ઉલટ લીધી છે. મારો ડાકટરનો ધંધો દેશીઓમાં સારી રીતે ચાલે છે. મુંબઇના મહારાજાઓ પેહેલવેહેલાં (યુરોપીયન) દવા મારેજ હાથે લેવા લાગ્યા. હું વાદી જદુનાથજી મહારાજને ઓળખું છું આશરે દોહોડ વર્ષ ઉપર એક બે વખત હું તેને કાંઇ દરદને લગતી સલાહ આપવાને તેની પાસે ગયો હતો, (તેને શું દરદ થયું હતું તે વાત કહેવાની કોર્ટે ફરજ પાડવા ઉપરથી) તેને ચાંદીનુ દરદ થયું હતું તેણે તે દીને મારી દવા લીધી નહીં અને કહ્યું કે હું મારા માણસને તમારે ઘેર મોકલીશ. મારા મીત્ર શેઠ લક્ષ્મીદાસ ખીમજી તથા રાવસાહેબ વીશ્વનાથ નારાયણ તે વખતે હાજર હતા. અને વાદી પોતાના દર્દની હકીકત કેહેવા લાગ્યો ત્યારે

તે ઉઠી ગયા, હુ ધારૂં છું કે ત્યાર પછી એ મહારાજ સાથે મારી બીજી મુલાકાત થઇ નથી ચાંદીને કેટલાએક લોકો ટાંકી કરીને પણ કહે છે. તેણે મને જણાવ્યું કે દર્દની હકીકત તમને મારા માણસ સાથે કાલે કહેવડાવીશ તે મુજબ વાદીએ પોતાના સેક્રેટરી ગોર્ધનદાસને મારી પાસે મોકલ્યો. ગોર્ધનદાસે કહ્યું કે જદુનાથજી મહારાજને ચાંદી થઇ છે. તેને માટે ઓસડ આપો મેં કહ્યું કે એ દર્દ નજરે જોવું જોઇએ. એટલું કહીને પછી મેં તેને મલમ આપ્યો, ફરીથી વાદીએ મને તેડાવ્યો નહીં. એજ દર્દને માટે મેં બીજા ત્રણ મહારાજોની દવા કીધી છે. હું સન ૧૮૪૯ના ડીસેમ્બર મહીનામાં સુરત ગયો હતો ત્યારે જદુનાથજી મહારાજના બાપને મળ્યો હતો. નીતિ વીષે મેં વાદીની ઘણી ખરાબ આબરૂ સાંભળી હતી, અને મારો વિચાર જદુનાથજીની નીતિ વીશે ઘણોજ હલકો છે. બધા મહારાજોમાં ફક્ત જીવણજી વીદ્વાન છે એવું હું જાણું છું. બીજા મહારાજો સાધારણ બ્રાહ્મણોથી ચડતા નથી. મહારાજોને જે માન મળે છે તે વીદ્યાથી નહીં પણ તેઓ વલ્લભના વંશવાળા છે તેને માટે મળે છે મહારાજોને તેમના સેવકો કૃષ્ણ પ્રમાણે માને છે. મહારાજની પુજા કરતાં તેમના સેવકોને મેં જોયા છે. વૈષ્ણવો મુર્તિના દર્શન કર્યા પછી બહાર આવીને મહારાજના દર્શન કરે છે, દર્શને આવનારાઓમાં મર્યાદા જોવામાં આવતી નથી. સ્ત્રી પુરૂષ એક બીજા સાથે ભીડમાં અથડાય છે અને એક બીજાને કોણી મારે છે. મુર્તિની આગળ એક કઠેડા હોય છે અને તેની ઉપર બે માણસો ઉભા રહીને ઝાપટ (કોરડા) મારે છે. એ ઝાપટના મારથી દર્શન કરનારાઓને કોઇ વખતે ઘણું નુકશાન થાય છે. મારા જાણવામાં એવું આવ્યું છે કે એ મારથી એક બે શખ્સોની આંખ ગઈ છે. અને ઘણી સ્ત્રીઓએ પોતાના ઘરેણાં ખોયાં છે, મહારાજોનું નાહેલું પાણી સેંકડો લોકો લઇને પીએ છે તે મેં દીઠું છે. સ્ત્રીઓ પોતાને હાથે મહારાજના ચર્ણસ્પર્ષ કરી તે હાથ પોતાની આંખને લગાડે છે ઓના પગની રજ પણ તેઓ ખાય છે. મોટા મંદીરમાં ચોકમાં એક મુર્તિની એક બંગલી છે, અને મુર્તિની સેવા કર્યા પછી મહારાજ ત્યાં જાય છે. સેવકો મુર્તિનાં દર્શન કરે છે તેના કરતાં મહારાજના દર્શન વધારે ભાવથ કરે છે. તે બંગલીમાં બે ઓરડા છે, અને બે દાદર છે; તેમાંનો એક દાદર મંદીરમાં પડે છે અને બીજો બહારના દરવાજા પાસે છે. જનાનામાંથી પણ એ બંગલીમાં જવાય છે. મહારાજના ઘરની સ્ત્રીઓ પોતાના મોહડાં ઢાંકી રાખે છે, અને સેવકીઓના મોહોડાં ખુલ્લાં રહે છે. આ મંદીરમાં મેં

કૃષ્ણની લીલાના કેટલાએક ચિત્ર જોયાં છે પણ હું નથી ધારતો કે એ ચિત્ર નાગાં અથવા ભુંડાં હોય. આસરે વીસ વરસ ઉપર મેં એક મહારાજને જોયો હતો. તે સેવક તથા સેવકીઓને એક એક ચોપડીમાંથી ઘણાજ ભુંડાં તથા નાગા ચિત્ર દેખાડતો હતો. તે એટલો તો સ્ત્રી લંપટ હતા કે તે હમેશ સ્ત્રીઓ વીષેજ વાત કરતો હતો. તે વાત ચિત્રના જેવી ભુંડી નહીં હતી ચિત્ર તો ઘણાજ નાગાં અને ઘણાજ ભુંડાં હતાં. એક બે પ્રસંગે એક બીજા મહારાજે મારી પાસે એવી દવા માંગી કે જેથી કરીને સ્ત્રીઓને ગરભ રહે નહીં. બીજા મહારાજોની અનીતિ વીશે મારે જીવણજી મહારાજની સાથે કેટલીએક વેળા વાતચીત થઈ છે. એક વખત તો જાહેર વાત થઈ હતી. એ વીશે મેં મહારાજને સમજાવ્યા; પણ તેણે મને કહ્યું કે બીજા મહારાજો વ્યભીચાર કરે છે તે ઉપર મારો કાંઈ અખત્યાર નથી. આ વાત આશરે ત્રણ વરસપર થઈ હતી. મહારાજોએ નવો પંથ ઉભો કીધો છે, અને તેઓ ઉંચા બ્રાહ્મણો નથી. બ્રાહ્મણોએ છ કર્મકાંડ કરવાં જોઇએ;--હોમ કરવા અને કરાવવા, દાન લેવું અને આપવું ઇત્યાદી. મહારાજો ફકત દાન લે છે, પણ આપતા નથી. ઘણાખરા મહારાજો ગુરૂના હોદાને લાયક નથી. તેઓના આચરણ અસલ હીંદુ ધર્મને અનુસરતા નથી. હરએક છોકરાને તેનો બાપ, ભાઇ, અથવા ગોર જે કોઇ પુરૂષ મંત્ર ઉપદેશ કરે તે તેનો ગુરૂ કહેવાય છે. ગાયત્રીના મંત્ર ઉપદેશમાં તન, મન, અને ધન, અર્પણ કરવાની વાત છેજ નહીં. સ્ત્રીની ઉપર ગુલાલ નાંખવો એ રમત નીતિને અનુસરતી નથી. મીતાક્ષરા (શાસ્ત્ર) માં ત્રણ જાતનો વ્યભીચાર કહેલો છે તે મધ્યે એ એક જાતનો વ્યભીચાર છે. એ મીતાક્ષરાના કેટલાએક વાકયનો તરજુમો હું વાંચી સંભળાવુ છું—

"એકાંત જગાએ અથવા કવેળાએ ભાષણ કર્યા સીવાય પર સ્ત્રી "ઉપર તાકીને જોવુ, અથવા તેની સામે હસવું એ પેહેલી જાતનો "વ્યભીચાર કહેવાય. સુગંધી પદાર્થો (જેવા કે બુકા, અર્ગ તથા ફુલ) "નાખવાથી, અથવા ઘરેણાં, કપડાં, અથવા અન્નપાનથી પર સ્ત્રીને "લલચાવવું. એ મધ્યમ અથવા બીજી જાતનો વ્યભીચાર, એકાંત "જગાએ અને એકજ બેઠક ઉપર બેસવું અને એક બીજાને કોટી "કરવી, એક બીજાનાં ખભા ઉપર હાથ નાખવો, એક બીજાનો હાથ "પકડવો, અથવા એક બીજાના વાળ પકડીને રમવું, એ સઉથી મોટો ' અથવા ત્રીજી જાતનો વ્યભીચાર છે."

" પર સ્ત્રીએ પહેરેલા વસ્ત્રની ગાંઠ અથવા છાતી ઉપર ઓઢેલા
' સાળુનો છેડો, અથવા જાંગ અથવા વાળને જે કોઈ શખ્સ પ્રીતીથી
" હાથ લગાડે, અથવા એકાંત જગાએ અનેક વેળાએ એકજ બેઠક
" ઉપર પર સ્ત્રી સાથે બેઠેલો હોય તો તેને શીક્ષાને વાસ્તે પકડવો જોઇએ
" જે કોઈ મગરૂબીથી અથવા મુર્ખાઈથી એવું કબુલ કરે કે તેણે ફલાણી
" સ્ત્રીને ભોગવી છે તો તેને પણ વ્યભીચારને માટે પકડવો જોઈએ. "

" લીલાનો અર્થ ભાગવતમાં પણ જાર ભાવનો લખેલો છે. મહારાજો કેવા વાળ રાખે છે તે મારા ભાઇ, નારાયણ દાજીએ ફોટોગ્રાફ લીધો છે તે હું મારી સાથે લાવ્યો છું તેની ઉપરથી વધારે સારી રીતે દેખાડી શકીશ. મહારાજોની અનીતિ વીશે મરાઠી વર્તમાન પત્રોમાં પણ ઘણા વર્ષ થયાં ચર્ચા ચાલે છે. લાઇબલની બીનાનો છેલો વાક્ય મહારાજોને સાધારણ રીતે લાગુ પડે છે. વાદીની આબરૂ સુરતમાં ઘણીજ ખરાબ બોલાતી હતી.

ઉલટ પાલટ તપાસ "હું વૈદકનો ધંધો કરૂં છું. તે ધંધામાં સેંકડો જુદી જુદી જાતના ગરીબ અને તવંગર દેશીઓને મેં દવા આપેલી છે મારી ખાતરી છે કે વાદીએ ચાંદી શબ્દ વાપર્યો હતો. દર્દીઓ પોતાના દર્દનું નામ કહેવામાં કોઇ વેળાએ ભુલ કરે છે એ વાત ખરી છે રૂપાને બી ચાંદી કહે છે. અને ટાંકીનું દર્દ થયું હોય તેને બી ચાંદી કહે છે. વાદીનું દર્દ મેં પોતે નજરે જોયું નથી, કારણ કે તે મને દેખાડવામાં આવ્યુ નહીં હતું પણ વાદીના તથા તેના સેક્રેટરીના કહેવા ઉપરથી હું કહી શકું છું હીંદુઓમાં સુધારો થાય એવી હું ઇચ્છા રાખું છું વાદીએ સુરતમાં નીશાળ કહાડી છે એવું તે મને કહેતો હતો. તેની મરજી છોકરીઓને પોતાના પંથની કેલવણી આપવાની હતી રસ મંડળીમાં હું પોતે સામેલ થયો નથી; પણ વૈષ્ણવોમાં એવી મંડળીઓ ભરાય છે, એમ પુસ્તકોમાં લખેલું છે. હું ધારૂં છું કે ગોપીઓએ કૃષ્ણ સાથે સંગ કીધો નથી, પણ તેઓ કૃષ્ણની ઉપર આશક થએલી હતી. કૃષ્ણ અને ગોપીઓની વાત ફકત વલ્લભાચાર્ય પંથમાં નથી અજ્ઞાન અને અભણ લોકો કૃષ્ણના જારકર્મની વાત ખરેખરી માને છે, વિદ્વાન લોકો તેમ માનતા નથી. (કોરટના પુછવા ઉપરથી) મને એવું માલુમ પડયું કે વાદીએ કોઈ બીજાનું ઓસડ કીધું, પોતાનું દર્દ મને દેખાડવાને તેને ઠીક ભાસ્યું નહીં. લાઇબલની બીનાના છેલા ભાગના વાકયમાં મહારાજો વીશે લખ્યું છે તે ઉપરથી હું સમજું છું કે ઘણા ખરા

મહારાજો અને બધા મહારાજો નહીં. વાદીને એ વાકય પાધરો લાગુ પડતો નથી, કારણ તે વાક્યમાં વાદીનું નામ વાપર્યું નથી. અંગ્રેજી તરજુમા ઉપરથી વાદીને જરા વધારે લાગે છે; પણ અસલમાં કાંઈ તેમ નથી. જે લોકો એમ સમજતા હોય કે વાદી ખરાબ નીતિનો મહારાજ છે, તેઓ એ વાકય મધે જણાવેલો શબ્દ 'મહારાજો' માં વાદીને પણ ગણે; અને જેવો વાદીને ચોખો સમજતા હોય તેઓ તેમ ન ગણે. વાદીને વીષે મારો મત ખરાબ હતો તે ઉપરથી વાદીને પણ મેં તેવોજ ગણ્યો. અગર જો એની ખરાબ ચાલ વીષે હું કાંઇ જાણતો નહીં હોત તો એ લાઇબલની બીના વાંચ્યા પછી વાદીને બીજા મહારાજો સાથે ગણું કે નહીં તે વીશે મને શક રહેત."

(૧૧) ડાકટર **ધીરજરામ દલપતરામ**--"હું ગ્રાંન્ટ મેડીકલ કૅાલેજનો ગ્રેડયુએટ છું, અને લોકોમાં ડાકટરનો ધંધો કરૂં છું. વાદી જદુનાથજી મહારાજ સન ૧૮૬૦ ના જુલાઇ મહીનામાં શેઠ મંગળદાસ નથુભાઈની છોકરીઓની નીશાળમાં આવ્યો હતો ત્યારથી હું તેને ઓળખું છું મને તેણે કહ્યું તે ઉપરથી હું તેને ઘેર ગયો હતો. સન ૧૮૬૦ના ડીસેમ્બરમાં તેણે પોતાનું ઓસડ કરવા મને બોલાવ્યો હતો. (દર્દનું નામ કહેવા માટે કોર્ટે ફરજ પાડવા ઉપરથી) તેને ચાંદીનું દર્દ થયું હતું. મેં તે દર્દ પોતે તપાસીને મારી નજરે જોયું, અને તે ચાંદીજ છે એવું મને માલુમ પડયું તેણે મને એ દર્દની હકીકત કહી સંભળાવી. તે બોલ્યો એ દર્દ મને ત્રણ ચાર મહીના ઉપર કોઈ ખરાબ સ્ત્રી સાથે સંગ કરવાથી થયું હતું, તે પાછું હાલ ઉપડયું છે. ચાંદીની જગાએ 'બ્લૅકવૉશ' લગાડવાને તથા પારાની દવા પેટમાં ખાવાને મેં આપી. વાદીએ કહ્યું કે મને કેટલાંએક વરસ ઉપર એજ દર્દ થયું હતું અને મેં પારાની દવા બનાવી હતી તે ખાધાથી તે મટી ગયું હતું વાદીએ મને પુછ્યું કે જે સ્ત્રીને ચાંદીનું દર્દ ન હોય તેની સાથે સંગ કીધાથી એ દર્દ જાય છે, એ વાત તમે તમારાં વૈદક શાસ્ત્રના પુસ્તક મધ્યે વાંચી છે? મેં કહ્યું કે નહીં એ વિચાર ઘણોજ ખોટો છે. ત્યારે તેણે કહ્યું કે મેં એ વાત સુરત મધ્યે બે વખત અજમાવી જોઇ છે. તેમાં એક વખત એ ઇલાજથી મારૂં દર્દ મટી ગયું પણ બીજી વખતે મટયું નહીં, અને તેનું કારણ એવું ભાસે છે કે તે વખતે હું ઘણોજ નાકૌવત થઈ ગયો હતો.

ઉલટ પાલટ તપાસ–"વાદીને સન ૧૮૬૦ ના ડીસેમ્બર મહિનામાં મેં જોયો ત્યારે તેને ચાંદીનું દર્દ ત્રણ મહિનાં થયાં લાગેલું એવું મને માલુમ પડ્યું તેને ચાંદી થઈ છે એ વીશેની મારી ખાતરી એ દર્દ જોવા ઉપરથી તથા તેણે પોતાના દર્દની હકીકત કહી તે ઉપરથી થઇ. એ દર્દ મેં પોતે તપાસી જોયું હતું એક મહીના સુધી મે તેનું ઓસડ કીધું હતું. ઘણાએક વરસ થયાં હું સુરતમાં ગયો હતો. ચાંદીનાં દર્દીને પારાની દવા આપવી કે નહી તે બાબત ડાકટરોમાં બે મત છે. જે બ્લેકવૉશ ચાંદીની જગાએ લગાડવાને મેં આપ્યો તેની અંદર પણ પારો હતો આ ચાંદીનાં દર્દને માટે મેં કેટલાએક મોટા માણસોની પણ દવા કીધી છે. જ્યારે વાદીનું દર્દ મેં તપાસ્યું ત્યારે પાછળના ઓરડામાં વાદી એકલો હતો. તે ઓરડામાં અંધારૂ નહીં હતું અને તેમાં બેથી વધારે બારી હતી, એ દર્દની દવા મેં શરૂ કીધી ત્યારે વાદીને હવા ફેરબદલ કરવાની ભલામણ કીધી હતી. વાદીની મેં દવા કીધી તેની અગાઉ મેં તેની ભત્રીજીની દવા કીધી હતી. પ્રતીવાદી કરસનદાસને હું સાત આઠ વરસ થયાં ઓળખું છું. મેં તેને અથવા લક્ષ્મીદાસને અથવા કોઇ પણ શખ્સને વાદીનાં દર્દની વાત કહી નથી. હું વલ્લભાચાર્યના પંથમાં જન્મેલો છું અને જાતે કાયસ્થ છું. હાલ હું કોઈ પણ મહારાજના મંદીરમાં જતો નથી. હું ત્રણ વરસ થયાં ડાકટરનો ધંધો કરૂં છું વાદીએ મને કાંઇ એમ કહ્યું નથી કે આ દર્દ મરચાં ખાધાથી થયું છે."

**લખમીદાસ ખીમજી**–"હું કાપડનો વેપારી અને જ્ઞાતે ભાટીઓ છું. મહાજનના બાર શેઠીઆમાંનો એક શેઠીઓ છું. દસ અગીઆર વરસ થયાં હું વાદી જદુનાથજીને ઓળખું છું હું જ્યારે બેટની જાત્રાએ ગયો હતો ત્યારે એનાં સાથે મારી પહેલી ઓળખાણ થઇ. એ ઓળખાણમાંથી આસ્તે આસ્તે એની સાથે મારી દોસ્તી થઇ બેટ મધ્યે મેં જદુનાથજી મહારાજની પધરામણી કરીને ભેટ ધરી હતી. બીજી વેળાએ મેં તેને બનાત વગેરેની ભેટ કીધી હતી. બેટ મધ્યે (બારતેર મંદીરોની સાથે) લખમીજીનું મંદીર છે ત્યાં મેં જદુનાથજી મહારાજને એક વખત જોયો હતો. તે મંદીરની અંદર કેટલીએક સ્ત્રીઓ હતી. મુર્તિની ઉપર ગુલાલ નાખ્યા પછી વાદીએ બહારના લોકોની ઉપર ગુલાલ નાખ્યો અને ગુલાલ ઉડવાથી જે ધુમસ થઇ તેવામાં તરતજ તેણે ચઉદ વરસની એક જુવાન છોકરીની છાતી ઉપર હાથ નાખ્યો. જેવો વાદીએ તેની છાતી ઉપર હાથ નાખ્યો તેવી તે હસી પડી. બીજા

લોકો તે વખતે મંદીરની બાહાર ઉભા હતા. હું ચાર કે પાંચ કોરી (આશરે ૧।।। રૂપીઆ) નો લાગો આપીને મંદીરની અંદર દાખલ થયો હતો, અને ત્યાં ત્રણ ચાર સ્ત્રી પણ હતી બીજા લોકો જે બાહાર ઉભા હતા તેની ઉપર ગુલાલ નાખ્યા પછી તરતજ વાદીએ ઉપલી સ્ત્રીની છાતી ઉપર હાથ નાખ્યો. જે ઘરમાં વાદી ઉતર્યો હતો તે ઘરમાં હું દરરોજ તેના દર્શન કરવા જતો હતો. એક વખત હું મારા મામા દામોદર દેવજીની સાથે વાદીના દર્શન કરવા ગયો ત્યારે બપોરના એક વાગ્યાનો સુમાર હતો. વાદી પોતાના બીછાના ઉપર સુતો (લેટતો) હતો મારો મામો જઇને તેના પગ ચાંપવા લાગ્યો, અને હું પણ તેમ કરવા લાગ્યો. ત્યાર પછી ૦।। કલાકને સુમારે ઉપર જણાવેલી ભાટીઆની જુવાન છોકરી (જેની છાતી ઉપર વાદીએ હાથ નાખ્યો હતો તે) એક વીધવાની સાથે ત્યાં આવી. તે વીધવાએ આવીને વાદીનાં કાનમાં કાંઇ કહ્યું તે ઉપરથી વાદીએ હમોને બાહાર જવાને ફરમાવ્યું. હમો તેથી બાહાર નીકળ્યા. વીધવા પણ હમારી સાથે બાહાર આવીને પાછી અંદર ગઈ. પેલી જુવાન છોકરી વાદીના ઓરડામાંજ હતી. મારા મામાએ મને એની મતલબ સમજાવી, ત્યાર પછી એ વીધવાએ બાહાર આવીને બારણું બંધ કીધું. અને સાંકળ દઇને તે પોતાના હાથમાં પકડી રાખી. એ સઘળો વખત પેલી જુવાન છોકરી અંદરજ હતી. મારા મામાએ મને કહ્યું તારી મરજી હોય તો હું તને રાસ લીલાના દર્શન કરાવું. મેં હા પાડી. તે ઉપરથી મારા મામાએ તે વીધવાને કહ્યું અને તેણે સાંકળ ઉઘાડી હમને અંદર જવા દીધા. અંદર ગયા એટલે વાદી તે જુવાન સ્ત્રી સાથે જાર કર્મ કરતો હતો તે મેં દીઠું, કેટલાએક ભાવકી સેવકો એવી રાસલીલાના દર્શન કરવાને આતુર હોય છે. વાદીએ મારા મામાને પુછ્યું કે તે દર્શન કરવાની કેટલી ભેટ ઠરાવી છે? મારા મામાએ કહ્યું કે એ તમને સારી ભેટ આપશે. (આ નિર્લજ વાત જણાવતાં સાક્ષી અચકાયો તે ઉપરથી સર જોસેફ આરનોલડે કહ્યું કે ઇનસાફની દરબારમાં ખરેખરી વાત કેહેવાને શરમાવવું જોઇએ નહીં) તે વખતે મારી ઉમર આશરે ૧૮ કે ૧૯ વરસની હતી ભાવકી સેવકો રાસલીલાનાં દર્શન કરવામાં મોટું પુન્ય સમજે છે, તેથી તેઓ ગોલોક (મહારાજ પંથવાળાઓનું મોટું સ્વર્ગ.) મળવાની આશા રાખે છે, હું સરમાઇને તરતજ તે ઓરડામાંથી બાહાર નીકળી આવ્યો અને મારો મામો અંદર રહયો. બે ત્રણ દિવસ પછી એક બીજી

પરણેલી ભાટીઆની સ્ત્રીને વાદીના સુવાના ઓરડામાં મેં જતી જોઈ. આશરે ૧૮ વરસ ઉપર હું ગોકુલ મથુરાની જાત્રાએ ગયો હતો ત્યાં રસમંડલીની વાત પેહેલ વહેલાં મારા સાંભળવામાં આવી. બેટ મધ્યે એક રસ મંડલીમાં હું હાજર હતો, ત્યાં આશરે બાર, તેર, કે પંદર સ્ત્રી તથા પુરૂષો હતાં. એ રસ મંડળી ત્યાં દરરોજ ભરાતી હતી, એ રસ મંડળીમાં લોકો એકઠા થયા પછી ૮૪ અથવા ૨૫૨ વૈષ્ણુવોની વાર્તા વાંચવામાં આવી હતી. તે વાર્તાના પુસ્તક ઉપર કાંઇએક સુકો મેવો, ઈત્યાદી, ભોગ ધરી તે વૈષ્ણુવોને વહેંચી આપ્યો હતો. પછી જે બહારના લોકો એ મંડળીમાં ફકત વાર્તા સાંભળવાને આવ્યા હતા તે ઉઠીને ચાલતા થયા. હું પણુ બાહરનો માણુસ ગણાતો હતો તોપણુ બીજાઓ ગયા પછી થોડી વાર બેસી રહ્યો. તે લોકોએ બાહાર ગાદલાંનો એક ઢગલો પડયો હતો તે ઉપાડીને માંહેના ઓરડામાં હારની હાર પાથર્યાં. સ્ત્રી તથા પુરૂષ ત્યાં બેઠેલાં હતાં. તેઓએ મારા મામાને કહ્યું કે એને વિદાય કરો. તે ઉપરથી હું ત્યાંથી ઉઠયો અને તેઓએ તરતજ દીવા ઓલવી નાંખ્યા. હમારા લોકોમાં રસમંડળીની વાત ઘણી પ્રસીદ્ધ છે, પાંચ વરસના છોકરાઓ પણુ જાણે છે; તે એવી રીતે જાણે છે; રસમંડળીમાં વાર્તાઓ વંચાય છે તે વાર્તાની મતલબ જુદી રીતે સમજાવવામાં આવે છે, અને એક બીજાની સ્ત્રીઓ સાથે જારકર્મ કરવામાં આવે છે. દરેક પુરૂષ જે એ મંડળીમાં સામેલ થાય તે પોતાની સાથે પોતાની સ્ત્રીને પણુ લઈ જાય છે ફકત વરકત લોકો બાયડી વગર દાખલ થઈ શકે છે. એ મંડળીવાળા મહારાજના મોટા અને ભાવકી સેવકો કહેવાય છે. વરકત લોકો મહારાજોની ભડવાઈ કરે છે. એક વેળાએ વાદીએ મને કહ્યું કે વરકત લોકોએ મહારાજોને બગાડ્યા છે. બેટની અંદર જ્યારે હું વાદીની પાસે બેઠો હતો ત્યારે ઉપર જણુાવેલી એક બીજી ભાટીઆની સ્ત્રી આવી, તેણે શરમાઇને મારી લાજ કાહાડી તે ઉપરથી મારા મામાએ કહ્યું કે ચાલો આપણે જઇએ, વાદી અને પેલી સ્ત્રી અંદરના ઓરડામાં ગયા અને હમે ચાલતા થયા. વાદીને ચરણુસ્પર્શ કરનારી સ્ત્રીઓના હાથ પોતાના પગના અંગુઠાથી દાબતાં મેં ત્રણુ ચાર વખત દીઠો છે. અંગુઠાથી હાથ દાબવો એ જારકર્મની ઈશારત છે. વાદી મુંબઈમાં આવ્યા પછી બીજે કે ત્રીજે દહાડે હું તેને ભાયખલામાં મળ્યો હતો.

( પંદરમો દીવસ; બ્રહસ્પત્તવાર તા૰ ૨૦ મી ફેબરવારી );

"વાદી મુંબઈમાં આવ્યા પછી દહાડામાં હું તેને બે ત્રણ વખત રોજ મળતો હતો, તે મારી સાથે મિત્રાચારી રાખતો હતો. મેં તેને મારે ઘેર પધરાવ્યો હતો. મારા મિત્રો સાથે મેં તેને ઓળખાણ કરાવી આપી હતી અને તેની પધરામણી કરવાને વાસ્તે મેં તેઓને ભલામણ કીધી હતી. સભા ભરવાને વાસ્તે મેં તેઓને ખુરશી, શેત્રંજી તથા કોચ આપ્યા હતા. વાદીએ બે ચોપાનીયાં પ્રગટ કીધાં છે તે હું જાણું છું. એ ચોપાનીઆં છપાવી આપવાનો બંદોબસ્ત મેં ગણપત કૃષ્ણાજી સાથે કીધો હતો. એ બંદોબસ્ત વાદીના કહેવા ઉપરથી મેં કીધો. ચોપાનીઆં વાદી પોતે લખતો હતો. વાદી લખાવતો હતો અને ગોરધનદાસ તેના કહ્યા મુજબ લખતો હતો. ચોપાનીઆના ઘરાક કરવાને વાસ્તે વાદીએ 'ચાબુક' છાપખાનામાંથી હેંડબીલ છપાવ્યું તે મેં જોયું છે. એ હેંડબીલ કહાડવાની વાદીને મેં ભલામણ કીધી હતી. એ મધ્યેની બીના વાદીએ લખાવી અને ગોરધનદાસે લખી. વાદીએ વળી એક ચર્ચાપત્ર ગોરધનદાસ પાસે લખાવી 'ચાબુક' પત્રમાં મોકલ્યું હતું. એ મધ્યે 'સત્ય પ્રકાશ' સાથે તકરાર લખી હતી અને તેમાં વાલકેશ્વર તથા ભાઈખિલાના રસ્તા વીષે લખ્યું હતું. વાદીએ લાઈબલની ફરીઆદી શરૂ કરી તેની અગાઉ મને જણાવ્યું કે છાપાવાળાઓને લીધે બધા મહારાજો મુંબઇમાંથી નાસી જાય છે. પણ હું તેઓની સાથે લડવાને અહીં આવ્યો છું, તેણે મને પુછ્યું કે મારી ગેરહાજરીમાં ફરીઆદી ચાલે કે નહીં. મેં કહ્યું કે હું એ વીષે કાંઈ જાણતો નથી. તે વેળાએ કરસનદાસ નેણસી હાજર હતો. તે બોલ્યો કે તમારી ગેરહાજરીમાં ફરીઆદી ચાલી શકશે. તેણે મને પુછ્યું કે હું જો મુંબઈમાં રહું તો મારી સાહેદી મારે ઘેર લે કે નહી. મેં કહ્યું કે એમ કદી બનશે નહી, કારણ કે આસરે ૭ વરસ ઉપર જીવણજી મહારાજને સમન થયો હતો અને તેની સાહેદી ઘેર આગળ લેવડાવવાની ઘણીબી તજવીજ કીધી, પણ કાંઈ વલ્યું નહીં. ત્યારે વાદીએ મને પુછ્યું કે જો હું કોર્ટમાં જાઉં તો મને જડજની પાસે બેસવાને ઉંચી જગા મળે કે નહીં? મેં કહ્યું કે તે હું કહી શકતો નથી, ત્યારપછી વાદીની સાથે કેટલીએક મુલાકાત થયા પછી મારી ખાત્રી થઈ કે તેણે પોતાની આગલી અનીતિની ચાલ છોડી નથી. થોડાએક મહીના સુધી તેણે સ્ત્રી કેળવણીને મદદ કરવાનું ડોળ ઘાલ્યું હતું તેથી, હું ભુલાવામાં પડયો. એક દહાડે હું

વાદીનાં મંદીરમાં બેઠો હતો ત્યારે બે સ્ત્રીઓ આવી; એક પરણેલી આશરે ૨૫ વરસની હતી અને બીજી વીધવા હતી. પરણેલી સ્ત્રી જ્યારે ઉપર ચડી ત્યારે તેના છાલમાં રૂપાની લોટી ઢાંકેલી હતી તે બાહાર કાહાડી. તે જોઇને મહારાજે અંદરના ઓરડામાં જવાની તેને ઈશારત કરી. તે ઈશારત તે જુવાન સ્ત્રી સમજી નહીં તે ઉપરથી મહારાજની દાસીએ કહ્યું કે વૈષ્ણવ માંહે આવો. તે ઉપરથી બેઉ જણીઓ અંદર ગઇ. વાદીએ મને કહ્યું કે તમે જઇને ચોપાનીઆં છાપવા વીષે ગણપત સાથે જલ્દીથી બંદોબસ્ત કરો. હું નીચે ઓટલા ઉપર ઉતર્યો; પણ મારા મનમાં સંશય પડવાથી હું પાછો ઉપર ગયો અને આગળ બેઠો હતો ત્યાં જઈને બેઠો. ત્યાં બારણાની બાહાર પેલી વીધવા બેઠી હતી. હું આશરે અરધો કલાક બેઠો તે પછી મહારાજ બાહાર આવ્યા અને મને જોઇને ફીકા પડયા, તેની પાછળ તે સ્ત્રી પણ હસતી હસતી નીકળી. મેં તે વખત ધાર્યું કે વાદીએ તેની સાથે જારકર્મ કીધું, તેના હાથમાં રૂપાનો લોટી તે વેળાએ હતી નહીં, વાદીને તે લોટી આપી દીધી હશે. પછી તે વીધવા તથા પેલી જુવાન સ્ત્રી ચાલતી થઈ. વાદીએ મને કહ્યું કે તમે પાછા કેમ આવ્યા? મેં કહ્યું કે મારે હાલ બાહાર જવું છે, માટે તમેજ તમારો માણસ ગણપતને ત્યાં મોકલો; એમ કહીને હું પણ ચાલતો થયો. સાંજના પાછો હું મહારાજને મલ્યો ત્યારે અંદરના ઓરડામાં વાત કરવાને મને લઈ ગયો.

વાદીએ વાત કહાડી અને મને પુછ્યું કે છોકરીઓની નીશાળ મુંબઇમાં કાહાડવા બાબત તમે શું બંદોબસ્ત કીધો? મેં કહ્યું કે મહારાજ આ બધો તમારો ઢોંગ છે. તમે બહારથી સુધારાની મોટી મોટી વાતો કરો અને અંદરથી આવાં કરતુક કરો છો! તેણે કહ્યું કે હું તો ફક્ત આરોગવાને (ખાવાને) અંદરથી ગયો હતો. એટલું કહીને તે વાત વાદીએ ઉડાવી દીધી. બીજી વેળાએ એજ બાબત વીષે ફરીથી વાત નીકળી. મેં કહ્યું કે તમે કેહતા હતા કે હું જાહેર રીતે આરોગું છું, અને તે દહાડે તમે ભીતર (અંદર) આરોગવાને કેમ ગયા? મહારાજે કહ્યું કે તે સ્ત્રીની એવીજ મરજી હતી. મેં કહ્યું જ્યારે એમજ હતું ત્યારે વીધવા સ્ત્રીને બહાર શા માટે બેસાડી તેનો જવાબ મહારાજે આપ્યો નહીં. વાદીના ચરણસ્પર્શ કરતાં મેં કેટલીએક સ્ત્રીઓને જોઇ છે, અને જુવાન તથા ખુબસુરત સ્ત્રીઓના હાથ વાદીને પોતાના પગનાં અંગુઠાથી દાબતાં મેં દીઠો છે ઉપલી વાત થયા પછી

એક અઠવાડીએ મેં વાદીને કાંઈ ઓસડ પીતાં જોયો. તે ઓસડ વાદી ગુલાબના પાણીમાં પીતો હતો. તે વખત હું કાંઈ બોલ્યો નહીં. તેજ દીને સાંજના હું પાછો વાદીને મળવાને ગયો. ત્યારે તેના સુવાના ઓરડામાં તેની સાથે મારે વાતચીત થઈ. મેં તેને પુછ્યું કે મહારાજ આજ સવારે તમે ઓસડ શા માટે પીતા હતા? તેણે કહ્યું કે મને ચાંદીનાં દરદ જેવું જણાય છે. મેં કહ્યું કે મહારાજ મારી પુરી ખાત્રી થઈ કે તમે હજી સુધર્યા નથી. તે ઉપરથી વાદીએ કહ્યું કે 'તમે હમારો અંત લો ના. પુરૂષની પાસેથી હમને શું પેદાશ થાય છે? પેદાશનો મુખ્ય આધાર તમારા લોકોની સ્ત્રીઓ ઉપર છે. હમને પેદાશ કરી આપવાનો તમે જો બંદોબસ્ત કરો તો મહારાજોમાંથી વ્યભીચારની જડ ઉખેડી નાંખવાનું હું માથે લઉં. વ્યભીચારનું વ્યસન એકદમ છોડી દેવું ઘણું મુશ્કેલ છે. તો પણ મેં મારી ચાલમાં અગાઉનાં કરતાં ઘણો સુધારો કીધો છે. તેણે મને કહ્યું કે તમે ડોક્ટર ભાઉ દાજીને મારી પાસે લઈ આવજો. એ મુજબ ડોકટર ભાઉ દાજીને હું લઈ ગયો, તે વેળાએ રાવ સાહેબ વીશ્વનાથ પણ હમારી સાથે હતો. નીશાળ વિષે થોડી વાત થયા પછી વાદીએ પોતાના દરદની વાત કહાડી ત્યારે હું તથા રાવ સાહેબ વીશ્વનાથ ઉઠીને જરા દુર ગયા. ત્યાર પછી ડોકટર ભાઉ દાજી સાથે શું વાતચીત થઈ તેની મને ખબર નથી. કેટલાએક દીવસ પછી હું વાદીને મળ્યો ત્યારે તેણે મને જણાવ્યું કે હું ધીરજરામની દવા કરૂં છું તે વેળાએ તેનું મોહોડું આજારીની પેંઠે ઉતરી ગયલું હતું. ડોકટર ભાઉ દાજીને હું સન ૧૮૬૦ ના સપ્ટેંબર મહીનામાં લઈ ગયો હતો. મહારાજોના વ્યભીચારની વાત ઘણીજ પ્રસીધ્ધ છે. આશરે દશ, બાર કે પંદર મહારાજોના વ્યભીચાર વીષે મને પોતાને અનુભવ છે. સન ૧૮૫૫માં ભાટીઆઓની સ્ત્રીઓને પાછલી રાતે દર્શન નહીં મોકલવાનો બંદોબસ્ત કરવા માટે ભાટીઆનું મહાજન એકઠું મળ્યું હતું. બીજા મહારાજોના વ્યભીચાર વીષે જીવણજી મહારાજની સાથે હમારે વાતચીત થએલી છે, એ વાતચીત વખતે ડાકટર ભાઉ દાજી, વીનાયક વાસુદેવ અને હું ભુલતો નહી હોઉં તો નારાયણ દીનાનાથજી હાજર હતા. હમને મહારાજે બોલાવ્યા હતા. મહારાજે કહ્યું કે છાપાવાળાઓ લડે છે અને મને સાહેદી સમન આપ્યો છે. ડોકટર ભાઉ દાજીએ કહ્યું કે મહારાજ! તમારી ચાલ સુધારો, નીશાળો કાહાડો, તમારા સેવકોને ધર્મોપદેશ કરો, તો તમારી વીરૂદ્ધ કોઇ છાપશે

નહીં અને તમારી મોટી કીર્તી થશે. ડોકટર ભાઉ દાજીએ તે વેળા એથી વધારે બોધ કીધો હતો, પણ હું ફકત તેની મતલબ જણાવું છું. જીવણજીએ કહ્યું કે બીજા મહારાજો ઉપર મારી કાંઈ સત્તા નથી અને તેઓની ઘણીખરી પેદાશ સ્ત્રીઓ પાસેથી થાય છે, એટલા વાસ્તે એ વીષેના અટકાવ કરવાને હું શકિતવાન નથી. બીજી વેળાએ જીવણજી મહારાજ સાથે મહારાજોના વ્યભીચારની વાતચીત થઇ ત્યારે શેઠ ખરશેદજી નશરવાનજી કામા પણ હાજર હતા, અને તેણે જીવણજી મહારાજને ઘણું સમજાવ્યું. જીવણજીએ કહ્યું કે હું પોતાને વીષે બંદોબસ્ત કરવા તથા વ્યભીચાર છોડવાને તૈયાર છું. એ બંદોબસ્ત કરવાને જીવણજીએ કબુલ કીધું, પણ તેની ઉપર સહી આપવાને ના પાડી. ત્યાર પછી જીવણજીએ એકાંતમાં હમને ઠપકો આપ્યો અને કહ્યું કે તમોએ ઘેરની વાત બાહર કરી તે ઠીક નહીં. ગયે વરસ (સપ્ટેંબર મહીનામાં) છાપાવાળાની તરફથી કોઈ સાહેદી પુરે નહીં એવો બંદોબસ્ત કરવાને ભાટીઆનું મહાજન મળ્યું હતું. તેમાં મને બોલાવ્યો હતો; પણ હું ગયો નહીં હતો. એ મહાજન એકઠું કરવા માટે મારી રજાની જરૂર હતી; પણ તે લીધી નહીં હતી. વાદીની પાસે જવાનું મેં પાછળથી બંધ કીધું.

ઉલટ પાલટ તપાસ- બેટમાં હું જ્યારે વાદીને મળ્યો ત્યારે તેની ઉમર અઠાવીસેક વરસની હતી, હમણા તે આશરે ૪૦ વરસની છે, તે વેળાએ વાદી જે ચાલ ચલાવતો હતો તે હું હમારા ધર્મની વાત સમજતો હતો. ગોલામીખત થયા પછી મારા વીચાર બદલાઇ ગયા છે. ગોલામી ખત ઉપર જે પ્રમાણે કેટલાએક સુલેહના અમલદારોએ સહી કીધી તે પ્રમાણે મેંબી કીધી છે. જે જુવાન સ્ત્રીને મેં બેટમાં જોઇ તે પરણેલી હતી. એમ હું પહેરવાસ ઉપરથી કહી શકું છું. શેઠ મંગલદાસ નથુભાઈની નીશાળમાં વાદી છોકરીઓને ઇનામ આપવાને પધાર્યો હતો. તેના વિચાર એવા હતા કે છોકરીઓને ફકત વલ્લભાચાર્ય પંથના ધર્મની કેળવણી આપવી. પણ વિનાયક વાસુદેવજીએ પોતાનો વિચાર એથી ઉલટો જણાવ્યો હતો. એ અવસરે ગામમાં પુનર્વીવાહની ચર્ચા ચાલતી હતી, અને વાદીએ તે વીષે તકરાર કરવાને એક જાહેર સભા મેળવી હતી. પુનર્વીવાહ નહીં કરવા એવો વાદીનો વિચાર હતો હતો. જે બે સ્ત્રીઓ મુંબઈમાં વાદીને પાસે ગઇ હતી તેને હું ઓળખતો નથી, વાદીની ખરાબ ચાલને લીધે મેં તેની પાસે જવાનું પાછળથી બંધ કીધું.

પાછી તપાસ—"વાદી ધર્મગુરૂ કહેવાય છે; પણ ધર્મગુરૂ પ્રમાણે ચાલતો નથી. તે કદી ધર્મના ઉપદેશ કરતો નથી. તેણે ધર્મનો ઉપદેશ કરવો જોઇએ ગોલામી ખત ઉપર મેં નાખુશીથી સહી કીધી હતી, અહીં સાહેદી પુરવા આવ્યાથી હું એ લખતથી ઉલટો ચાલ્યો છું (જજોના પુછવા ઉપરથી) બેટ મધ્યે વાદીને મેં જે અનીતિ કરતાં દીઠો હતો તે વીષેની વાત મેં વાલેસની કંપનીના ભાગીઆ શેઠ ધનજીભાઇ ફરામજીને આશરે ચાર કે પાંચ વરસ ઉપર જણાવી હતી. ત્યાર પછી ગયે વર્ષે મારો મામો દામોદર દેવજી મુંબઈમાં હતો ત્યારે શેઠ ગોકલદાસ તેજપાલની વાડીમાં એની તથા બીજાઓની હજુર એજ વીષે વાતચીત થઈ હતી, તે વેળા ખટાઉ મકનજી, તથા મથુરાદાસ લવજી તથા નરશી જેઠા હાજર હતા. ગયા મે મહીનામાં હું માથેરાન ગયો હતો ત્યારે શેઠ મંગળદાસ નથુભાઈની પાસે પણ મેં વાદીની અનીતિ વીષે વાત કીધી હતી.

(૧૩) **કાલાભાઇ લલ્લુભાઈ**—"હું જ્ઞાતે કાયસ્થ અને એલ્ફીન્સ્ટન સ્કુલનો વિદ્યાર્થી છું. વાદીને હું ઓળખું છું. અને ત્રણ વરસ ઉપર સુરતમાં હું તેની પાસે જતો હતો, વાદી મારા બાપનો મિત્ર થાય. સુરતમાં પહેલવેલી મુલાકાતે વાદીની સાથે મારે પુનર્વીવાહ વીષે વાતચીત થઈ હતી. વાદીને હું વારેઘડીએ મળવા જતો હતો, અને તેના મંદીરમાં જુદા જુદા ઓરડામાં જુદે જુદે વખતે તેનો મેળાપ થતો હતો; અને જ્યારે હું જતો હતો ત્યારે વાદીની પાસેથી મને (પ્રસાદી) બીડું મળતું હતું. એક દહાડે હું પહેલે માળે વાદીની પાસે બેઠો હતો તેવામાં એક વાણીઆની છોકરી મહારાજની દાસી સાથે આવી. તે છોકરીની ઉમર ચઉદ પંદર વરસની હતી. આગલા દીવાનખાનામાંથી થઇને તે અંદરના ઓરડામાં ગઇ. અને એક વાણીઓ હમારી પાસે દીવાનખાનામાં બેઠો હતો તે ઉઠીને ચાલતો થયો. ત્યાર પછી વાદી દીવાનખાનામાંથી અંદરના ઓરડામાં ગયો, અને પેલી દાસી દીવાનખાનાના મોટા બારણા આગળ બેઠી, થોડીવાર પછી ચાર પાંચ સ્ત્રીઓ આવી તેની સાથે દાસી વાત કરવા લાગી મને દરરોજ બીડું મળતું હતું તે એ દીને નહી મળવાથી હું વાદીની પાસે અંદરના ઓરડામાં તે માગવાને ગયો. જેવો અંદરના ઓરડાનું બારણું ઉઘાડી માંહે જાઉં છું તેવામાં મહારાજ સામેના કોચ ઉપર તે જુવાન છોકરીની સાથે બેઠેલા હતા. તેઓ એક બીજાના ગળામાં હાથ નાંખીને કોટી તથા

ચુંમી કરતા હતા, મને જોઈને મહારાજ ભોહા પડયા અને કહ્યું કે
મેં તને આજ બીડું નથી આપ્યું ? એમ કહીને મારી સાથે બહાર
આવ્યા અને પોતાના ખવાસ ( ચાકર ) પાસે બીડું મંગાવીને મને આપ્યું
તે લઈને હું ચાલતો થયો.મહારાજ પાછા અંદરનાં ઓરડામાં ગયાં. મુંબઇમાં
વાદી આવ્યા પછી હું તેને ઘણું કરીને રોજ મળવા જતો હતો. એક વેળાએ
હું વાદી પાસે બેઠો હતો ત્યારે વ્યભીચાર સંબંધી વાતચીત નીકળી
તે વેળાએ બે ત્રણ ચાંચીઆ ( ભાટીઆ ) હાજર હતા. મહારાજે કહ્યું
કે વ્યભીચારમાં કાંઇ બાધ નથી. પણ ઉલટું તેથી માણસને કૌવત આવે
છે અને તેનું લોહી સાફ થાય છે. તે વીષેનો તેણે એક દાખલો આપ્યો,
તે એકે ગાયકવાડ સરકારની દરબારમાં કેટલાએક મલ હોય છે. તેઓ એક
કરતાં વધારે સ્ત્રીઓ રાખે છે અને કુસ્તી રમવાને તૈયાર થાય છે તેની
અગાઉ તેઓ સંગ કરે છે બીજી વેળાએ વાદીના મંદીરના ચોકમાં હું
ઉભો હતો ત્યારે બે ત્રણ વૈષ્ણવો એક સ્ત્રીની સામે આંગળી કરી
વાત કરતા હતા, કે આની ઉપર જદુનાથજી મહારાજ આશક છે. તે
સ્ત્રીને મેં ઓળખી રાખી. બીજે પ્રસંગે મારી સ્કુલમાં રજા હતી અને
હું બે વાગ્યાને સુમારે કાંઇ કામે જતો હતો ત્યારે તે સ્ત્રીને મેં
રસ્તામાંથી જતાં દીઠી. મેં એવી કલ્પના કીધી કે તે મહારાજના
મંદીરમાં જાય છે. તે ઉપરથી હું તેની પાછળ ગયો, તે સ્ત્રી વાદીના મંદીર
ઉપર ચડી. હું પણ ઉપર ગયો અને વાદી દીવાનખાનામાં બેઠો હતો તે સ્ત્રી
વાદીના અંદરના ઓરડામાં ગઈ; હું ગયો પછી થોડી વારે વાદી તેની
પુંઠે ગયો હું બાહારના દીવાનખાનામાં બેસી રહયો આશરે અરધે કલાકે
મહારાજ બહાર આવ્યા અને મારી તરફ જોઇને હસતું મોહોડું કર્યું.
મેં કહ્યું કે મહારાજ તમે સુધારો તો સારો કરો છો. ત્યાર પછી થોડી-
વારે પેલી સ્ત્રી બહાર નીકળી તે મહારાજની સામે મોડું હસતું કરીને
ચાલતી થઇ. તેનો પોશાક ચુંથાઇ ગયો હતો. અંદર ગઈ ત્યારે જેવો
અક્કડ હતો તેવો નહી હતો. તેના કપડા તથા ઘરેણાં ઉપરથી હું કહી
શકું છું કે તે કોઇ આબરૂવાળા ગ્રહસ્થની સ્ત્રી હતી 'સ્વધર્મ વર્ધક'
ચોપાનીઆં વિષ વાદી સાથે મારે વાતચીત થઇ હતી. તે બોલ્યો કે
તે મારી તરફથી છપાય છે. સુરતમાં વાદી જ્યારે હતો ત્યારે એક દહાડો તેણે
મારા દેખતાં સેવકીઓને ચર્ણસ્પર્શ કરવાની ના પાડી. મેં તેનું કારણ
પુછ્યું ત્યારે તેણે કહ્યું કે ચર્ણસ્પર્શ કરવા દીધાથી લોકોને સંશય
ઉત્પન્ન થાય છે. ત્યાર પછી મહારાજ જ્યારે મુંબઈમાં આવ્યા ત્યારે

સેવકીઓને ચણુંસ્પર્શ કરવા દેતાં મેં તેને દીઠા હતા. વાદી ઘણું જુઠું બોલે છે. સુરતમાં તેની આબરૂ સારી બોલાતી નથી. તે વ્યભીચારી વાત છે, એ વાત ત્યાં પ્રસીધ્ધ છે. મારો બાપ મુંબઇની સદર અદાલતનો શીરસ્તેદાર છે. હું વાદીની પાસે વારે ઘડીએ જતો હતો તે ઉપરથી કહી શકું છું કે લાઇબલની બીના છપાઇ તેની અગાઉ તેની પાસે જેટલા લોકો આવતા હતા તથા તેને જેટલું માન મળતું હતું તેટલુંજ માન લાઈબલની બીના છપાયા પછી પણ તેને મળતું હતું.

ઉલટ પાલટ તપાસ—"મારી ઉમર ૧૬ વરસની છે અને હું દાકતર ધીરજરામનો ભત્રીજો થાઉં છું. હું પ્રતિવાદીને ઓળખું છું. સુરત મધે ત્રણ વરસ ઉપર હું વાદીને મળ્યો હતો. ત્યારે તે પરણેલો હતો. સુરત મધ્યે વાદીની બદચાલ મેં જોઇ તે વીશે મેં નર્મદાશંકરને તેજ દીને જણાવ્યું હતું. સારાં કામને માટે જુઠું બોલવું તેમાં પણ હું પાપ સમજું છું.

પાછી તપાસ—"મુંબઇ મધે જે સ્ત્રીને મેં જોઇ તે મહારાજની છોકરી નહીં હતી, તે વીષે મારી પાકી ખાતર જમા છે"

**૧૪ ખરશેદજી મનચેરજી**—"હું ચાબુકનો મેનેજર છું, મહારાજનો કેસ ચલાવનાર પરભુદાસને હું ઓળખું છું, તે આ હેંડબીલ તા૦ ૨૦નું મારી પાસે છપાવવાને લાવ્યો હતો, તેણે એક ગરબીની ચોપડી પણ છપાવી હતી. તેનું બીલ મહારાજનાં નામનું કીધું હતું. મહારાજને ત્યાં તે છાપેલા હેંડબીલ હું લઇ ગયો ત્યારે મહારાજના માણસે મને જણાવ્યું કે તેના પૈસા પ્રભુદાસ તમને ચુકાવી આપશે.

**(૧૫) કાનોબા ગણુપત**—"ગણુપત કૃષ્ણાજીના છાપખાનાનો હું છાપનાર છું. શેઠ લક્ષ્મીદાસની મારફતે માહારાજે મારી પાસે "સ્વધર્મ વર્ધક"ના ચોપાનીયાં છપાવ્યાં હતા. મહારાજના સેક્રેટરી ગોર્ધનદાસની ઉપર તેના 'પ્રુફશીટ' મોકલવામાં આવતાં હતાં.

(સોલમો દીવસ શુક્રવાર તા૦ ૨૧ મી ફેબ્રુઆરી.)

**(૧૬) ચત્રભુજ વાલજી**—"હું ભાટીઓ છું અને વાદીને ઓળખું છું. મુંબઇમાં હું વાદીની પાસે વારે ઘડીએ જતો હતો. એક દહાડે હું વાદીની પાસે બેઠો હતો, તેવામાં એક સ્ત્રી આવી તે વાદીના અંદરના ઓરડામાં ગઈ ત્યાર પછી થોડી વારે મહારાજની દાસીએ આવીને

મહારાજના કાનમાં કાંઈ કહ્યું. વાદી ખાવાનું મીશ-બહાનુ કરીને અંદર ગયો, અર્ધો કલાક રહીને પાછો બહાર આવ્યો તેની પાછળ પેલી સ્ત્રી પણુ નીકળી. તે સ્ત્રીના પોશાકમાં મેં કાંઇ ફેરફાર દીઠો નહીં. થોડી વાર પછી મહારાજ પાછા જમવાને ઉઠ્યા. . . . . .

ઉલટ પાલટ તપાસ—"હું વાદીને ઘણું કરીને રોજ મળવા જતો હતો. મેં તેનો જનાનો જોયો નથી. હું મહારાજના સુવાના ઓરડામાં ગએલો છું. મહારાજોની વીરૂધ્ધ જે જે ચોપાનીયાં છપાયાં હતાં તે લેવાને મહારાજે મને અંદર બોલાવ્યો હતો, તે ચોપાનીયાં મેં તેને આપ્યાં. ઉપર જણાવેલી સ્ત્રીના હાથમાં મેં કાંઇ જોયું નહીં હતું, પ્રતીવાદી કરસનદાસ આશરે ૭ વરસ ઉપર 'ગોકળદાસ તેજપાળ વીદ્યાલય'નો માસ્તર હતો અને તેના હાથ નીચે મેં આશરે દોહોડ વરસ સુધી કેળવણી લીધી હતી. ઉપર જણાવેલી સ્ત્રી વીશે મેં તેની પાસે કાંઈ વાત કરી નહીં હતી. મારે વાદી સાથે વ્યભીચાર સંબંધી વાતચીત થઇ હતી તે વેળા કાળાભાઇ લલ્લુભાઈ હાજર હતા. મેં મહારાજને પુછ્યું કે શાસ્ત્રમાં વ્યભીચાર કરવાની મના કીધી છે તેવું છતાં મહાન પુરૂષો વ્યભીચાર કરે છે તેનો ખુલાસો શું? મહારાજે જવાબ દીધો કે જે રૂષીઓએ વ્યભીચારનો નીષેધ કીધો છે તે રૂષિ-ઓને તેનો અનુભવ નહીં હશે. વ્યભીચારમાં કાંઇ દોષ નથી પણ તેથી ઉલટું અંગનું કૌવત વધે છે, અને લોહી સાફ થાય છે તે વીશે તેણે ગાયકવાડ દરબાર મધેના મલ વીષેનો દાખલો આપ્યો.

પાછી તપાસ—"હું મહારાજના અંદરના ઓરડામા ગયો હતો ત્યારે મેં એક બીછાનું દીઠું હતું. જે ચોપાનીયાં મેં વાદીને આપ્યાં તે મુંબઈમાં છપાયલાં હતાં."

**(૧૭) ખરશેદજી નસરવાનજી કામાજી**—ઉલટ પાલટ તપાસ-"જીવનજી મહારાજના મંદીરમાં એ મહારાજને બીજાઓ સાથે વાતચીત થઈ ત્યારે હું હાજર હતો. તે વેળાએ એવી કબુલાત થઈ હતી કે જે કાંઈ વાત થાય તે કોર્ટમાં અથવા દરબારમાં, અથવા કોઈબી ઠેકાણે જાહેર પાડવી નહીં. એટલા વાસ્તે હું જાહેર પાડવાને ખુશી નથી. હું ધારૂં છું કે લક્ષ્મીદાસ તથા ગોકળદાસની પાસેથી મહારાજે એવીજ કબુલાત લીધી હતી. જીવણજી મહારાજ સાથે મારે બે વખત વાતચીત થઇ હતી અને ફક્ત બીજીજ વેળાએ લક્ષ્મીદાસ અને બીજાઓ હાજર હતા." (એ વાત જાહેર કરવાની ફરજ પાડવાને મી૦ એનસ્ટીએ તકરાર કીધી નહીં.)

(૧૮) **દામોદર જેઠા**—ઉલટ પાલટ તપાસ—"હું ભાટીઓ શરાફ છું અને વાદીને ઓળખું છું. કરશનદાસ નેણસીને ત્યાં એ મહારાજ આશરે સવા વરસ ઉપર પધાર્યા હતા ત્યારે તેની સાથે વ્યભીચાર સંબંધી વાતચીત થઇ હતી. કરસનદાસ નેણસીએ પુછ્યું કે ગુસાંઇજીના બાલક (મહારાજો) માં વ્યભીચાર કેવી રીતે પેઠો છે? મહારાજે કહ્યું કે 'એ વાત હું માનતો નથી પણ જો પેઠો છે તો (વીરકત) વીરકતોથી પેઠો છે.' વીરકતોએ મહારાજોને બગાડ્યા તે હું કહી શકતો નથી. વીરકત લોકો વૈષ્ણવોના ઘરમાં મફત પ્રસાદ લેવાને જાય છે, તેઓ ખરાબ કર્મ કરે છે, અને મહારાજ પાસે પણ જાય છે.

પાછી તપાસ—"કરસનદાસ નેણસી હાલ મુંબઇમાં નથી. પોતાની છોકરીના લગ્ન કરવાને માંડવી ગયો છે. હું તેના પડોશમાં રહું છું. આ મુકદમામાં તેને પ્રતીવાદીની તરફથી સાહેદી સમન મળ્યો છે તેની મને ખબર છે.

(૧૯) **મંગળદાસ નથુભાઈ**—"હું વાણીઆ જ્ઞાતનો એક શેઠીઓ છું, અને વલ્લભાચાર્ય ધર્મ પાળું છુ. હું સુલેહનો અમલદાર તથા ગ્રાંડ જુરીનો મેમ્બર છું. મેં છોકરીઓની નિશાળ કહાડી છે. જીવણજી મહારાજ સાથે બીજાઓને વાતચીત થઇ ત્યારે હું હાજર હતો. ડાકટર ભાઉ દાજીએ મહારાજોના વ્યભીચાર વિષે વાત કહાડી. જીવણજી મહારાજે કહ્યું કે બીજા મહારાજોની ઉપર મારો કાંઈ અખ્તીઆર નથી. તોપણ એ વીષેનો બંદોબસ્ત કરવાને મારાથી બનતી મેહેનત કરીશ. ડાકટર ભાઉએ જણાવ્યું કે મહારાજો જો નિતિના આચરણ પકડે તો તેઓની વિરૂદ્ધ કોઈ પણ શખ્સ છાપવાની હીંમત કરે નહીં જીવણજી મહારાજ સાથે એ વિષે મને બીજી વખત ખાનગી વાતચીત થઇ હતી તે જાહેર કરવાને હું ખુશી નથી, (કોર્ટે ફરજ પાડવા ઉપરથી) જીવણજી મહારાજે કહ્યું કે મહારાજોનો વ્યભીચાર અટકાવવાને મારામાં શકિત નથી કેમકે તેઓની મોટી કમાઇ સ્ત્રીઓની પાસેથી થાય છે, અને સ્ત્રીઓને દર્શને આવતાં બંધ કરાય નહિં.

ઉલટ પાલટ—"મેં વાદીને છોકરીઓની નિશાળમાં છોકરીઓને ઇનામ આપવા બોલાવ્યો હતો."

(૨૦) **ખટાઉ મકનજી**—"હું જ્ઞાતે ભાટીઓ અને વલ્લભાચાર્યના પંથવાળો છું. જીવરાજ બાલુની પેહેડીમાં ભાગીઓ છું અને ભાટીઆ

ન્યાતના વર વાંધા ચુકતું છું. આઠ નવ વરસ ઉપર ગોકળદાસની વાડીમાં એક મહારાજે અનીતિ કરી હતી તે મને યાદ છે. સન ૧૮૫૫ માં ભાટીઆના મહાજનમાં સ્ત્રીઓને દર્શન બાબત બંદોબસ્ત કરવાનો ઠરાવ થયો હતો તે વખતે હું હાજર હતો. એક મહારાજે પૈસા મેળવવા માટે હમને એકઠા કર્યા હતા તે પણ મને યાદ છે. ઘણા મહારાજો પૈસા મેળવવા માટે લોકોને એકઠા કરે છે. એકાદ મહારાજનું નામ લીધા વગર મારાથી તેની પુરતી હકીકત કહેવાય નહી. પુરૂષ તથા સ્ત્રીઓનાં દર્શન જુદાં કરાવવા વાસ્તે મેં એક મહારાજને કહ્યું હતું. સ્ત્રી પુરૂષ ભીડમાં એક બીજાની સાથે ધકકા ધકકીમાં આવે છે એ ઘણું અણુઘટતું છે. ભીડાભીડમાં મારી નજરે કાંઇ બદફેલી પડી નથી. હમારા લોકો પોતાને ઘેર જયારે મહારાજને બોલાવે છે ત્યારે બાયડીઓ તેમની આગળ જારભાવના ગીત ગાય છે."

(૨૧) **નરસી જેઠા**- ઉલટ પાલટ—(તું શું સાબેત કરવાને આવ્યો છે એમ પુછવા ઉપરથી સાક્ષી બોલ્યો કે)"મને શું ખબર કે તમે શું પુછવાના છો. પુંછોતેનો જવાબ" (ત્યારે મી૦ બેલીએ તેને કાંઈ પુછયું નહિં.)

(૨૨) **ઠાકરસી નારણજી**—હું વેપારી છું અને વાદીને ઓળખું છું, કચ્છ માંડવીમાં અગીઆર કે બાર વરસ થયાં વાદીની આબરૂ ખરાબ બોલાય છે. વ્યભીચાર વીષે મેં તેની આબરૂ ખરાબ સાંભળી છે.

(૨૩) **રવજી સુંદરદાસ**—હું વેપારી છું અને વાદીને ઓળખું છું. કચ્છ માંડવીમાં નીતી વીષે તેની આબરૂ ખરાબ હતી.

ઉલટ પાલટ તપાસ—"બધા મહારાજ ખરાબ છે એ વાત સઘળા લોકો જાણે છે. કચ્છમાં મેં સાંભળ્યું હતું કે વાદીની આબરૂ બીજા મહારાજો કરતાં વધારે ખરાબ હતી, વાદી પોતાનાં ઘરમાં જુગાર રમાડતો હતો."

(૨૪) **કહાનદાસ મંછારામ**—ગેરીસન ઇજનેર ખાતામાં હુ આસીસ્ટંટ ઇજનેર છું. હું સુરતનો વતની છું અને વાદીને ઓળખું છું. નીતિ વીશે સુરતમાં વાદીની આબરૂ ખરાબ હતી.

ઉલટ પાલટ તપાસ—ઘણાજ ભાવકી સેવકો સિવાય બીજાઓનું વાદીને વીશે સારૂં મત હોય એમ હું ધારતો નથી, વાદીને ઇશ્ક તથા આંખના ચાળાનો છંદ હતો.

પાછી તપાસ—' મારા સાંભળવામાં આવ્યું હતું કે સુરત મધ્યે વાદીનાં મંદીરમાં જે સ્ત્રી દર્શન કરવા જતી તેની તરફ આંખનાં ચાળા કરીને વાદી હસતો હતો."

(૨૫) જનાર્દન રામચંદ્ર—"હું પોસ્ટ માસ્તર જેનરલની ઓફીસ ખાતામાં છું. "કવી ચરિત્ર" નામનું એક મરાઠી પુસ્તક મેં રચ્યું છે, અને તે મધ્યે વલ્લભાચાર્યના પંથની બીના લખવાને વાસ્તે કવી નર્મદાશંકર લાલશંકર પાસેથી મને એક લખેલી પ્રત મળી હતી."

(૨૬) કવી નર્મદાશંકર લાલશંકર—હું નાગર બ્રાહ્મણ છું. હીંદુ વીધવાઓના પુનર્વિવાહની બાબતમાં મેં ઘણી ઉલટ લીધેલી છે. પુનર્વિવાહની જાહેર સભામાં વાદીની સાથે તકરાર કરવામાં હું હતો. વાદીએ પુનર્વિવાહની વીરૂદ્ધ પોતાનો વિચાર જણાવ્યો હતો. વલ્લભાચાર્યના પંથ વીશેની લખેલી પ્રત છેલ્લા સાક્ષી જનાર્ધન રામચંદ્રને મેં આપી હતી. એ પ્રત મેં લખી હતી. વલ્લભાચાર્ય પંથના કેટલાક પુસ્તકો મેં સારી પેઠે વાંચ્યા છે, અને તન, મન, ધન અર્પણ કરવા વીશે મને કાંઈ પણ શક નથી. એ અર્પણ કરવામાં બાયડી, છોકરી, છોકરા, ધનમાલ બધું આવ્યું. વાદીની આબરૂ દરએક ઠેકાણે સુરત, (કચ્છ) માંડવી; મુંબઈ વગેરે ઠેકાણે હલકી બોલાય છે, કાલાભાઈ લલ્લુભાઈ નામના સાક્ષીને હું ઓળખું છું તેણે સુરતમાં વાદીની અનીતિ વીશે મારી પાસે વાત કરી હતી.

ઉલટ પાલટ તપાસ—"સાત વરસ થયાં હું કવિતા બનાવું છું. વલ્લભાચાર્ય પંથની અનીતિ વીશે હું મારે ઘેર ભાષણ કરૂં છું તે એવી મતલબથી કે મહારાજોને માનનારા સેવકોની શુદ્ધ ઠેકાણે આવે અને નઠારા મહારાજોને છોડી દે, એકાદો મહારાજ કદાચ સારો હશે પણ તેમ હું જીવણજીને ગણતો નથી. મહારાજોનાં પુસ્તકો મને શાસ્ત્રીઓએ આપ્યાં તે મધ્યેથી મેં એ પંથ વીશે લખ્યું, તન, મન, ધન, મહારાજને અર્પણ કરવાનું એ પુસ્તકોમાં લખ્યું છે, એ વીશે મારી પાકી ખાતરી છે, એ પુસ્તકોના જે અર્થ મેં કીધા છે, તે શાસ્ત્રીઓએ કબુલ રાખ્યા છે. હું દર વરસે એક વખત સુરત જાઉં છું પણ ગયે વરસ ગયો નથી. સુરતમાં વાદીની ખરાબ આબરૂ હતી તે વીશે લાઇબલની બીના છપાઈ તેની અગાઉ પ્રતીવાદીને મે કહ્યું હતું.

પાછી તપાસ—"હું ગુજરાતી ડીક્ષનરી બનાવું છું તે સબબે ગયે વરસ હું સુરત જઈ શકયો નહીં. જે શાસ્ત્રીઓએ મારો અર્થ કબુલ કર્યો

તે શાસ્ત્રીઓ મહારાજોના ઓશીઆળા છે, અને તેઓને નુકશાન પુગે તેટલા માટે તેઓના નામ લેવાને હું આંચકો ખાઉં છું. વલ્લભાચાર્ય પંથમાં નીતિ છેજ નહીં. મહારાજો ધર્મ ઉપદેશ કરતા નથી માટે વલ્લભાચાર્ય પંથના પણ ધર્મગુરૂ કહેવાય નહીં, ત્યારે બધા હીંદુઓના ધર્મગુરૂ શાના કહેવાય?

(૨૭) **રામદાસ ભાણજી**—"હું ભાટીઓ અને વલ્લભાચાર્ય ધર્મ પાળનારો છું. લાઇબલની બીના લખાઈ તેની અગાઉ ગુજરાતી વર્તમાન પત્રમાં મહારાજોની વીરૂદ્ધ મેં ઘણીએક બીના લખી છે. મુંબઇ ટાઈમ્સમાં પણ મેં એ વીશે કેટલાએક ચર્ચાપત્રો લખ્યા છે. તે લખવામાં મહારાજોની અનીતિ તથા ઇશ્વરી દાવાની વાતો જાહેર પાડી છે.

ઉલટ પાલટ તપાસ—"મારા પંથમાં કેટલીએક અનીતિ છે અને અનીતિને હું ધીક્કારૂં છું તોપણ હજી હું એમાં રહેલો છું. મહારાજોને વીશે જે બીના મેં લખી હતી તે લખવામાં પ્રતીવાદીએ મને કાંઇ મદદ કીધી નથી. મેં મહારાજોને ગાળ દીધી નથી. પણ તેમની અનીતિ જાહેર પાડી છે, 'ખોજા દોસ્ત' પત્રનો હું અધીપતી છું, અને એ પત્ર સુધારાવાળા ખોજાઓનું વાજીંત્ર કહેવાય છે."

(૨૮) **ત્રીભોવનદાસ દ્વારકાદાસ**—ઉલટ પાલટ તપાસ— "હું ગોકળદાસ તેજપાળ એન્ગલો વર્નાક્યુલર સ્કુલનો પેહેલો આસીસ્ટંટ ટીચર છું અને વલ્લભાચાર્ય ધર્મ પાળું છું. આ મુકદમાનો પારસી પ્રતીવાદી આજ સવારે મારે ઘેર આવ્યો અને બોલ્યો કે સુપ્રીમ કોર્ટમાં તમારી શાહેદીની જરૂર પડશે તેનો સમન મને અર્ધો કલાક થયાં મળ્યો છે. મહારાજના આચરણ વીષે ગુજરાતી વર્તમાન પત્રોમાં મેં ઘણીએક બીના લખી છે, પાંચ વરસ થયાં મહારાજનાં મંદીરમાં દર્શન કરવા હું ગયો નથી"

(૨૯) **નાનાભાઈ પેસ્તનજી**—"હું ચાબુક"નો અધીપતી છું. 'ચાબુક' મધ્યે ચર્ચાપત્ર છપાવવાને વાસ્તે મહારાજની તરફથી મારા ધારવા પ્રમાણે પ્રભુદાસ આવ્યો હતો."

(૩૦) **નાનાભાઈ રૂસ્તમજી રાણીના**—"આ મુકદમા મધ્યે હું પ્રતીવાદી છું, અને 'યુનીઅન' પ્રેસનો મેનેજર તથા એક માલેક છું. 'સત્ય પ્રકાશ' પત્રનો હું છાપનાર હતો. અને પ્રતીવાદી કરસનદાસ તેનો અધીપતી હતો. એ પત્ર પૈસાનો ફાયદો મેળવવા વાસ્તે નહી,

પણ દેશીઓના સુધારાને વાસ્તે કહાડવામાં આવ્યું હતું. પેદાશના કરતાં તેનો ખર્ચ ઘણો વધારે થતો હતો. વાદી જદુનાથજી મહારાજના 'સ્વધર્મ વર્ધક' નામનાં ચોપાનીયાના કેટલાક અંક મેં છાપ્યાં છે. એ છાપવાને વાસ્તે મહારાજનો કેસ ચલાવનાર પ્રભુદાસ મારી પાસે આવ્યો હતો. તેનું બીલ ડાક્ટર ધીરજરામ દલપતરામે મહારાજની તરફથી ચુકવી આપ્યું હતું.

(પ્રતીવાદીની તરફનો મુકદમો અહીં ખલાસ થયો.)

(વાદીના બારીસ્ટર મી૦ બેલીએ વાદીની તરફથી સાક્ષીઓ બોલાવવા કે નહીં તેનો વિચાર કરવાને કોર્ટ પાસેથી થોડોએક વખત માગી લીધો. ત્યાર પછી સુમારે અર્ધે કલાકે પ્રતીવાદીએ વાદીને વીષે આપેલો પુરાવો રદ કરવાને માટે સાક્ષીઓ બોલાવવાનો મી૦ બેલીએ ઠરાવ કીધો. પહેલું નામ લાલુમલ મોતુમલનું બોલાવવામાં આવ્યું. શખ્સ વાદીની તરફનો સાક્ષી હોવા છતાં કોર્ટનો હુકમ તોડીને આ મુકદમાની તપાસ સાંભળવાને કોર્ટની અંદર કેટલીએક વખત બેઠો હતો. તેને ચીફ જસ્ટીસે સોગન આપીને એ વાત ત્રણ વખત પુછી; પણ તે નામુકર જવા ઉપરથી બીજા ત્રણ શાક્ષીઓએ સાબીત કીધું કે તે કોર્ટની અંદર મુકદમો સાંભળવાને બેઠો હતો. એક દીવસ કેદખાનામાં કેદ રાખવાનો હુકમ કીધો.)

## પ્રતીવાદીનો પુરાવો રદ પાડવાને વાદીના સાક્ષીઓ

(સતરમો દીવસ; શનીવાર, તા૦ ૨૨ મી ફેબ્રુઆરી.)

(૧) **લાલુમલ મોતુમલ**—હું ન્નાતે મુલતાની છું અને વલ્લભાચાર્યનો ધર્મ પાળું છું. સંવત ૧૯૦૭ માં વાદી જદુનાથજી મહારાજ બેટ મધ્યે આવ્યો હતો તે મને યાદ છે. હું દરરોજ તેના દર્શને જતો હતો તેની ઉમર તે વેળાએ ૨૩ કે ૨૪ વરસની હતી, અને તેની સ્ત્રી મરણ પામેલી હતી. લક્ષ્મીદાસ ખીમજીને હું હમણા ઓળખું છું. બેટમાં વાદીની પાસે આવતો મેં કદી તેને દીઠો ન હતો. બેટમાં વાદીની આબરૂ ઘણી સારી હતી અને તેની અનીતિ તથા અપવિત્રાઇ વિષે કાંઇ બોલવામાં આવતું નહીં હતું. જગન્નાથજી મહારાજની હવેલીમાં વાદીએ ઉતારો કીધો હતો. વૈષ્ણવો તેના દર્શન કરવાને આખો દીવસ જતા હતા. તેની સાથે દશ બાર ચાકર હતા; પણ કોઇ વીરક્ત નહીં હતો. માંડવીનો એક ભાટીઓ પણ તેની સાથે

હતો. બેટ મધ્યે ઘણાએક મંદીરો છે. તે મધ્યે એક મંદાર લક્ષ્મીજીનું છે. જે ઓરડામાં લક્ષ્મીજીની મુર્તિ છે તે ઓરડો દશ કે બાર ચોરસ ફુટ છે. તેની બહાર એક ચોક છે. લક્ષ્મીજીના અંદરના ઓરડામાં દાખલ થવાને ગાયકવાડ સરકારની એક અથવા બે કોરીનો કર આપવામાં આવે છે. વાદી ત્યાં વસંત પંચમી ઉપર આવ્યો હતો. એ દહાડામાં મુર્ત્તિની ઉપર ગુલાલ નાંખવામાં આવે છે અને લક્ષ્મીજીના મંદીરમાં વૈષ્ણવની ઉપર નાખવામાં આવતો નથી. બેટના તેર મંદીર (પાસે પાસે) છે તે મધ્યેના ફક્ત ત્રણ મંદીરમાંજ વૈષ્ણવોની ઉપર ગુલાલ નાંખવામાં આવે છે. અને બીજા મંદીરોમાં ફાગણ વદ ૧ સીવાય વૈષ્ણવોની ઉપર ગુલાલ નાંખવામાં આવતો નથી. બેટમાં હું ગુલાલનો ધંધો કરતો હતો. લક્ષ્મીજીના મંદીરમાં મહારજ જ્યારે મુર્તિનો ઉપર ગુલાલ નાખે છે ત્યારે તેની આસપાસ બીજા ચાર મંદીરના બ્રહ્મચારી (પુજારીઓ) ઉભા રહે છે અને પુરૂષ તથા સ્ત્રીઓ છેટે જુદાં ઉભા રહે છે. ઓરડાની બહાર પુરૂષ તથા સ્ત્રીઓની ભીડ સાથે સાથે હોય છે. એ તેર મંદીરની ઉપર ચાર ગાદીવાળા સત્તા ચલાવે છે. લક્ષ્મીજીના મંદીરમાં બ્રહ્મચારી તથા ચાર સીપાઈની ચોકી રાખવામાં આવે છે. ચર્ણસ્પર્ષ કરવાને કર નહીં આપે તે બાહેર રહીને દર્શન કરે છે. દહાડામાં બે વખત મહારાજ બધાં મંદીરની પરીક્રમા કરવાને આવે છે અને તે અર્ધા કલાકમાં પુરી કરે છે. મેં બેટમાં રસ મંડળી વીશે કાંઇ સંભળ્યું નહીં હતું એ વીશે ફક્ત આંહીંજ મેં વર્તમાન પત્ર મધ્યે વાચ્યું.

ઉલટ પાલટ તપાસ--"હું ફરીથી સોગન ખાઇને કહું છું કે કોર્ટ મધ્યે આ મુકદમો સાંભળવાને માટે હું બેઠો નથી. હું બેઠો હતો એ વીષે જેઓએ સોગંદ ખાધા તે ખોટા હતા તે હું કહી શકતો નથી. તેઓએ ખરા સોગંદ ખાધા હતા." (સર જોસેફ આરનોલ્ડે કહ્યું કે આ માણસના બોલવા ઉપર કાંઇ પણ ભરોસો રાખી શકાય નહીં. તે જે કાંઈ બોલ્યો તેને હું કાંઇ પણ વજન આપી શકતો નથી.)

(૨) **દેવીદાસ હંસરાજ**–"હું ભાટીઓ અને દ્વારકાનો રેહેવાસી છું. મારો ગુરૂ નથુજી મહારાજ મરણ પામ્યો છે. વાદીને હું ઓળખું છું અને તેને દ્વારકામાં ૧૯૦૭ ના વરસમાં મેં દીઠો હતો. મારી છોકરીનાં લગ્ન ઉપર મેં તેને મારે ત્યાં દીઠો હતો. નીતિ અને પવિત્રાઈ વીષે તેની આબરૂ સારી હતી. મેં તેને એક જુદી ધર્મશાળામાં ચાર પાંચ દીવસ સુધી રાખ્યો હતો. બેટમાં તેર મંદીરમાં સાત મંદીર

(તે મધ્યે લક્ષ્મીજીનું પણ) ગાયકવાડ સરકારના હસ્તકમાં છે. દરેક મંદીરમાં એક ચોબદાર હોય છે. લક્ષ્મીજીના મંદીરમાં ગુલાલ ઉડતો મેં કદી દીઠો નથી. રસ મંડળી વીષે બેટમાં મેં કાંઈ સાંભળ્યું નથી. અગર જો મેં સાંભળ્યું હોય તો એ રસ મંડળીવાળાઓને હું શીક્ષા કર્યા વગર રેહેત નહીં. હું દ્વારકાનો કુમાવીસદાર (વડો સરકારી કારભારી) હતો. મુંબઇના ગુજરાતી વર્તમાન પત્રોથી મેં રસ મંડળી વીષે જાણ્યું હતું તે સિવાય હું કાંઇ જાણતો નથી.

ઉલટ પાલટ તપાસ--"ત્રણ વરસ સુધી ગાયકવાડ સરકારે મને નજર કેદમાં રાખ્યો હતો. અને તે એટલા માટે કે બીજા રાજની હદના ચોરોને મેં પકડયા હતા. 'સારટ' સાહેબે મારી તપાસ કરીને તેનો રીપોર્ટ કીધો હતો તેણે મને પાંચ હજાર રૂપીઆનો દંડ કીધો નહીં હતો, ત્રણ વરસ હું નજર કેદ હતો. તે વખતમાં બેટના મંદીરમાં હું ગયો નહી હતો. 'પારસી રીફૉરમર' હું ખરીદ કરતો હતો તેમાં મહારાજના વીરૂધ મારા વાંચવામાં આવતું હતું. લક્ષ્મીજીના મંદીરમાં ગુલાલ ઉડતો મેં જોયો નથી. પણ ત્યાં ઉડે છે કે નહીં તે હું જાણતો નથી. ગાયકવાડ સરકારને હસ્તક છ મંદીર છે, તેમાંનાં પાંચ મંદરનું એકજ છાપરૂં છે. લક્ષ્મીજીનું મંદીર એ પાંચ મંદીરની સાથે આવ્યું અને તેનો દેખાવ ઘરના જેવો લાગે છે."

(૩) **મીઠારામ પુરશોતમ**--"વાદીને હું ઓળખું છું. ૧૯૦૭ના વરસમાં મેં તેને બેટમાં દીઠો હતો. કુમાવીસદારના ગુમાસ્તાનો હું કારકુન હતો. અને બેટ મધ્યે જે મહારાજો આવતા તેની પાસે મને તે મોકલતો હતો. તેણે મને વાદીની પાસે પણ મોકલ્યો હતો. વાદી જ્યારે મંદીરમાં જતો હતો ત્યારે હું તેની સાથે જતો હતો. વાદી દ્વારકાનાથજીના મંદીરમાં ઉતર્યો હતો, નીતિ વીષે તેની આબરૂ ઘણી સારી હતી. તેની સાથે મંદીરમાં હું ચાર સીપાઈ લઇને જતો હતો. એ વેળાએ હું એની પાસેજ રેહેતો હતો; પણ મેં કાંઇ તેની અનીતિ જોઇ નથી. રસ મંડળી વીષે મેં કદી સાંભળ્યું નથી.

ઉલટ પાલટ તપાસ—"હમણાં તમે બોલો છો ત્યારેજ મેં રસ મંડળીનું નામ સાંભળ્યું. તેની અગાઉ મેં કદી સાંભળ્યું નહીં હતું. દ્વારકાનાથજી અને જગન્નાથજીનું મંદીર એકજ. વાદીની આબરૂ વીરૂદ્ધ આજ સિવાય કદી મેં સાંભળ્યું નથી, વાદીની સાથ મુલાકાત બેટમાંજ થઈ હતી. હું મુંબઈમાં પંદર દાહાડા થયા આવ્યો છું. વાદીની ઉપર

વ્યભીચારના અપરાધ મુકવામાં આવ્યા છે તે મેં આજેજ સાંભળ્યું. મેં છેલ્લા સાક્ષીને જોયો. બેટ મધ્યે હું જ્યારે હતો ત્યારે તે કુમાવીસદાર નહીં હતો. મહારાજની પાસેજ હું બેસી રહેતો હતો, અને વાદી થોડો વાર બહાર જવાને હુકમ કરે તો જાઊં નહીં. ગાયકવાડ સરકારના સીપાઈ પણ વાદીને એક પળવારથી રેઢા મુકતા નહીં હતા.

પાછી તપાસ—"રાજકોટથી આવ્યા પછી વાદીની અનીતિ વીષે મેં વર્તમાન પત્રોમાં સાંભળ્યું, બેટના મંદીરમાં હું વાદીની સાથે જતો હતો ત્યારે તેણે મને બાહાર જવાનું કોઈ દહાડો કહ્યું નહીં હતું. જે જે ઓરડામાં જાય ત્યાં તેની પાછળ હમેશ સીપાઈ રહેતાજ હતા. તેના સુવાના ઓરડામાં પણ સીપાઈઓ રહેતા હતા. તેને એક પળથી એકલા છોડતા નહીં હતા. વાદીના ખવાસ (ચાકર) પણ તેને એક પળ રેઢા મુકતા નહીં હતા. (કોર્ટના પુછવા ઉપરથી) મહા મહીનામાં મેં વાદીને બેટ મધ્યે જોયો હતો, અને ત્યાં દશ બાર દીવસ રહ્યો હતો. વાદી બેટમાં હતો ત્યારે દ્વારકાનાથજીના મંદીરમાં મેં ગુલાલ ઉડતાં જોયો હતો. બીજા કોઈ પણ મંદીરમાં ગુલાલ ઉડતો નથી, મહારાજ તથા બ્રહ્મચારીઓ વૈષ્ણવોની ઉપર ગુલાલ ઉડાડે છે. પુરૂષ તથા સ્ત્રી અર્ધા રૂપીઆનો કર આપતા તે મુર્તીના ચરણસ્પર્શ કરવાને અંદર દાખલ થઈ શકતા હતા. મુર્તીનાં મંદીરમાં મહારાજ હાજર હોય તો મુર્તીના દર્શન કરીને પછી મહારાજના દર્શન કરે."

(૪) **રાઘવજી નાથા**—"હું જાતે ભાટીઓ અને વલ્લભાચાર્યનો ધર્મ પાળું છું. ૧૮૫૧ ના ફેબ્રુવારી મહીનામાં વાદીને મેં બેટમાં દીઠો હતો. હુ બેટમાં ગયો ત્યારે મહારાજ દ્વારકા તરફ જવાને નીકળ્યા હતા પણ પાછા દશ કે બાર દીવસમાં બેટ મધ્યે આવ્યા હતા, હું વાદીના દર્શન કરવાને જ્યારે ત્યારે જતો હતો. મેં બેટમાં તેની અનીતિ વિષે કાંઈ સાંભળ્યું નથી.

ઉલટ પાલટ તપાસ—"હું જાત્રા કરવાને બેટમાં ગયો હતો. હું ચોકસ કહું છું કે હું તે વખત મુંબઈમાં હલાલી કરતો નહી હતો. આ અદાલતમાં મહારાજની વીરૂદ્ધ સાહેદી આપવી અથવા તેની ગુપ્ત વાત જાહેર કરવી એમાં પાપ છે. હું કચ્છમાં હતો ત્યારે સાહેદી નહી આપવાના બંદોબસ્ત ઉપર સહી કીધી નથી (કોર્ટના પુછવા ઉપરથી) મથુરાદાસ લવજીએ મહારાજની વીરૂધ્ધ સાહેદી આપવામાં પાપ કીધું છે. આખી દુનીઆ કહે છે કે તેણે પાપ કીધું. મુસલમાનો પણ કહે

છે. (મુંબઇ મધ્યે સાહેદીનો બંદોબસ્ત કરવાને ભાટીઆઓ મળ્યા હતા કે નહી તે વીષેનો પાધરો જવાબ નહી આપ્યાથી આ સાક્ષીને વીસ રૂપીઆનો દંડ કરવામાં આવ્યો.) મેં સાંભળ્યું કે મુંબઇમાં ભાટીઆનું મહાજન બંદોબસ્ત કરવાને એકઠું થયું હતું. મહારાજની વીરૂદ્ધ કાંઇ વાત હોય તો હું કોર્ટમાં કહું, હું ધારૂં છું કે મહારાજ કદી ખરાબ કામ કરેજ નહી. તે હમારો ગુરૂ થાય અને બધી બાયડીઓ તેની દીકરી ગણાય છે"

(૫) **પ્રેમજી પુંજા**—"હું પોકરણો બ્રાહ્મણ છું. બેટ મધ્યે રાધાજીના મંદીરમાં મેં પંદર કે વીશ વરસ ચાકરી કીધી છે. દશ કે બાર વરસ ઉપર વાદી બેટ મધ્યે આવ્યો હતો ત્યારથી હું તેને ઓળખું છું. તે રાધાજીનાં મંદીરમાં રોજ બે વખત આવતો હતો. તેની સાથે હમેશ ખવાસ રહેતા હતા, મેં વાદીને વીષે કોઇ અનીતિની વાત જોઇ અથવા સાંભળી નથી. હમારા મંદીરમાં ગુલાલ ઉડાડવાનો ચાલ નથી. હમારા (રાધાજીના) મંદીરમાં તથા લક્ષ્મીજીના મંદીરમાં ફક્ત મુર્તી ઉપર ગુલાલ નાંખવામાં આવે છે. દ્વારકાંનાથજીના મંદીરમાં મુર્તી ઉપર ગુલાલ છાંટયા પછી ફક્ત પુજારીઓજ ગુલાલ ઉડાડે છે અને તે ફક્ત ગવઇઆઓની ઉપર. નીતિ વીષે વાદીની આબરૂ બેટમાં ઘણી સારી હતી.

ઉલટ પાલટ તપાસ--"આજદીન (હમણા) સુધી વાદીની અનીતિ વીષે કાંઈ પણ વાત મેં સાંભળી નથી. હું રણછોડજી મહારાજનો સેવક છું, એ મહારાજ લીલા વીસ્તાર (મરણ) પામ્યા છે."

(૬) **પરશોતમદાસ દુર્લભભાઈ**—"હું સુરતનો રેહવાસી હતો વાદીને તથા તેના બાપને ઓળખું છું. હું સુરત મધ્યે રહેતો હતો ત્યાં સુધીની નીતિ વીષે વાદીની આબરૂ ઘણી સારી હતી- સુરતમાં તથા મુંબઇ આવ્યા પછી પણ વાદીની અનીતિ વીષે મેં કાંઇ સાંભળ્યું નથી, હું મુંબઇમાં તેના દર્શન કરવાને જતો હતો પણ તેની ચાલમાં મેં કાંઈપણ અઘટીત કામ દીઠું નથી.

ઉલટ પાલટ તપાસ—"ફક્ત ત્રણ ચાર મહીના ઉપર મેં સાંભળ્યું કે વાદીની ઉપર વર્તમાન પત્રો મધ્યે વ્યભીચારનો અપરાધ મુકવામાં આવ્યો છે તે સિવાય મે કાંઇ સાંભળ્યું નથી ચીમનજી મહારાજના મંદીરમાં બંદોબસ્ત કરવાને સભા ભરાઈ હતી તે મેં સાંભળ્યું હતું.

(૭) **પરસોતમદાસ દયાળરામ**-" હું વાણીઓ અને વલ્લભાચાર્ય ધર્મ પાળનારો છું. હું સુરતનો ઘણા વરસનો રેહવાસી છું અને વાદીને ઓળખું છું. સુરતમાં નીતિ વીષે મેં વાદીની ઘણી સારી આબરૂ સાંભળી હતી.

ઉલટ પાલટ તપાસ--" મુંબઇ અથવા સુરતમાં મેં વાદીની વીરૂદ્ધ કાંઇ સાંભળ્યું નથી. ચાર પાંચ મહીના થયા હું મુંબઈમાં આવ્યો ત્યારે મેં સાંભળ્યું કે વાદીની ઉપર વ્યભીચારનો અપરાધ મુકવામાં આવ્યો છે. મહારાજને સ્ત્રી અર્પણ કરવી એ વાત ઘટતી કે અણઘટતી છે તે હું જાણતો નથી. મહારાજને હું ઇશ્વર પ્રમાણે હું ગણું છું, અને તેની વીરૂદ્ધ સાક્ષી પુરવામાં પાપ સમજું છું.

પાછી તપાસ--" મહારાજને હું માન આપું છું તેથી કોર્ટમાં હું કાંઇ જુઠું બોલનાર નથી. તેની અનીતિની મને ખબર હોય તો તે હું કોર્ટમાં જાહેર કરૂં; ( સર જોસેફ આરનાલ્ડના પુછવા ઉપરથી ) મહારાજ અણઘટતું કામ કરેજ નહી. અનીતિ કરવી એ અણઘટતું કામ કહેવાય ".

(૮) **પ્રભુદાસ દયારામ**—" હું સુરતનો રેહવાસી અને રામદાસ પુરશોતમદાસની પેહેડીનો મુનીમ છું; વાદીને હું ઓળખું છું. નીતિ વીષે તેની ઘણી સારી આબરૂ છે. સુરતથી મુંબઇ આવ્યા પછી તેની અનીતિ વીષે કાંઇ સાંભળ્યું નથી.

ઉલટ પાલટ તપાસ—"મારી પેહેડીના કામકાજને લગતા કાગળ સિવાય બીજા કાગળ મને સુરતથી આવતા નથી. પચીસ ત્રીસ વર્ષ થયાં હું મુંબઈમાં છું. મુંબઈમાં હું વાદીના દર્શન કરવા જતો હતો. આ ફરીયાદી મંડાઇ તેની અગાઉ મને ખબર નહીં હતી કે વાદીની ઉપર વ્યભીચારનો અપરાધ મુકવામાં આવ્યો છે. બે ત્રણ વરસ થયાં મહારાજોની અનીતિ વીષે મેં સાંભળ્યું છે; પણ રસ મંડલી વીષે મે કાંઈ સાંભળ્યું નથી. મંદીર મધ્યે જે ચર્ણામૃત આપવામાં આવે છે તે મેં પાધુ છે. ગુરૂથી પાપનું કામ થાયજ નહીં ( સર માર્થીઉ સાસના પુછવા ઉપરથી ) કોઇ ભરોસાદાર માણસ મને કહે કે મહારાજ ખરાબ કામ કરે છે તો હું તે વાત માનું ખરો. "

(૯) **નારાયણદાસ વ્રીજભુખણદાસ**---હું સુરતનો રહેવાસી છું અને આશરે બે મહીના થયા મુંબઈ આવ્યો છું. વાદી મારો ગુરૂ થાય દશ બાર વરસ થયાં હું દરરોજ તેના દર્શન કરવા જાઉં છું. નીતિ

વીષે તેની ઘણી આબરૂ છે. મુંબઈમાં હું જ્યારે ત્યારે તેના દર્શન કરવા જાઉં છું. વાદીનો બાપ સંવત ૧૯૦૮ કે ૯ માં મરણ પામ્યો. વાદીએ સુરતમાં પોતાને ખર્ચે સંસ્કૃત નીશાળ કહાડી છે, છોકરીઓની નીશાળ કહાડી નથી.

ઉલટ પાલટ તપાસ—"તે નીશાળ વીષેની વાત મેં વાદીની પાસેથી સાંભળી છે. આજ અથવા કાલની ઘડી સુધી મેં વાદી તથા બીજા મહારાજોની અનીતિ વીષે સાંભળ્યું નથી."

(૧૦) **મોરારભાઈ વ્રીજભુખણ**—"મુંબઇ તથા સુરતમાં હું સરાફનો ધંધો કરૂં છું. સન ૧૮૫૮ માં નામદાર રાણીએ આ દેશનું રાજ પોતાના હાથમાં લીધું ત્યારે નાના કરજદારોના કરજ ચુકાવી મેં તેઓને જેલમાંથી છોડાવ્યા હતા. વાદીને હું ઓલખું છું નીતિ વીષે તેની આબરૂ સારી છે. મુંબઈમાં કે સુરતમાં મેં તેની અનીતિ વીષે સાંભળ્યું નથી હું સુરત ગયો ત્યારે તેણે નીશાળ કહાડી છે એવું મારા સાંભળવામાં આવ્યું નહી હતું.

ઉલટ પાલટ તપાસ—"વાદી તથા બીજા મહારાજોની અનીતિ વીષે મેં સાંભળ્યું નથી. મહારાજો અનીતિ કરે છે એવી વાત મેં એદલજી ફ્રામજીની દુકાન મધ્યે કરી નથી."

(૨૧) **મનસુખરામ ખુશાલદાસ**—"હું ગોપાળરાવ મલાર રાવની પેહેડીનો મુનીમ છું. ચારેક વરસ થયાં હું મુંબઇમાં આવ્યો છું. ચારેક વરસ હું સુરતમાં રહ્યો હતો અને વાદીને ઓળખું છું. ત્યાં હું ઘણું કરીને દરરોજ વાદીનાં દર્શન કરવા જતો હતો. નીતિ વીશે તેની આબરૂ સારી હતી, તેની અનીતિ વીષે મેં કાંઇ પણ ગપ અથવા ગુમાટો સાંભળ્યો નથી. જો હોત તો સાંભળ્યાં વગર રેહેત નહીં.

ઉલટ પાલટ તપાસ--"હું સુરતમાં હતો ત્યારે જદુનાથજી બેટ ગયો છે એવું મેં સાંભળ્યું નહીં હતું. આ મુકદમો ચાલ્યા પછી થોડે દીવસે મેં મહારાજોની અનીતિ વીશે સાંભળ્યું. તેની અગાઉ મેં સાંભળ્યું નહોતું."

(અઢારમો દીવસ; સોમવાર, તા૦ ૨૪ મી ફેબ્રુવારી.)

(૧૨) **નાનાભાઈ કરશનદાસ**—"હું રૂનો વેપારી તથા ભરૂચનો રેહેવાસી છું. દર વરસે હું સુરતમાં જાઉં છું. વાદીને મળવા હું કદી ગયો નથી, પણ સુરતમાં મેં તેને જતાં આવતાં દીઠેલો છે, મેં તેની આબરૂની વિરૂધ્ધ કાંઇ સાંભળ્યું નથી.

ઉલટ પાલટ તપાસ--"ગુરૂને વીષે સાચી વાત કહેવામાં હું પાપ સમજતો નથી, ફકત આજેજ મેં વાદીની આબરૂની વીરૂદ્ધ સાંભળ્યું. સુરતમાં હું કદી તેને મળવા ગયો નથી."

(૧૩) **નરોતમદાસ હરીભાઈ**—"હું સુરતના નવાબનો મેહેતો છું અને જ્ઞાતે વાણીઓ છું વાદીનાં તથા વાદીના બાપના દર્શન કરવાને હું એક વખત રોજ જતો હતો. વાદીની નીતિ વીષે તેની આબરૂ સારી હતી. સુરતમાં તેણે ત્રણ ચાર વરસ થયાં પોતાને ખર્ચે નીશાળ ઉઘાડી છે, તે હું જાણું છું.

ઉલટ પાલટ તપાસ--" વાદીને મેં મારે ઘેર કદી પધરાવ્યો નથી. આશરે એક વરસ ઉપર મેં સાંભળ્યું કે છાપાવાળાએ વાદીની વીરૂદ્ધ લખ્યું છે. તેની અગાઉ મેં કાંઇ સાંભળ્યું નહીં હતું (કોર્ટના પુછવા ઉપરથી) મહારાજની આબરૂ વીષે કોઇ બુમ ઉડાડે તો હું માનુ નહીં. ખરાબ કામ (એટલે 'વલ્લભાચાર્ય') ના ધર્મથી ઉલટુ કામ મહારાજ કરે નહીં. ધર્મમાં મહારાજને બાયડી અર્પણ કરવાનું લખ્યું હોય તો પણ તે કામ હું ખરાબ સમજું છું.

(૧૪) **ભુખણદાસ કીશોરદાસ**—"હું નસરવાનજી ભાવનગરીઆની ચાકરીમાં છું અને એક વર્ષ થયાં મુંબઇ આવ્યો છું. વાદી મારો ગુરૂ થાય અને હું તેના દર્શન કરવા મુંબઇ જતો હતો. નીતિ વીષે તેની આબરૂ ઘણી સારી હતી.

ઉલટ પાલટ તપાસ—"થોડા વરસ ઉપર વાદીએ સુરતમાં જાસ્તીથી જારકર્મ કીધું હતું તેને માટે તેને બાહાર ભાગી જવું પડયું એ હું કહી શકતો નથી. બ્રહ્મસંબંધમાં મંત્ર પ્રમાણે ચાલવાને હું તેની સાથે બંધાયેલો છું. મહારાજની વિરૂદ્ધ સાચી વાત કેહેવામાં હું પાપ સમજતો નથી. હું મારા આખા જન્મારામાં જુઠું બોલ્યો નથી. મહારાજથી ખરાબ કામ થાયજ નહીં. કોઇ પણ મહારાજની અનીતિ વીષે મેં કદી સાંભળ્યું નથી."

**હરગોવંદ મુલચંદ**—"હું માણેકજી તથા બમનજી ખરશેદજી કામ.ની કુંપનીમાં મહેતો છું. વાદી મારો ગુરૂ થાય. સુરતમાં નીતિ વીષે તેની આબરૂ ઘણી સારી હતી. તેના મંદીરમાં મેં કાંઇ પણ અનીતિ જોઇ નથી.

ઉલટ પાલટ તપાસ—મહારાજને હીંડોળા ઉપર ઝુલાવવામાં આવે છે કે નહી તે હું કહી શકતો નથી. સન ૧૮૫૧માં વાદી

સુરતથી જતો રહ્યો; પણ બહાર પાંચ વરસ રહ્યો કે સાત તે હું કહી શકતો નથી. સુરતમાં મેં કોઈ પણ મહારાજની વિરૂદ્ધ સાંભળ્યું નથી મુંબઈમાં ફકત બે ત્રણ મહીના થયાં છાપામાં સાંભળ્યું. (કોર્ટના પુછવા ઉપરથી) મહારાજની સામે સાક્ષી નહી આપવાનો ઠરાવ કરવાને વાસ્તે કોઇ પણ ભાટીઆને શીક્ષા થઈ એવું મેં સાંભળ્યું નથી. મેં એટલુંજ સાંભળ્યું કે કેટલાક ભાટીઆ લડતા હતા અને તેને માટે તેઓને સજા થઈ. મહારાજ ગુરૂ એટલા માટે તેઓથી ખરાબ કામ થાય નહિં. મહારાજની વીરૂધ્ધ ખરાબ વાત બોલાતી હોય તો હું માનું નહીં; કેમકે મહારાજ થઈને ખરાબ કામ કરેજ નહીં; અને કોઈ પણ શખ્સ એમ કહે કે મહારાજે ખરાબ કામ કીધું તો હું માનું નહીં."

(૧૬) **કહાનદાસ દુલભદાસ**—ઉલટ પાલટ તપાસ—"સુરતમાં મેં વાદીની વીરૂધ્ધ કાંઈ સાંભળ્યુ નથી તે મારો ગુરૂ થાય. હમારા ધર્મ પ્રમાણે તેની સારી ચાલ વીષે હું કહું; પણ ગુરૂની માઠી ચાલ વીષે મારાથી કાંઈ પણ કેહેવાય નહીં.

પાછી તપાસ—"કાંઈ પણ શરમ વગર ગુરૂને વીષે બી સાચી વાત કહેવી જોઇએ (કોર્ટના પુછવા ઉપરથી) મહારાજને વીષે કાંઇ ખરાબ વાત હોય તો અહીં સાબીત થવી જોઇએ."

(૧૭) **બાળકૃષ્ણ ઉમેદરામ**—"હું અમદાવાદી સરાફ છું અને વલ્લભાચાર્યનો ધર્મ પાળું છું. સન ૧૮૪૮ કે ૪૯ માં મેં વાદીને અમદાવાદમાં દીઠો હતો. તે ત્યાં પાંચ છ મહીના રહ્યો હતો. બીજે ત્રીજે દહાડે હું તેના દર્શન કરવા જતો હતો. નીતિ વીષે તેની આબરૂ ઘણી સારી હતી. તેની અનીતિ વીષે મેં કાંઈ સાંભળ્યું નથી.

ઉલટ પાલટ તપાસ "અમદાવાદમાંથી એક મહારાજ એક જુવાન નાગર બ્રાહ્મણીને કહાડીને વડોદરે લઇ ગયો તે વીષે મેં કાંઈ સાંભળ્યું નથી. પાંચ છ વરસ થયાં હું મુંબઈમાં રહું છું અને ફકત ત્રણ ચાર મહીના થયાં મહારાજોની અનીતિ વીષે સાંભળું છું."

(૧૮) **ભાઈચંદ કેવલ**—"હું અમદાવાદથી આવ્યો છું. સન ૧૮૪૮ કે ૪૯ માં વાદીને મેં અમદાવાદમાં દીઠો હતો, અને એક બે વખત હું તેના દર્શન કરવાને ગયો હતો, નીતિ વીષે તેની આબરૂ ઘણી સારી હતી.

ઉલટ પાલટ તપાસ—"ફકત બે મહીના થયા વર્તમાન પત્ર ઉપરથી મેં વાદીની અનીતિ વીષે સાંભળ્યું તેની અગાઉ મેં કોઈ પણ મહારાજની અનીતિ વિષે સાંભળ્યું નહીં હતું. મારો મહારાજ નાગર બ્રાહ્મણીને કહાડી ગયો નથી. તે વીષે હું કાંઈ જાણતો નથી. ૧૮૫૫ માં આઠ નવ દીવસ મંદીર બંધ રહ્યાં હતાં તે મેં સાંભળ્યું હતું. જે બંદોબસ્તને માટે મંદીર બંધ થયાં હતાં તે બંદોબસ્ત ઉપર મેં સહી કરી નથી. મહારાજની નજરમાં આવે તો તે પાપ કરી શકે; પણ ઈશ્વર તેને શીક્ષા કરશે. ગુરૂની ખરી વાત પણ હું જાહેર કરીશ. મારો મહારાજ કોટાવાળો કનૈયાલાલજી છે. હમે મહારાજને ઇશ્વર કરીને ગણીએ છીએ."

પાછી તપાસ મહારાજને હમે મુર્તી પ્રમાણે ગણીએ છીએ; પણ ઠાકોરજીથી ઉતરતા ગણીએ છીએ."

(૧૯) **બાપુલાલ મથુરાદાસ** હું મુંબઇમાં એક સરાફને ત્યાં મહેતો છું. વલ્લભાચાર્ય ધર્મ પાળું છું. બે મહીના ઉપર હું વડોદરામાં હતો, કેટલાક વરસ ઉપર વાદી ત્યાં ત્રણ મહીના રહ્યો હતો તેની મને ખબર છે. બીજે ત્રીજે દહાડે હું તેના દર્શને જતો હતો. ગાયકવાડ સરકારે મહારાજોને માટે એક મંદીર બાંધી આપ્યું છે. વાદી ગાયકવાડનો ગુરૂ થાય, ગાયકવાડ તેને ઘણું માન આપે છે. અને જ્યારે શહેરમાં આવે છે ત્યારે તેને આદરમાન આપવાને પોતાના કુંવર તથા હાથીની સ્વારી મોકલે છે. વડોદરામાં નીતિ વીષે વાદીની આબરૂ સારી હતી.

ઉલટ પાલટ તપાસ-"ગાયકવાડ મરાઠો છે. કઈ જાતનો મરાઠો છે તે હું જાણતો નથી, તે બધા ધર્મને કબુલ કરે છે અને માન આપે છે. થોડા દહાડા ઉપર તેણે એક મસીદ બંધાવી અને એક મુસલમાન ફકીરને રાજી રાખવાને કુકરોને મારી નંખાવ્યા તે વાત ખરી છે. વડોદરામાં વલ્લભજી મહારાજ તારા નામની મુસલમાન વેશ્યાની ઉપર આશક થયો હતો તે મેં સાંભળ્યું નથી.

(૨૦) **મનસુખરામ નરોતમ**-"સતર વરસ થયાં હું વડોદરેથી મુંબઇ મધ્યે આવેલો છું. અને કામના સબબે ઘણી વેળા પાછો વડોદરે ગએલો છું. સંવત ૧૯૦૪ માં મેં વાદીને વડોદરા મધ્યે દીઠો હતો અને સાંભળ્યા મુજબ નીતિ વીષે તેની સારી આબરૂ હતી. મેં વાદીને વીષે કાંઈ ખરાબ વાત સાંભળી નથી, હું જ્ઞાતે ભાટીઓ છું. ગુજરાતના ભાટીઆ મુંબઇના જેવો પોશાખ પેહેરતો નથી."

ઉલટ પાલટ તપાસ-" ભાટીઆ કોન્સપીરસીની વાત મેં લોકોને મ્હોડે સાંભળી છે. તે અપરાધ કેવો હતો તેની મને ખબર નથી. હું ગુજરાતનો રહેવાસી છું તેથી મુંબઇના ભાટીઆની બોલી તથા રીતભાત સમજતો નથી, અને ભાટીઆનું મહાજન મળ્યું હતું ત્યાં તે સબબે ગયો નહોતો. હું મારા ગુરૂને ઇશ્વરનો અવતાર ગણું છું અને તે પ્રમાણે તેને પગે પડું છું. મહારાજથી કાંઈ પાપ થાયજ નહીં.

પાછી તપાસ-" ઇશ્વરના અવતાર વીષે મેં કદી વિચાર કર્યો નથી. મહારાજને ઠાકુરજીથી હું ઉતરતો ગણું છું, અને એ પ્રમાણે બધા વૈષ્ણવો ગણે છે. "

( ૨૧ ) **પરશોતમ પરમાનંદ**-હું વડોદરાનો વાણીઓ વેપારી છું અને મુંબઇથી ત્યાં માલ મોકલું છું, સંવત ૧૯૦૪માં વાદીને મેં વડોદરામાં દીઠો હતો. નીતિ વીષે વાદીની આબરૂ સારી હતી. વડોદરાના મંદીરમાં મેં તેને કાંઇ અનીતિ કરતાં દીઠો નથી.

ઉલટ પાલટ તપાસ-" એ મહારાજ હમારા શહેરમાં આવ્યો ત્યારે હમે તેનાં દર્શન કરી ઘણા પ્રસન્ન થયા. હમારા શહેરમાં એ મહારાજ આવીને રહ્યા તેથી અમારી સ્ત્રી તથા હમે સર્વે ખુશી થયાં. આ ફરીયાદી ચાલુ થઇ તેની અગાઉ કોઈ પણ મહારાજની અનીતિ વીષે મેં સાંભળ્યું નહોતું.

પાછી તપાસ-" મહારાજોને વૈષ્ણવો પોતાની બાયડીઓ અર્પણ કરે એ કામ બેઆબરૂ ભરેલું છે કે નહીં તે હું કેમ કહી શકું ? કોઈ પણ સેવક મહારાજને પોતાની બાયડી અર્પણ કરતો નથી. એ ખોટી વાત છે."

( ૨૨ ) **નાનાભાઈ ડાહ્યાભાઈ** -" હું સુરતનો રેહેવાસી છું અને વાદીને બચપણથી ઓળખું છું. વાદી સંવત ૧૯૦૩ માં શ્રી ગોકુળ મથુરાંની જાત્રાએ આવ્યે હતો ત્યારે હું ત્યાં હતો. તે એક મહીનો સુધી ત્યાં હતો. અને એક મહીના દીવસ સુધી બલદેવજી અને બીજે ઠેકાણે મેં તેની સાથે પરિક્રમણ કીધું હતું. નીતિ વીષે તેની આબરૂ સારી હતી. તેની સાથે ૪૦-૫૦ આદમી હતાં અને તેઓનો ખર્ચ તે આપતો હતો.

ઉલટ પાલટ તપાસ-" હું વાદીની સાથે ઉદેપુર ગયો નહોતો. શ્રીનાથજીના મંદીરમાં તેને જવાનો અટકાવ છે કે નકી તે હું જાણતો નથી. જાત્રામાં સ્ત્રીઓ તેનાં દર્શન તથા ચર્ણસ્પર્શ કરવાને આવતી હતી. તેઓના હાથ વાદી પોતાના પગથી દાબતો નહોતો. (સાહેદીને જ્યારે પુછ્યું કે વાદીને સુરત શા માટે છોડવું પડયુ ત્યારે તે હસી પડયો!) હું કાંઈ

હસ્યો નહીં. (સર જોસેફ આરનોલ્ડે કહ્યું કે તું હસ્યો ખરો) મેં ફક્ત એટલુંજ સાંભળ્યું કે કેટલાક ભાટીઆઓને મહાજન એકઠું કરવાને માટે આ કોર્ટમાં દંડ થયો હતો. પણ તે દંડ મહારાજની વીરૂધ્ધ સાક્ષી નહીં આપવી તેને માટે થયો કે નહીં તે મારાથી કહેવાતું નથી."

(૨) **લાલજી નાથા**-"ચાર પાંચ વરસ ઉપર ગોકુલ મથુરાની જાત્રામાં હું વાદીને મળ્યો હતો અને તેની સાથે હું દોઢેક મહીનો હતો. તેની સાથે સો દોઢસો ચાકર હતા. સુમારે હજાર વૈષ્ણવ તેના સંગતમાં હતા. અને તેની સાથે એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાત્રા કરતા હતા. નીતિ વીશે વાદીની આબરૂ સારી હતી.

ઉલટ પાલટ તપાસ-"ડાક્ટર ભાઉ દાજી તથા ડાક્ટર ધીરજરામની સાક્ષી લેવાઈ તે દીને હું કોર્ટમાં બેઠો હતો ફક્ત હું એકજ વખત બેઠો હતો અને બીજી વખત નહીં. (સર જોસેફ આરનોલ્ડે કહ્યું કે હું જો ચુકતો નહીં હોઉં તો આ માણસને મેં એક કરતાં વધારેવાર કોર્ટમાં દીઠો હતો.) મહારાજની વીરૂધ સાહેદી નહીં પુરવી તે વીષેના બંદોબસ્ત ઉપર મેં સહી કીધી છે. એ બંદોબસ્ત કરવાને માટે નવ જણાઓને સજા થઈ તે હું જાણું છું. ત્રણ વરસની વાત ઉપર ગુલામી ખત ઉપર મેં સહી કીધી નથી. આઠ નવ દહાડા સુધી દર્શન બંધ હતા તે હું જાણું છું. રાસ મંડળીમાં હું સામેલ છું. એ વીષે 'બાગે નસીઅત' માં મારૂં ચીત્ર પાડયું હતું તેની મને ખબર નથી. એ મંડળીમાં દયાળભાઇ મુખ્ય હતો તે પણ મને ખબર નથી. દયાળભાઇને હું ઓળખું છું ખરો. મારો ભાગીઓ મકનજી કઈ મંડળીમાં સામેલ છે તે મને ખબર નથી ડાકટરોએ ઇંગ્રેજીમાં સાહેદી આપી તે હું કાંઇ સમજયો નથી.

પાછી તપાસ-"ભાટીઆ મહાજન મળ્યું ત્યાં આ ચોપડીમાંથી બંદોબસ્ત વાંચી સંભળાવ્યો હતો, (એ ચોપડી કોર્ટ મધ્યે રજુ કીધી. પ્રતીવાદીની તરફથી મી૦ એનસ્ટીએ તકરાર લીધી કે બંદોબસ્ત ફક્ત એ ચોપડીમાં નહોતો પણ એક બીજો કાગળ વાંચી સંભળાવ્યો હતો તથા ભાષણો થયાં હતાં તેમાં હતો અને વળી કોન્સપીરસીની તપાસની વેળાએ એ ચોપડી કોર્ટ મધ્યે રજુ કીધી નહોતી.) જે લખત ઉપર સાક્ષીએ સહી કરી હતી તેની નકલઃ-

**શ્રી નાથજી સત છે.**

"આપણ નીચે સહી કરનાર કંઠીબંધ વઇશનવો મળીને આ

"લખત કરૂ છે કારણ એ જે આપણા ધરમ ઉપર તથા આપણા
"ગુરૂ ઉપર તથા આપણી આબરૂ ઉપર કેટલાએક દીવસ થયા વર્ત-
"માન પત્રોમાં ઘણી અનીતી ભરેલી નીંદાઓ છપાય છે, આપણા
"મહારાજ શ્રી વલભાઆચારજીએ બરહમ સંબંધનો ગરંથ સીદ્ધાંત
"રહશ કરેલ છે, એ ગ્રંથ ઉપર શ્રી ગોકુલનાથજીએ આપણને શમજ
"પાડવા સારૂ ટીકા કીધેલી છે તે ટીકા ઘણું કરીને ઘણાખરા વૈષ્ણવો-
"માં વાંચવામાં આવી હશે પણ તે ટીકાનો અરથ હાલમાં ઉલટી
"રીતે છાપેઓ છે જે પોતે ભોગવેઆ અગાઉ પોતાની પરણેલી બાએડી
"પણ ગુશાઇજી મહારાજને શેંપવી અને પોતાનાં બેટા બેટી પણ તેમને
"શેંપવા. પરણ્યા પછી પોતે ભોગવેઆ પેહલાજ ગુંસાઇજી મહારાજને
"અરપણ કરેઆ પછી પોતાનાં કામમાં લેવી. એવી રીતે શ્રી ગોકુલનાથ-
"જીઓ ટીકા કીધેલી છે અને એજ પરમાણે હાલમાં મહારાજો
"પોતાના શેવકોની કાચી કુંવારી વહુ દીકરીઓને ભોગવે છે એ રીતે
"ખોટો અરથ છાપેઓ છે તેથી એ છાપેલી વાત જો ખરી હોએ
"એવી જે ધણીની મનપતીજ થઈ હોએ તે ધણીએ આ લખતમાં
"શહી કરવી નહી પણ જો એ બાબતો છાપાવાલાએ ખોટી છાપી
"છે એવી જેને મનપતીજ પોતાના શતધરમથી થાતી હોએ તોજ
"તે ધણીએ આ લખતમાં સહી કરવી ઠેરાવી છે કારણ જે આપણા ધરમની
"ઘણી અણઘટતી રીતે વાતો છાપી છે તથા સરવે વૈષ્નવોની આબરૂને
"ઘણુજ માઠું લગાડીઉં છે તે છાપનારને અને તેને મદદ કરનારને
"કાએદાની રીતે પુછવામાં આવશે તેથી તેનો બંદોબસ્ત હરેક રીતે
"કરવા શારૂ અને આપણા ધરમની તથા આપણા ધરમગુરૂની તથા
"આપણી આબરૂની સંભાલ કરવા સારૂ આ લખત કીધો છે તેથી
"જે પોતાનું ધરમ ખરો છે એમ સમજતો હોએ તો તે ધણીઓએ
"આ લખતમાં શહી કરવી. આ લખત આપણે આપણી રાજી
ખુશીથી તથા અકલ હુશીઆરીથી કીધું છે તે આપણે નીચે સહિ
"કરનારાવોને શત ધરમથી કબુલ છે શહી. સંવત ૧૯૧૭ ના ભાદરવા
"શુદ ૨ ને વાર શુકરે, તારીખ ૬ સપટેમબર ૧૮૬૧.

(કોર્ટના પુછવાથી) "એ ચોપડી ઉપર સહી કરવાની મારી મતલબ કોઇને મદદ કરવાની નહોતી. મહારાજોને બાયડી અર્પણ કરવાની વાત વિશે છાપાવાળાઓએ છાપ્યું તેને માટે મેં સહી કીધી હતી. જે લોકો પોતાની બાયડી અર્પણ નહીં કરતા હોય તેઓએ સહી

કરવી, અને કરતા હોય તેઓએ નહિ, એવી એ લખતની મતલબ હતી. કોર્ટમાંથી સાક્ષીઓને આ મુકદમાની વખતે બહાર જવાનો હુકમ કીધો હતો તેની મને ખબર નથી. પહેલાં ચાર પાંચ દહાડા સુધી હું આવ્યો ત્યારે બહાર બેઠો હતો. મને સાક્ષી સમન મળ્યો હતો. (ચીફ જસ્ટીસે કહયું કે કોર્ટે જે હુકમ કીધો હતો તેની તને ખબર ન હોય એ માનવામાં આવતું નથી. કોર્ટનો હુકમ તોડીને તું અંદર બેઠો એટલા માટે કોર્ટ તને પચીશ રૂપીઆ દંડ કરે છે.)

(૨૪) નંદુ જાદવજી—" હું ભાટીઓ મુકાદમ છું. સંવત ૧૯૦૩ માં હું વાદીની સાથે મથુરાથી પરિક્રમણ કરવાને નિકળ્યો. તેનાં સંગમાં બીજા ૮૦૦ માણસ હતાં અને હું તેની સાથે દોહોડ મહીનો રહ્યો. નીતિ વીશે તેની આબરૂ સારી હતી.

ઉલટ પાલટ તપાસ–" ૬ ઠી સપટેંબરે ભાટીઆ મહાજન મળ્યું હતું તેમાં હું હાજર હતો. ત્યાં શું ઠરાવ થયો તેની મને ખબર નથી. સેશન્સમાં નવ ભાટીઆની વિરૂદ્ધ જે સાક્ષી પડી તે ખોટી પડી એમ મારાથી કેહેવાતું નથી. બુકની ઉપર મેં સહી કીધી હતી, જે દહાડે મહાજન મળ્યું તે દહાડે માધવજીની સાથે હું જીવરાજ બાલુની પેહડી ઉપર ગયો હતો. ત્યાં ગોકળદાસ તેજપાલે મને કહ્યું કે મહારાજોના વ્યભીચાર વીષે કાંઈ બંદોબસ્ત થવો જોઇએ. મેં કહ્યું કે એ બંદોબસ્ત તમે શેઠીઆઓએ કરવો જોઇએ. ચાર વરસ થયાં મહારાજો વીષે છાપામાં છપાવ્યું છે. કોઇપણ મહારાજની અનીતિ મારા આખા જનમારામાં મારી નજરે પડી નથી.

પાછી તપાસ–"મહાજનની સભામાં મેં સાંભળ્યું કે જો તમે તમારી વહુ દીકરીઓને મહારાજ પાસે મોકલતા હો તો સહી કરશો નહિ; પણ જો નહીં મોકલતા હો તો સહી કરજો. તે ઉપરથી મેં સહી કીધી.",

(ઓગણીસમો દીવસ મંગળવાર તા૦ ૨૫ મી ફેબરૂઆરી.)

(૨૫) ભીમજી પરશોતમ 'સને ૧૮૫૫ માં ભાટીઆનું મહાજન મળ્યું હતું. ત્યાં હું હાજર હતો. તે વેળાએ જે ઠરાવ થયા તે મધ્યેના થોડા મને યાદ છે. તે મધ્યેનો એક ઠરાવ એ હતો કે ભાટીઆની બાયડીઓએ ગાડીમાં પડદા વગર બેસવું નહીં; બીજું એ કે મરણની વેળાએ બાયડીઓએ રસ્તામાં કુટવું નહી; ત્રીજું એ કે નાતના જમણની વખતે વ્હેલા જમવા જવું; ચોથું એ કે દર્શનને બહાને સ્ત્રીઓ આડી નીકળી જાય તેનો અટકાવ કરવો પણ એ ચોથો ઠરાવ અમલમાં આવ્યો નહી,

હાલ્લાઇ ભાટીઆના બાર શેઠીઆમાંનો હું એક શેઠીઓ છું રાસમંડળી મેં વેશધારીઓની સાંભળી છે, પણ રસ મંડળી શું તે હું જાણતો નથી

ઉલટપાલટ તપાસ–"મથુરાદાસ લવજીની સાહેદી લેવાતી હતી ત્યારે હું કોર્ટમાં હાજર હતો, મને ગયા શનીવારે સાહેદી સમન મળ્યો. છઠ્ઠી સપ્ટેમ્બરના બંદોબસ્ત ઉપર મેં સહી કીધી હતી. એ બંદોબસ્તની એવી મતલબ નહોતી કે મહારાજ આ કજીઓ હારે નહી તેને માટે કોર્ટમાં ખોટી સાહેદી આપવી. એવા બંદોબસ્ત ઉપર મેં સહી કરી નથી. મહારાજનો કેસ સોંપવાને હું ઓનરેબલ મી૦ વેરટ્રૉપ પાસે ગયો હતો. પણ તેણે તે હાથમાં લેવાની ના પાડી. છઠી સપ્ટેમબરની સભામાં હું ત્રણ કલાક મોડો ગયો હતો. હું પોરબંદરનો રહેવાસી છું, હું ધારૂં છું કે બંદોબસ્ત ઉપર સહી લેવાને ત્યાં પણ કાગળ મોકલ્યો છે. મહારાજને હું ફકત ગુરૂ ગણું છું, આ કોર્ટ મધ્યે ઘણી વાર મને સાક્ષી દાખલ હાજર થવું પડયું છે.

પાછી તપાસ–કોઇ સુબેદારે મારી ઉપર એક ખોટો ચાર્જ મુકયો હતો પણ તે વીષે મારી તપાસ થઇ નહીં.

(૨૬) દામોદર માધવજી– "ભાટીઆ જ્ઞાતનો હું એક શેઠીઓ છું અને હાલ કાંઈ ધંધો રોજગાર કરતો નથી. તા૦ ૬ ઠી સપટેંબરે મળેલા ભાટીઆ મહાજનમાં હું હાજર હતો સને ૧૮૫૫ માં મળેલા ભાટીઆ મહાજનની વખતે હુ હાજર હતો કે તેની મને યાદ નથી.

ઉલટ પાલટ તપાસ—કોનરપીરસીવાળા લખમીદાસ દામજીનો હું સગો થાઉ. ૬ ઠી સપટેમબરના બંદોબસ્ત તથા ઠરાવને ટેકો આપવાને વાસતે પોરબંદર તથા બીજી જગાએ કાગળ લખીને મોકલ્યાં તેની ઉપર મેં સહી કીધી છે. જેઓએ એ લખત ઉપર સહી નહી કીધી તેઓને હમે હમારી નાતમાં ગણશું નહી. માણેકબાઇએ એક મહારાજ ઉપર આ કોર્ટમાં ફરીઆદી માંડી હતી તે મને યાદ છે. તેણીએ ૧૬૦૦ રૂપીઆ આપી પોતાનું ઘર પોતાને હસ્તક લીધું અને કજીઓ ઘરમેળે માંડી વાળ્યો. રતનશીની મીલકત મેં ઉડાડી નાખી નથી. મેં ગોકળદાસ તેજપાળ તથા ખટાઉ મકનજી પાસે સપટેમ્બર મહીનામાં મહાજન મેળવવાની રજા લેવા માટે માણુસ મોકલ્યો હતો. તેઓએ જવાબ કહેવડાવ્યો કે જયાં સુધી મહારાજોનો વ્યભીચાર અટકાવવાનો બંદોબસત થશે નહી ત્યાં સુધી હમે તે સભામાં સામેલ થનાર નથી

હમે કહેવડાવ્યું કે હાલ જે મહાજન એકઠું કરીએ છીએ તે એ વાસ્તે કરતા નથી. તા૦ ૬ ઠી સપટેંબરની મોટી સભા મેળવવાનો બદોબસ્ત કરવાને ચીમનલાલજીના મંદીરમાં જે સભા ભરાઇ હતી ત્યાં હું હાજર હતો. ત્યાં મહારાજનો કેસ ચલાવનાર પ્રભુદાસ એક ખુણામાં હમારાથી દુર બેઠો હતો. (કોર્ટના પુછ્વાથી 'સત્ય પ્રકાશ' ને હમારા પંથના કેટલાક લોકો મદદ કરે છે એવું મેં સાંભળ્યું હતું. (મહારાજ વીષે) ઘણા લોકોનો જે વિચાર છે તે વિચારથી ઉલટા ચાલનારાઓને પોતાનું ઘર ઝાલી બેસી રહેવું પડે અને નાતીલા તેઓની સાથે કાંઇ વહેવાર રાખેજ નહીં, હું એવા લોકોને જમવાનું નોતરૂં આપુ નહીં. જે લોકો એવું બોલે કે મહારાજ વ્યભીચાર અથવા અનીતિ કરે છે તેવા શખ્સોને હું ન્યાત બહાર ગણું. મહારાજોની ઉપર વ્યભીચારનો અપરાધ મુકે તેઓને પણ હું ન્યાત બહાર ગણું. ગોકલદાસ, લખમીદાસ, મથુરાદાસ તથા એવા બીજાઓ સાથે હું બોલવાનો પણ વહેવાર રાખું નહીં."

(૨૭) **દેવીદાસ આસરદાસ**—"હું શીકારપુરનો રહેવાસી છું અને વલ્લભાચાર્યનો ધર્મ પાળું છું. આઠેક વરસ ઉપર વાદીને મેં શીકારપુરમાં દીઠો હતો. ત્યાં તે અઢી મહીના સુધી રહ્યો હતો. હું તેનાં દર્શન કરવા જતો હતો. નીતિ વીષે તેની આબરૂ સારી હતી. મુંબઈમાં હું પાંચ વરસ થયાં છું."

(૨૮) **તલોપચંદ તેજભાન**—"હું મુલતાનનો રહેવાસી છું વાદીને મેં આઠ વરસ ઉપર ત્યાં દીઠો હતો, હું મહારાજનો ધર્મ પાળું છું. હું તેના દર્શન કરવા રોજ જતો હતો, નીતિ વીષે તેની આબરૂ સારી હતી. મુંબઇમાં અમીરદાસ ચીમનલાલની પહેડીનો હું મુનીમ છું."

(૨૯) **ખટુમલ મુળચંદ**--"સીંધ હૈદ્રાબાદનો હું રહેવાસી છું અને ઝવેરીનો ધંધો કરૂં છું, વાદીને મેં હૈદ્રાબાદમાં પાંચ છ વર્ષ ઉપર દીઠો હતો તે ચાર મહીના રહ્યો હતો. હૈદ્રાબાદમાં મહારાજનો ધર્મ પાળનારા ઘણા લોકો છે. હૂં વાદીના દર્શન કરવા જતો હતો અને તેનાં મંદીરમાં મુર્તી નહીં હતી. નીતિ વીશે વાદીની આબરૂ સારી હતી.

(૩૦) **પરમાનંદ હેમરાજ**--"હું શીકારપુરનો રહેવાસી છું અને અમૃતસર શહેરમાં રહેતો હતો. દશ અગીઆર વરસ ઉપર મે

વાદીને અમૃતસર શહેરમાં દીઠો હતો. વાદી ત્યાં દશથી ચાૈદ દહાડા સુધી રહ્યો હતો હું તેના દર્શન કરવા જતો હતો. નીતિ વીષે તેની આબરૂ સારી હતી ત્યાંથી વાદી મુલતાન તથા લાહોર ગયો હતો."

**(૩૧) રામદાસ ધનુમલ**—"હું શીકારપુરનો રહેવાસી છું. વાદીને કચ્છ માંડવીમાં દીઠો હતો. તે ત્યાં ત્રણ ચાર મહીના રહ્યો હતો. હું તેનાં દર્શન કરવા જતો હતો. નીતિ વીષે તેની આબરૂ સારી હતી."

**(૩૨) નંદરામ શાસ્ત્રી**—હું નાગર બ્રાહ્મણ તથા પુરાણી છું વલ્લભાચાર્યના પંથના પુસ્તકોથી વાકેફ છું, ગોકળનાથજીની ટીકા મેં વાંચી છે. એ પુસ્તક મારા હાથમાં આવ્યું છે તેમાં ગોકુલનાથજીની ટીકા લખેલી છે. એક જુના પુસ્તકમાંથી મેં એ પુસ્તકનો ઉતારો કીધો છે. એ જુનું પુસ્તક વાદીએ મને ઉતારો કરવાને આપ્યું હતું.

ઉલટ પાલટ તપાસ—"નાગર બ્રાહ્મણ છ જાતના છે અને તેઓ મારી ન્યાત સાથે વહેવાર રાખતા નથી. હમારી નાતનાં બસો ઘર છે. બ્રાહ્મણ અથવા ગાયનો જીવ બચાવવા માટે જુઠું બોલવામાં પાપ નથી એમ શાસ્ત્રમાં કહેલું છે.

**(૩૩) જેમ્સ ફ્લીન**—"ગોકલનાથજીની ટીકાનો તરજુમો મેં આ નવી નકલમાંથી કીધો છે, અને જુનીમાંથી નહી. (કોર્ટના પુછવા ઉપરથી) જુની નકલના અક્ષર ઉકલે એવા છે અને તેમાંથી હું તરજુમો કરી શકત."

**(૩૪) વેલજી મકનજી**—"હું સાચોરો બ્રાહ્મણ છું અને પંદર વરસ થયાં વાદીની ચાકરી કરૂં છું. હું તેની સાથે દેશાવર ગયો છું અને સઘળો વખત એની સાથેનો સાથેજ રહ્યો છું. બેટનાં મંદીરમાં વાદી જતો હતો તેની સાથે હું પણ જતો હતો અને ચાર સરકારી સીપાઈ તથા કારભારી પણ સાથે રહેતા હતા. બપોરના બાયડીઓ દર્શન કરવા આવતી હતી. સાંજના છ વાગ્યા પછી મહારાજ દર્શન દેતા નહોતા. બેટમાં મહારાજના દર્શન કરવાને બાયડીઓ આવતી તેમ ભાયડા પણ આવતા હતા. બેટમાં ફક્ત બેજ ઓરડા હતા, એક રસોઇનો તથા બીજો સુવાનો; અને બહારના ઓરડામાં માણસો દર્શન કરવા આવતાં હતાં. વાદીના સુવાના ઓરડામાં મેં કદી કોઇ બાયડીને જોઈ નથી. વાદીને મેં લખમીજીનાં મંદીરમાં ગુલાલ ઉડાડતાં દીઠો નથી.

ઉલટ પાલટ તપાસ--"મને ત્રણ રૂપીઆનો પગાર મળે છે. મહારાજોના બીજા સઘળા ચાકરોને પણ એટલોજ મહિનો મળે છે. મારૂં કામ એ કે મહારાજની હજુરમાં રહેવું અને તેને વસ્ત્ર પહેરાવવા અને ઉતારવા. પાંચ મીનીટ પણ હું મહારાજને એકલો મુકી શકું નહીં તે મને થોડી મીનીટ બહાર જવાનું ફરમાવે તો પણ હું જાઉં નહીં. તે પીશાબ અથવા ખરચુ (વાડામાં) જાય તો હું તેના પાછળ જાઉં અને સંડાસના બારણા આગળ ઉભો રહું. મને પોતાને ખરચુની હાજત લાગી હોય અને કોઇ બીજો માણસ હાજર નહીં હોય તો હું ખરચુ દાબી રાખું; પણ મહારાજને રેઢો મુકી જાઉં નહીં. સુતી વખતે પણ મહારાજના સુવાના ઓરડાના બારણા આગળ હું સૂઉં. આમ કરવાની મતલબ એવી નહીં કે હમે તેની ઉપર શક લાવીએ છીએ; પણ તેની સાથે એક માણસ રેહેવોજ જોઈએ એવો શીરસ્તો છે. હું તથા બીજા ખવાસો મહારાજને બાયડીઓ મેળવી આપતા નથી હું અહીં મહારાજની સાથેજ આવેલો છું. મહારાજ નીચે ઉભેલા છે, અને એક ચોબો તેની ચોકી કરે છે.

પાછી તપાસ --"એટમાં મહારાજની સ્ત્રી હતી નહીં, વાદીને પેટે સાત વરસનો છોકરો અને ચાર વરસનો છોકરી છે તે મુંબઈમાં છે. જો મહારાજ કાંઇ ખરાબ કામ કરે તો હું તેને મ્હોડે કહું અને લોકોને પણ જણાવું. મેં વાદીને કાંઈ પણ અનીતિ કરતાં જોયો નથી. મને ત્રણ રૂપીઆનો પગાર તથા ખાવાનું પીવાનું મળે છે. (કોર્ટના પુછવાથી) વાદીએ પાંચ છ વરસ સુધી મુસાફરી કરી તેમાં તેની સ્ત્રી તેની સાથે હતી નહીં."

(૩૫) **જદુનાથજી બ્રીજરતનજી મહારાજ**—(એ મહારાજનું નામ બોલવામાં આવ્યું. તે વેળાએ સઘળાઓ મહારાજને માટે કોર્ટના દીવાનખાનામાં ચારે તરફ મોટી આતુરતાથી જોવા લાગ્યા, કેટલાક વૈષ્ણવો ઉઠીને ઉભા થયા, અને એક બીજાના કાનમાં કહેવા લાગ્યા કે 'મહારાજ આવ્યા, આવ્યા.' થોડીએક મીનીટ પછી મહારાજ પોતાના કેટલાક ભાવીક સેવક સાથે કોર્ટમાં દાખલ થયા મહારાજની એક બાજુએ સુલેહનો અમલદાર શેઠ વરજીવનદાસ માધવદાસ હતો અને બીજી બાજુએ બીજા કેટલાક સેવકો હતા; શેઠ વરજીવનદાસ તેને સાક્ષીઓના પીંજરા આગળ લઇ ગયા. એ મહારાજ દીલમાં ભરેલા તથા શ્યામળા (કાળા) રંગના છે, અને દાહાડી તથા થોબીઆં સારી પેઠે

રાખેલાં હતાં. મહારાજે ગીતાના સોગન લેવાને પ્રથમ ના પાડી અને જણાવ્યું કે હું હમેશ સાચુંજ બોલું છું અને સોગન ખાવાની કાંઈ જરૂર નથી. સોગન આપનાર બ્રાહ્મણે કહ્યું કે સરકારના ધારા પ્રમાણે સોગન ખાવા જોઇશે. મહારાજે કહ્યું કે સોગન લેવાની કાંઇ જરૂર નથી. ચીફ જસ્ટીસે દુભાશીઆને કહ્યું કે મહારાજને કહો કે અગર તમે સોગન નહીં લેશો તો તમારી જુબાની લીધામાં આવશે નહી. મહારાજે કહ્યું કે હું મારા જન્મમાં જુઠું બોલ્યો નથી, અને હું સાચુંજ બોલું છું. તો પણ કોર્ટની જ્યારે એવી મરજી છે ત્યારે સોગન લઉં છું. શીરસ્તા પ્રમાણે કોર્ટના કલાર્ક મી૦ કામટે સોગન કહી સંભળાવ્યા તે પ્રમાણે મહારાજે ગીતા ઉપર હાથ મુકીને સોગન લીધા.)

"હું આ મુકદમાનો વાદી છું અને આશરે ૩૫ વરસની ઉમરનો છું, હું મારા આખા જન્મારામાં કોઇ દાહાડે ઇન્સાફની અદાલતમાં ગયો નથી, અને હું ધારૂં છું કે બીજો કોઈ મહારાજ પણ ગયો નથી, હું વ્રજ ભાષા, ગુજરાતી, પંજાબી, મારવાડી, હીંદુસ્તાની. અને ઉર્દુ તથા ઘણી ખરી સંસ્કૃત એટલી ભાષાઓ જાણું છું. વલ્લભાચાર્ય પંથના અગત્યનાં પુસ્તકો મેં જોયલાં છે, મેં સુરત મધ્યે મારે ખર્ચે એક સંસ્કૃત તથા ગુજરાતી નીશાળ ઉઘાડેલી છે. તે મધ્યે એક શાસ્ત્રી સંસ્કૃત શીખાડે છે અને બીજા પાંચ છ શિક્ષકો ગુજરાતી ભણાવે છે. મુંબઇમાં આવ્યા પછી સ્ત્રી કેળવણીનાં કામમાં મેં ઘણી ઉલટ લીધી છે, અને છોકરીઓની નીશાળ ૧૯ મહીના ઉપર હું જોવા ગયો હતો. જાત્રા કરવી એ સઘળા હીંદુઓની ફરજ છે. જાત્રા એક જાતની હોતી નથી. નાની મોટી કેહેવાય છે. હું જાત્રા કરવાને નીકળ્યો અને બેટમાં ૧૯૦૭ માં જઈ પુગ્યો. લખમીજીના મંદીરમાં હું બે વખત જતો હતો. એ મંદીરમાં ફકત મુર્તીની ઉપર ગુલાલ નાંખવામાં આવે છે, મેં એ મંદીરમાં કોઇ વૈષ્ણવોની ઉપર ગુલાલ ઉડાડયો નથી, દ્વારકાંનાથજીના મંદીરમાં વૈષ્ણવોની ઉપર ગુલાલ ઉડે છે, જ્યારે હું સર્વે સેવકીઓને મારાં બચ્ચાં પ્રમાણે ગણું છું ત્યારે હું કોઇ પણ બાયડીની છાતી ઉપર હાથ કેમ નાખું ? મેં કોઇ પણ સ્ત્રીની છાતી ઉપર હાથ નાંખ્યો નથી, લખમીદાસ ખીમજીને હું ઓળખું છું તેના સાથે પ્રથમ બે વરસ ઉપર મારી ઓળખાણ થઈ. મે તેને ૧૯૦૭ ના વરસમાં બેટમાં દીઠો નહીં હતો. તેણે મારે વીષે જે કાંઇ વાત કહી હશે તે સઘળી ખોટી છે. છેલ્લો સાક્ષી વેલજી મારો

ખવાસ છે, અને જાત્રામાં પણ મારો ખવાસ હતો. તે હમેશ મારી સાથેનો સાથેજ રેહે છે. હમારા મહારાજોમાં એવો ચાલ છે કે ઓછામાં ઓછા ત્રણ ચાર ખવાસ સાથેના સાથે રાખવા. હું વડોદરે, ગોકુળ, મથુરા, અમૃતસર, માંડવી, મુલતાન અને બીજી જગાએ ગયેલો છું, ગોકળદાસ તેજપાલ તથા લખમીદાસ ખીમજી ભાઇખલે મારી પાસે આવ્યા હતા, હું શીકારપુર ગયો, તેની આગમજ એટલે સંવત ૧૯૦૫ કે ૬ માં પરણ્યો હતો. કોઇ સ્ત્રીને જોર જુલમથી બગાડવા માટે મેં સુરત છોડયું નહીં હતું. હું એટની જાત્રાએ ગયો ત્યારે મારી સ્ત્રી મારી સાથે નહીં હતી. મને પ્રતિવાદીની તરફથી સાહેદી સમન મળ્યો છે. તે સમન એક પારસીએ મને લગાડયો હતો, હું પહેલો મુંબઇમાં આવ્યો ત્યારે ગોકલદાસ મને મળ્યો હતો, અને તેણે લખમીદાસ સાથે મારી ઓળખાણ કરાવી હતી. બે વરસ ઉપર જ્યારે હું મુંબઇમાં આવ્યો ત્યારે પેહેલો હું ભાઇખલે ઉતર્યો હતો. લખમીદાસે બે વખત મારી પધરામણી કરી હતી એક વખત તેનો ભાઈ આજારી હતો ત્યારે અને બીજી વખત તેને ઘર ભાગવતની કથા વચાતી હતી ત્યારે. ચાબુક વર્તમાન પત્રમાં મેં કાંઇએક બાબત લખાવી હતી તેની મને કાચી યાદદસ્ત છે. મેં લખમીદાસને એવું કહ્યું નહીં હતું કે છાપાવાળાઓને લીધે મહારાજો નાસી જાય છે, અને હું લડવાને વાસ્તે આવ્યો છું. મેં ફકત એટલુંજ તેને પુછ્યું હતું કે હું મુંબઈ નહી હોઉં તો ફરીઆદી ચાલે કે નહીં. મુંબઇમાં મેં કોઇ પણ સ્ત્રીની સાથે બદફેલી કીધી નથી. કાળાભાઈ લલ્લુભાઇને હું ઓળખું છું. મુંબઇમાં તથા સુરતમાં મેં તેને જોયો હતો. તેણે મારે વીષે અનીતિની વાત જે કહી તે સઘળી ખોટી છે. દર્શન કરવાને તો મારી પાસે હજારો બાયડી આવે છે. વ્યભીચાર કરવાની હમારા શાસ્ત્રમાં મના કરેલી છે. તે વીષે કાળાભાઇ સાથે મારે વાતચીત થઇજ નથી. તેણે મારી સાથે શાસ્ત્ર ઇશ્વરના બનાવેલા છે કે નહીં તે વીષે તકરાર કીધી હતી. કોઇપણ ડાકટર સાથે વ્યભીચારની વાત મેં કરી નથી. મારા આખા જન્મારામાં કોઇ પણ સ્ત્રી સાથે મેં વ્યભીચાર કીધો નથી. જ્યારે હું કાળાભાઇ સાથે વાત કરતો હતો ત્યારે કોઇપણ સ્ત્રી મારા સુવાના ઓરડામાં ગઇ નથી. ઘણી બાયડીઓ હમારી સ્ત્રી તથા બાળકોનાં દર્શન કરવા આવે છે. ચરણસ્પર્શ કરવા વીષે કાળાભાઈ સાથે સુરતમાં મારે વાત થઇજ નથી. તે બીજા છોકરાઓ સાથે આવીને

મારી પાસે વાંચતો ભણતો હતો. છોકરાઓને ભણાવવાને એક ચોપડી મેં મારે પોતાને ખર્ચે છપાવી છે. હમારામાં સેવકોને ચરણસ્પર્શ કરવા દેવાનો શીરસ્તોજ છે. જ્યારે હું ઉંચી બેઠક ઉપર બેઠો હોઉં ત્યારે પગની ઉપરથી તથા નીચેથી ચરણસ્પર્શ કરે છે; પણ જ્યારે પગ જમીન ઉપર હોય ત્યારે ઉપરથીજ કરે છે; તથા ઘણું કરી તેમજ ચરણસ્પર્શ કરવામાં આવે છે, કાળાભાઇએ મને કહ્યું કે સઘળા શાસ્ત્ર ખોટા છે, અને હું નર્મદાશંકરનો પાકો ચેલો થયો છું. હું કહું છું કે શાસ્ત્ર ખરા છે. તે ઉપરથી હું ધારૂં છું કે તે મારે વીષે જુઠું બોલ્યો. નર્મદાશંકર સુરતનો નાગર બ્રાહ્મણ છે અને તેના વિચાર મારી વીરૂદ્ધ છે. વરકત વીષે લખમીદાસ સાથે અથવા કોઇપણ સાથે મારે વાતચીત થઇ નથી, અને એવું હું કોઇની પાસે બોલ્યો નથી કે વરકત લોકોએ હમને બગાડયા. રસ મંડળીનો અર્થ શું તે હું જાણતો નથી. એ નામતો ફક્ત હું હમણાજ સાંભળું છું. રાસ મંડળી વીષે મને ખબર છે; તેઓ વેશધારી હોય છે અને કૃષ્ણની લીલાના નાટક કરે છે તેમાં કાંઇ અનીતિનો દેખાવ હોતો નથી. જ્યારે કૃષ્ણનો વેશધારણ કરનાર ઉભો થાય છે ત્યારે હમે ઉભા થઇએ છીયે. બીજા જોનારા બેસી રહે છે. વૈષ્ણવો મને તથા બીજા મહારાજોને ગુરૂ કરીને માને છે. હમે તો ફક્ત સુખનો તથા ઇશ્વરનો માર્ગ દેખાડનારા છઇએ કોઈપણ વૈષ્ણવ અમને ઈશ્વર પ્રમાણે માને છે, એવું મેં સાંભળ્યું નથી. અમોને હીંડોળામાં બેસાડીને ઝુલાવે છે તે ફક્ત ગુરૂ લેખે. ઇશ્વરના નામે અમને જે ભેટ આપવામાં આવે છે તે અમે લઇને જુદી રાખીએ છીએ. વૈષ્ણવો અમને ગુરૂ દાખલ તથા ઠાકોરજીના માર્ગ દેખાડનારા ગણે છે, ઠાકોરજી એટલે ઈશ્વર. સવારના ત્રણથી આઠ દશ વાગ્યા સુધી તથા પાછલા પોહરના ચારથી છ વાગ્યા સુધી ઠાકોરજીની સેવામાં અમે રહીએ છીએ. મંદીર મધ્યેની મુર્તીને ઇશ્વરની મુર્તી ગણવામાં આવે છે. વલ્લભાચાર્યે પોતાના કોઈ પણ પુસ્તકમાં નથી લખ્યું કે મહારાજને ઇશ્વર પ્રમાણે માનવા. ગોકુળનાથજીની ટીકા મેં વાંચી છે. નંદરામ શાસ્ત્રી પાસે મેં તેની નકલ ઉતરાવી. એ પુસ્તકને હમારા લોકો ઘણું માન આપે છે. વલ્લભાચાર્ય અને તેના છોકરા વીઠલનાથજી ઇશ્વરના મુખાવિંદ અથવા અવતાર કહેવાય છે. વલ્લભાચાર્ય આશરે ૩૫૦ થી ૩૭૫ ઉપર થઈ ગયા. તેણે વીષ્ણુ સ્વામીનો મત ફેલાવ્યો. હમારો પંથ વેદ તથા શાસ્ત્રથી ઉલટો નથી. સુરત મધ્યે મારી નીશા-

ળમાં હમણાં સંસ્કૃત વ્યાકરણ શીખાડવા માંડ્યું. છે. ગોકુલનાથજીની ટીકાનું જુનું પુસ્તક મારા બાપના વખતનું મારા ઘેરમાંથી નીકળ્યુ. મારો બાપ સંવત ૧૯૦૮ માં મરણ પામ્યો. એ પુસ્તક આશરે સો વરસનું જુનું લાગે છે અને મેં તે વાંચ્યું છે. તે મધ્યે પુરૂશોત્તમ એટલે સર્વ દેવનો દેવ તેને અર્પણ કરવાનું લખ્યું છે, અને લાઇબિલની બીનામાં પ્રતીવાદીએ મને તથા બીજા મહારાજોને અર્પણ કરવા વીશે લખ્યું છે. અસલનો અર્થ પ્રતીવાદીએ ઉલટાવી નાખ્યો છે. તન, મન, ધન, ઇશ્વરને અર્પણ કરવાનું લખ્યું છે. તે ટીકાનાં પુસ્તકમાં અથવા હમારા પંથના બીજાં કોઇપણ પુસ્તકમાં એવું નથી લખ્યું કે સેવકોએ પોતાની વહુ દીકરીઓ મહારાજને અર્પણ કરવી. એવાં પુસ્તકને હમારા પંથના લોકો માને છે એવું મેં સાંભળ્યું નથી.

(વીશમો દીવસ; બ્રહસ્પતવાર, તા૦ ૨૭ મી ફેબ્રુવારી.)

"ડાકટર ભાઉ દાજીને હું ઓળખું છું. મુંબઇમાં આવ્યા પછી મેં તેને કાંઇ દરદને માટે સલાહ અથવા ઓસડ લેવાને બોલાવ્યો નથી. તે એક વખત લખમીદાસ ખીમજીની સાથે મને મળવાને આવ્યો હતો છોકરીઓની નીશાળ હું જોવા ગયો હતો ત્યાં પણ તેનો મેળાપ થયો હતો. જ્યારે ડાકટર ભાઉ મારે ઘેર આવ્યો હતો ત્યારે મને ફોલ્લી થઈ હતી. કેમકે અગાઉ જ્યારે હું માંદો પડયો હતો ત્યારે મેં ગરમ દવા ખાધી હતી. એ ફોલ્લીનું દરદ મને વારે વારે થઇ આવે છે. એ ગરમ ઓસડ કેટલુંક મેં પોતે બનાવ્યું હતું અને કેટલુંક ગામડી વઇદોનું બનાવેલું હતું. જ્યારે ડાકટર ભાઉ દાજી મારી પાસે આવ્યો ત્યારે નીશાળ સંબંધી પ્રથમ વાત નીકળી હતી. ત્યાર પછી મેં જણાવ્યું કે મેં ગરમ દવા લીધી હતી તેથી મને ચાઠાં પડયા છે. મને ચાંદી થઇ છે એવું મેં ડાકટર ભાઉ દાજીને કહ્યુંજ નહીં હતું. મેં તેની પાસેથી ચાઠાનું ઓસડ માગ્યું હતું અને ચાંદીનું દરદ કદી થયું નથી. બીજે દહાડે ગોરધનદાસને મેં ડાકટર ભાઉ પાસે મોકલ્યો હતો તે કાંઇ દવા લેવાને નહીં, પણ મેં ડાકટર ભાઉને છોકરીઓની નીશાળ બાબેની એક લખેલી ચોપડી જોવાને આપી હતી તે પાછી લાવવાને વાસ્તે મોકલ્યો હતો. ભાઉ દાજી કાંઇ દવા આપે તો લાવવાને વાસ્તે પણ મેં ગોરધનદાસને કહ્યું કતું. મેં મારા દરદની હકીકત ગોરધનદાસ સાથે કેહવડાવી નહીં હતી. મેં મારૂં પોતાનું ઓસડ વાપર્યું હતું, અને ડાકટર ભાઉ દાજીનું ઓસડ વાપર્યુંજ નથી. ડાકટર ધીરજરામ દલપતરામને હું

ઓળખુ છું મંગળદાસ નથુભાઇની નીશાળમાં હું ધારૂં છુ કે મેં તેને પ્રથમ જોયો હતો. બીજી વેળાએ તે મારે ઘેર આવ્યો ત્યારે મેં તેના પાસેથી ઓસડ લીધું હતું. જે પ્રમાણે ભાઉ દાજીને મેં ફોલ્લી વીષે જણાવ્યુ હતું તે પ્રમાણે ડાકટર ધીરજરામને પણ જણાવ્યું. તેણે મને થોડીએક ગોળી તથા કાંઈ ભુકો આપ્યો હતો. તે ભુકો પાણીમાં નાખ્યાથી કાળો થઇ ગયો હતો. મેં તેને એમ કહ્યું નહી હતું કે ખરાબ સ્ત્રી સાથે સંગ કર્યાથી મને ચાંદી થઇ છે, અથવા અગાઉ મને ચાંદી થઇ હતી તે સંગ કરવાથી મટી ગઇ, એવું પણ મેં તેને કહ્યું નહીં હતું. તે મારી દવા કરવાને વાસ્તે મારી પાસે ૭ સાત વખત આવ્યો હતો, અને બીજે પ્રસંગે પણ આવ્યો હતો, તે વલ્લભાચાર્ય પંથમાંનો છે તેની સાથે મારી ઓળખાણ થયા પછી તે મારી પાસે ઘણી વખત આવ્યો હતો. પુનર્વીવાહની તકરાર કરવાને માટે નર્મદાશંકરના પાસેથી મને ચીઠી મળવા ઉપરથી મેં એક સભા મેળવી હતી. એ સભામાં હું ગયો હતો. પુનર્વીવાહની તકરારનું કાંઈ છેવટ આવ્યું નહીં કેમકે બીજી આડી દોડી બાબત ઉપર તકરાર નીકળી હતી. પુનર્વીવાહની તકરાર નીકળી ત્યારે મેં કહ્યું કે એ તકરારને વાસ્તે કોઇ પણ હીંદુ શાસ્ત્રનો આધાર લેવો જોઇએ. નર્મદાશંકરે કહ્યું કે શાસ્ત્ર જો આપણી વાતને અનુસરતા હોય તો તે પ્રમાણે ચાલવું; નહીં તો નહીં. મેં કહ્યું કે આપણે બધા શાસ્ત્ર માનવા જોઇએ. અને શાસ્ત્રમાં પુનર્વીવાહની છુટ આપી હોય તોજ પુનર્વીવાહ કરવા; નહીં તો નહીં. પુનર્વીવાહ કરવાની છુટ શાસ્ત્રમાં છે એવું મારા દીઠામાં આવ્યું નથી. પણ પુનર્વીવાહને વાસ્તે મને પોતાને કાંઇ અડચણ નથી. હમારા પંથમાં કેટલાક લોકો વીધવાઓના પુનર્વીવાહ કરે છે એને તેને માટે હું અટકાવ કરતો નથી. જ્યારે ડાકટર ભાઉ મને મળવા આવ્યો હતો, તે વેળા લખમીદાસ હાજર હતો. લખમીદાસ તે વખતે પાસે હતો તેથી તેણે સઘળું સાંભળ્યું હશે. દરદ સંબંધી લખમીદાસ સાથે મારે કોઇ દહાડે વાતચીત થઇ નથી. મેં વ્યભીચાર કીધો અથવા કરૂં છું એવું કાંઇ મેં તેની પાસે કબુલ કીધું નથી. બીજા મહારાજોના વ્યભીચાર વીષે પણ હું તેની પાસે બોલ્યો નથી. કોઇ પણ મહારાજના વ્યભીચારની વાત મારા જાણવામાં આવી નથી. લખમીદાસને મેં એવું નથી કહ્યું કે અગાઉ જે પ્રમાણે હું વ્યભીચાર કરતો હતો તે પ્રમાણે હમણા કરતો નથી. મે તેને એમ નથી કહ્યું કે મહારાજોની ચાલ ધીમે ધીમે સુધરશે અને એકદમ સુધરશે નહી; તથા એમ પણ નથી કહ્યું કે હમારી મોટી પેદાશ સ્ત્રીઓ પાસેથી થાય

છે. મેં તેને કહ્યું કે હું શ્રી નાથદ્વારે જવા ધારૂં છું, પણ ત્યાં જવાનો મને અટકાવ છે એવું મેં કહ્યું નહીં હતું દર્શન માટે હજારો બાયડી આવે છે, અને તે દીવાનખાનામાં થઇને જનાનખાનામાં જાય છે. દીવાનખાનામાં બે બારણાં છે. એક બારણું દાદર ઉપર પડે છે, અને બીજું જનાનખાનામાં જવાનું છે. મારા મંદીરનો 'પ્લાન' (નકશો) તૈયાર કરાવ્યો છે, અને તે મારી સાથે લાવ્યો છું. દીવાનખાનાની ડાબી બાજુએ એક ઓરડો છે, તેમાં મારાં કપડાં અને પાણી રહે છે. થોડે છેટે બીજો ઓરડો છે તેમાં બીજા મહારાજનો સામાન પડયો છે અને તે ઓરડો બંધ રહે છે.

ઉલટ પાલટ તપાસ—"એ ઓરડો મંદીરના માલેક ચીમનજી મહારાજના સ્વાધીનમાં છે, બે દાદર છે તે મધ્યેનો એક દાદર બંધ છે અને તે માલેકને હસ્તક છે. હું માણસ છું અને ઇશ્વર નથી. હું માણસ છું અને મારા સેવકોનો ગુરૂ છું. હું દેવનો અથવા ઇશ્વરનો અવતાર નથી. મારા કોઇ પણ સેવકો મને દેવનો અથવા ઇશ્વરનો અવતાર કરીને માને છે એવું હજુ સુધી મારા જાણવામાં આવ્યું નથી. હમારા (વલ્લભ) આચાર્યજી ઈશ્વરનો અવતાર ગણાય છે ખરા, અને હમે તેનાં વંશના તથા ગુરૂ કહેવાઇએ છીએ કરશનદાસ નેણસીએ મને એક વેળાએ ઇશ્વર કહીને બોલાવ્યો, એવું મને યાદ નથી. અથવા બીજા મહારાજોને હમારા સેવકો મહાપ્રભુ પુરૂસોત્તમ, અથવા દેવ એવાં નામથી બોલાવતા નથી. હમને ફક્ત મહાપ્રભુના બાળક કરીને બોલાવે છે. વલ્લભાચાર્ય અને તેના છોકરા ગુસાંઇજી ઇશ્વરનો અવતાર ગણાય છે; પણ ગુંસાંઇના બાળક (મહારાજ) તેમ ગણતા નથી. મહારાજને વલ્લભદેવ કરીને કહે છે. વલ્લભ એટલે વહાલો. મહારાજોને અગ્નિસ્વરૂપ કરીને કહેવામાં આવતા નથી. પુર્ણ પુરૂષોત્તમ એટલે પુરો ઇશ્વિર એવું નામ મહારાજને આપવામાં આવે છે. મારી મુખ જુબાનીમાં કેવી રીતે જવાબ આપવો તે વીષે ગયા મંગળવારે રાતના દશ વાગે મેં કોઈની સાથે મસલત કરી નથી. પ્રભુદાસે મને એમ નહી કહ્યું કે 'જે શબ્દથી તમે બંધાઇ જાઓ ત્યાં એવુંજ કહેજો કે મને યાદ નથી.' ઉપર કહેલા શબ્દો પુર્ણ પુરૂષોત્તમ ઈત્યાદી મહારાજોને ઉપમા દાખલ લગાડવામાં આવે છે. મેં મારા સેવકોને જણાવ્યું કે તમે હમને ગુરૂ સમજજો અને ઇશ્વર સમજશો માં. આ ચોપડીમાં વલ્લભાચાર્ય અને તેની પછીના મહારાજોની છબી છે અને તેનાં દર્શન વૈષ્ણવો કરે છે. દાઉજી નામના કોઇ મહારાજની

છબીની સેવા કરવામાં આવતી નથી. દાઉજી મહારાજ મુખ્ય ગાદીનો માલેક હતો. આ છબી સેવા કરવાને વાસ્તે વૈષ્ણવો બજારમાંથી વેચાતી લે છે. જે વાડીમાં હું ઉતર્યો છું ત્યાં લોકો દર્શન કરવા જાય છે; પણ મહારાજની ગાદીના દર્શન કરવા જાય છે કે નહી તે હું જાણતો નથી. મેં દાઉજી મહારાજની બેઠક સુરતમાં જોઈ છે. વેદ મધ્યે કૃષ્ણનું નામ આવેલું છે. સારા કામને માટે પણ જુઠું બોલવામાં પાપ છે. ગૌબ્રાહ્મણનો જીવ ઉગારવા જુઠું બોલવું તેમાં પણ પાપ છે. તે વીષેનો જે વાક્ય મને ભાગવતમાંથી દેખાડવામાં આવ્યો, તે વાકય પ્રમાણે મળી રાજાએ ચાલવાને સાફ ના પાડી. વાસ્તે ગૌબ્રાહ્મણનો જીવ બચાવવાને જુઠું બોલવું એમ શાસ્ત્રમાં કહ્યું નથી, એવી રીતે જુઠું બોલનારને લોકો ધીકકારતા નથી; પણ તેથી પાપ થાય છે. ભાગવતમાં જે જે વાત લખી છે તે હું માનું છું. વૈષ્ણવોનાં ધર્મ પુસ્તકો વેદની સાથે મળતા આવે છે. મેં ફકત એક ચોપડી કહાડી છે 'સ્વધર્મ વર્ધક' ચોપાનીઉં હું કહાડતો નથી. એ ચોપાનીઉં વૈષ્ણવ ધર્મ પ્રસારક સભાની તરફથી નીકળે છે. એ સભા મેં કહાડી છે, હું અને બીજા સઘળા મહારાજ તેના પ્રમુખ કેહેવાઇએ છીએ. થોડાજ મહારાજ સંસ્કૃત વાંચી જાણે છે કે નહીં તે હું જાણતો નથી. હમારા ધર્મનાં જે પુસ્તકો સંસ્કૃતમાં અસલ લખેલાં છે તે હું માનું છું. વ્રજ ભાષામાં લખાયલાં પુસ્તકો અસલ પુસ્તકો સાથે મેળવ્યા વગર હું માનતો નથી. વ્રજભાષાનાં પુસ્તકોમાં કેટલીક વાત વધારે લખેલી હોય છે. હમારા ઘેરનાં બાયડી છોકરાં વ્રજ ભાષાનાં પુસ્તક વાંચે છે અને વૈષ્ણવો પણ તેજ પુસ્તકો વાંચે છે. વચનામૃત અને બીજાં વ્રજ ભાષામાં લખેલાં પુસ્તકો ધર્મના કહેવાયે કે નહી તે હું કહી શકતો નથી. વલ્લભાચાર્યનાં પંથનું કોઈ પણ પુસ્તક મેં વ્રજ ભાષામાં વાંચ્યું નથી. ફકત થોડા એક ધોળ અથવા ગીત ઇશ્વરની સ્તુતીનાં વાંચ્યાં હશે. હું સોગન ખાઇને કહું છું કે મારી આખી જીંદગીમાં વલ્લભાચાર્યનાં સીદ્ધાંતનું પુસ્તક મેં વ્રજ ભાષામાં વાંચ્યું નથી હમણા મને યાદ આવ્યું કે વ્રજ ભાષામાં ગોકુળનાથજીની ટીકા મેં વાંચી છે. મરાઠીમાં પણ અમારા સીદ્ધાંતનું પુસ્તક મેં વાંચ્યું નથી. ગોરધનદાસે 'સ્વધર્મ વર્ધક' ચોપાનીઆમાં જારભાવની પ્રીતી વીષે એક બીના લખી છે તે હું જાણું છું એ મધ્યે જણાવેલા ઘણાખરા વિચારોની સાથે હું એક મળતો છું. એ બીના લખવાને મેં ગોરધનદાસને ફરમાવ્યુ નથી. એક મરાઠી ચોપાનીઆંના જવાબમાં એ બીના લખી હતી; પણ

સત્ય પ્રકાશ મધ્યેની લાઇબલની બીનાના જવાબમાં લખી હતી કે નહીં તે જાણતો નથી. ગોપીઓએ કૃષ્ણને પોતાના ઇશ્વર પ્રમાણે ગણ્યો અને કૃષ્ણે તેઓને સુખી કીધી એ વાત અમારા લોકો માને છે કે નહીં તે હું કહી શકતો નથી (આ ઠેકાણે જારભાવની પ્રીતી ઉપર ઘણાએક સવાલ મહારાજને પુછવામાં આવ્યાં, અને દરેકનો જવાબ આપવાને મહારાજે કહ્યું કે એ સવાલોને લગતી આસપાસની (ચોપાનીઆં મધ્યેની) બીના વાંચ્યા વગર મારાથી જવાબ અપાય નહીં; અને તે મુજબ જારભાવની પ્રીતીને લગતો જવાબ આપવાને ઘણો વખત લીધો.) જે ધણીએ એ જારભાવની પ્રીતી વીષે લખ્યું છે તે ધણી એ બીંના પુરેપુરી સમજે છે, અને હું ધારૂં છું કે અમારા ધર્મનો સીદ્ધાંત એ બીનામાં પ્રગટ કીધો છે તે ખરો છે શાસ્ત્રમાં જે કાંઇ કહ્યું હોય તે હું કબુલ રાખું છું હમારી સેવકીઓ હમારી હજુર જે ગીત ગાય છે તે મધ્યે અમને કામણગારા કાન કહે છે. કોર્ટ મધ્યે રજુ કરેલું ૧૫ મા નંબરનું ત્રીજું ગીત જે વાંચી સંભળાવ્યું તે અમારી સેવકીઓ અમારી હજુર ગાય છે. કૃષ્ણની મુર્તિને અમારા લોક પારણામાં ઝુલાવે છે. તે પુત્રભાવે ઝુલાવે છે. મને તથા બીજા મહારાજોને ઝુલાવે છે તે ગુરૂ ભાવે ઝુલાવે છે અને પુત્ર ભાવે નહીં. અમને અમારા બાપ મા, બહેન અને બધા સેવકો ઝુલાવે છે. (મી. ઓનસ્ટીએ કહ્યું કે તમારા બાપની વાત પડતી મુકીને હવે તમને પુછું છું કે એ ત્રણ દીવસ ઉપર તમોએ એ ત્રણ ડાકટરો પાસે તમારી ઇંદ્રિય દેખાડીને તપાસ કરાવી હતી કે નહીં?) હા, કરાવી હતી. તે ડાકટરમાંના એક ડાકટરે જ્યારે મારી ઇંદ્રિય જોઈ ત્યારે મેં મારૂં મોઢું કપડાથી ઢાંકયું નહીં હતું. તે ડાકટરોએ મને થોડે છેટે ઉભા રહી તપાસ્યો હતો. ચાંદીનાં દરદની નીશાની રહી નથી, એવી સાક્ષી આપવાને તે મધ્યેના એક ડાકટરે ના પાડી તેની મને ખબર નથી. તેઓ અંગ્રેજીમાં વાત કરતા હતા. તે મધ્યે ફકત બે જણાએ સાક્ષી આપવાનું કબુલ કીધું. તેની પણ મને ખબર નથી. હું તેઓના નામ જાણતો નથી. એ ડાકટરોને સુલેહનો અમલદાર વરજીવનદાસ માધવદાસ કે તેનો ભત્રીજો કલ્યાણદાસ લઇ આવ્યા તેની મને ખબર નથી. કદાચ તેઓ લઇ આવ્યા હશે; પણ હું જાણતો નથી, એ ડાકટરોએ મને કોન્સપીરસી કરનાર રાગુ સામજીની દુકાનમાં તપાસ્યો હતો.

(એકવીસમો દીવસ; શુક્રવાર તા૦ ૨૮ મી ફેબ્રુવારી).

"ગઈ કાલે મારી મુખ જુબાની લેવાયા પછી કોઇ પણ ડાકટરે

મને તપાસ્યો નથી. 'કયાલોમલ' ની દવા જ્યારે જોઇએ ત્યારે મોકલ-વાને વાસ્તે મેં ડાકટર ધીરજરામને કહ્યું નહીં હતું. એક વેળાએ મેં કયાલોમલને ચુનાના પાણીમાં નાખીને તેનું 'બ્લેક વોશ' બનાવીને ઇંદ્રિય ઉપર લગાડયું હતું. ડાકટર ધીરજરામે દહાડામાં બે વખત એક એક ગોળી ખાવાનું મને કહ્યું હતું. મેં પાંચ છ ગોળી ખાધી ત્યાર પછી મારૂં ગળુ જરા સુઝી આવ્યું. ફોટોગ્રાફની છબી પાડવાને વાસ્તે મે ઓસડ માપવાની કાચની નળી ખરીદ કીધી છે. મારૂં ગળું સુજી આવ્યું પછી ટંક-ણખારના કોગળા કરવાની દવા મને આપી હતી. મેં 'આયોડાઇડ ઓફ પોટાસ.' અને સારસા પરિલા મંગાવી હતી. 'આયોડાઇડ ઓફ પોટાસ' મારે પોતાને વાસ્તે પણ સારસા પરિલા મેં એક બીજા માણસને ઓસડમાં આપી હતી. 'બ્રહ્મ વીવર્ત' પુરાણનું નામ સાંભળ્યું છે, પણ તે મેં વાંચ્યું નથી. 'કૃષ્ણ જન્મ ખંડ,' એ પુરાણના પેટામાં ગણાય છે એ પુસ્તકનાં કેટલાંક પાનાં મહારાજના હાથમાં મુકીને તેનો અર્થ નીચે પ્રમાણે વાદીને કહી સંભ-ળાવ્યો (તે તેણે કબુલ રાખ્યો)

"રાસ જોઇને ગોપીઓ પ્રીતીરૂપી બાણથી વ્યાકુળ થઇગઇ." અને કૃષ્ણ "રાધાની સાથે રતીરસ (સંગ) કીધા પછી ગોપીઓની સાથે જમના નદીમાં "અનેક કૃષ્ણ રૂપે લીલા (સોબત) કીધી. અરે રાધા, તું શા માટે રડે છે? "કૃષ્ણના ચરણકમળનું તું સ્મરણ કર. શરદ પુન્મની રાતે કૃષ્ણ તારી "સાથે અખંડ રતી (સંગ) કરશે."

"એ તરજુમો ખરો છે; પણ તે મધ્યેના કેટલાક શબ્દોના અર્થ વીષે મારી ખાત્રી નથી. વીષ્ણુ પુરાણની મને ખબર છે તે મધે અંહીતંહી કેટલાંક વાકય મારા જોવામાં આવ્યાં હશે. પણ તે મધ્યે આ પ્રમાણેનો વાકય છે કે નહીં તેની મને ખબર નથી." વ્રજની સ્ત્રીઓને કૃષ્ણ વગર દરેક પળ કરોડો વરસ જેવી લાગી હતી તેથી તેઓએ જ્યારે ગોપીઓની સાથેની રાસલીલાનો નાદ સાંભળ્યો ત્યારે તેઓ મધરાતને સમયે પોતાના બાપ, ભાઇ, ભરથારને છોડીને કૃષ્ણની સાથે લીલા કરવા નીકળી" વૈષ્ણવો વીષ્ણુ પુરાણ વાંચે છે તે એટલા માટે નહી કે તેમાં કૃષ્ણ ગોપીની લીલા લખી છે, પણ તે મધ્યે વૈષ્ણવ ધર્મનું સીદ્ધાંત લખેલું છે. અમે કૃષ્ણની મુર્તિને પુજીએ છીએ તે કૃષ્ણને ખરેખર પુજતાં હોઇએ એવા ભાવથી. કૃષ્ણની મુર્તિ બાળ અવસ્થાની હોય છે. જુવાન અથવા વૃદ્ધ અવસ્થાની મુર્તી મેં કદી જોઇ નથી. આ ચીત્રમાં કૃષ્ણ ઝાડ ઉપર ચડી બેઠો છે, તેમાં તેની ઉમર પાંચ અને અગીઆર વરસની માંહે માલુમ પડે છે.

જ્યારે મહારાજ મરણ પામે છે ત્યારે લોકો કહે છે કે તે લીલાવસ્તાર્યા અથવા સ્વર્ગવાસી થયા. કૃષ્ણ જ્યારે સ્વધામ સ્વર્ગમાં પધાર્યા, ત્યારે ગોલોક નામનાં સ્વર્ગમાં ગયા. ભાવકી અને પવિત્ર સેવક પણ ગોલોકમાં જાય છે કૃષ્ણ ત્યાં આખો દીવસ વીલાસ (ચમન) કરે છે. અને વૈષ્ણવો તેની સેવામાં તત્પર રહે છે. અમારા માર્ગના કોઇ પણ પુસ્તકમાં મારા જોવામાં એવું કાંઈ પણ નથી આવ્યું કે ખરા વૈષ્ણવો મરણ પામ્યા પછી ગોપીરૂપ.થઇને કૃષ્ણની સાથે જારભાવનો સંગ કરે છે, એ વાત હું માનતો નથી અને મારા પંથવાળા માને છે તે હું જાણતો નથી. ગોપીઓની સાથે કૃષ્ણ ગોલોકમાં જારભાવનો સંગ કરે, એ વાત મારા માનવામાં આવતી નથી. તે તેઓની સાથે 'રાસલીલા' રમે છે. બ્રહ્મ સંબંધ કરાવતી વેળાએ જે મંત્ર ઉપદેશ હું કરૂં છું તે મારાથી બોલાય નહીં (મી૦ આનસ્ટીએ પુછયું કે તે મંત્ર આ પ્રમાણે અને તેનો અર્થ આ પ્રમાણે છે તે ખરો કે નહી?)

॥ श्रीकृष्णःशरणंमम ॐ सहस्रपरिवत्सरमतिकालजात कृष्ण वियोगजनिततापक्लेशानततिरोभावोहमभगवते कृष्णायदेहेंद्रियप्राणांतःकरणतद्धर्मा श्चदारारपुत्राप्तवित्तेहपरण्यात्मनासहमर्पयामिहासोहं कृष्णतवास्मि ॥ १ ॥ ॥ ॥ ॥

"શ્રી કૃષ્ણ મારો રક્ષણ કર્તા છે. ઓ! હજારો વરસ થયાં
' કૃષ્ણથી મારો વીયોગ પાડવાને લીધે ઉપજેલાં તાપ અને દુખથી
"મારો નાશ થયો છે. તે માટે મારૂં તન, ઈંદ્રિય, શ્વાસ, દીલ, વૃત્તિ.
"બાયડી ઘર છોકરાં સગાં, દોલત, અને આ સંસાર મધ્યેની મારી
"સર્વે વસ્તુ અને મારો આત્મા એ સઘળું સંપુર્ણ કૃષ્ણને હું અર્પણ
કરૂં છું. હે કૃષ્ણ, હું તારો દાસ છું."

હા, એ અર્થ ખરો છે. આ મંત્રમાં જે અર્પણ કરવાનું કહ્યું છે તે કૃષ્ણને અને મહારાજને નહી. એ સમર્પણની વેળાએ ગુરૂ હાજર રહે છે અને કૃષ્ણનો માર્ગ દેખાડે છે. મેં લખમીદાસને પુછ્યું કે મારી ગેરહાજરીમાં ફરીઆદી મંડાય કે નહી? હું જ્યારે સુરતથી આવ્યો ત્યારે લાઇબલની ફરીઆદી માંડવાનો મારો ઇરાદો નહી હતો. આ ફરીઆદી માંડવાનો છ મહીનાનો વખત લાગ્યો તેનું કારણ એટલુંજ કે હું મુંબઇની રીતભાતથી વાકેફ નહી હતો. તેથી એ વીષે વિચાર અને સલાહ લેતાં વખત ગુજર્યો. તારીખ ૯ મી સપ્ટેમ્બરના 'સત્ય પ્રકાશ'ની બીના બધા મહારાજોને લાગુ પડે છે. અને હું

એકલો કેમ ફરીઆદી લાવી શકું ? એ આરટીકલ વીષે મી૦ લીથ વકીલનું મત મેં લીધું છે કે નહીં તેની મને યાદ નથી. એ બીનાને લીધે એક હેંડબીલ મહારાજની સત્તા ઘટી તેને વીષે છાપવામાં આવ્યું તેની મને ખબર નથી. 'સ્વધર્મ વર્ધક' માં પ્રતીવાદીને 'અસત્ય પ્રકાશ' શબ્દ વાપર્યો છે તેમાં હું ધારૂં છું કે ભુલથી 'અ' અક્ષર પડી ગયો છે, હું ધારૂં છું કે તે ભુલ છાપનારની હશે. એ બીના લાઇબલના જવાબમાં લખી છે કે નહીં તે હું કહી શકતો નથી. આખી બીના વાંચ્યા વગર હું કહી શકતો નથી. (ચીફ જસ્ટીસ સર માથીઉ સાસે દુભાસીઆને કહ્યું કે મહારાજને કહો જે પાછળથી તમે જે રીતે જુબાની આપો છો તે રીત એવી છે કે કોર્ટને તે વીષે હલકો વિચાર ઉપજે છે. જે સવાલ તમને પુછવામાં આવે છે તે સવાલને વીષે બધી વાત વાંચ્યા વગર જવાબ આપવાને તમે શકિતવાન લાગો છો ત્યારે મહારાજે કહ્યું કે વાંચ્યા વગર મારાથી જવાબ આપી શકાતો નથી. ચીફ જસ્ટીસે કહ્યું કે તમારામાં જવાબ આપવાની શકિત છે, તેવું છતાં પણ તમે ના પાડો છો. ત્યારે મહારાજે કહ્યું કે) એ બીના લાઇબલની બીનાના જવાબની હશે. 'વીષયી ગુરૂ' એ નામનું ચોપાન્યું મે વાંચ્યું છે. તે મધ્યે રસ મંડળી વીષે લખ્યું છે; પણ એ ચોપાન્યું અગાઉ મારા વાંચવામાં આવ્યું નહી હતું. લાઇબલની બીના મેં વાંચી છે, અને તે મનેજ લાગુ પડે છે, તમે, મહારાજો તમારા સેવકની વહુ દીકરીઓ બગાડો છો, તે જો કે મને એકલાને કહ્યું નથી; તો પણ હું તે લાઇબિલ ગણું છું. લાઇબલની બીનામાં જે ઠેકાણે રસ મંડળી વીષે લખ્યું છે તે ભાગ હું લાઇબિલ ગણતો નથી; કેમકે રસ મંડળી એટલે શું તે હું જાણતો નથી. હરરાયજીનું ૬૭ અપરાધનું પુસ્તક સંસ્કૃત ભાષામાં છે. વ્રજ ભાષામાં મેં તે જોયું નથી. જનાર્ધન રામચંદ્રના મરાઠી કવી ચરિત્ર વીષે મેં સાંભળ્યું છે. ૮૪ તથા ૨૫૨ની વાર્તાના પુસ્તકો અમારા પંથના ધર્મ પુસ્તકો ગણાતાં નથી. અને લોકો તેને માનતા પણ નથી. આ સુધારાના ફરેસ્તાની જે ચોપડી મધ્યે કેટલાક સુધારાવાળાને ગાડીની નીચે કચડી નાંખ્યા છે અને મહારાજ વીષ્ણુના સાર્થી (હાંકનાર) થઇને ચાબુક મારે છે, એવું ચિત્ર પાડયું છે, તે ચોપડી મેં છપાવી નથી અથવા ગોરધનદાસે તે છપાવી હોય તેની પણ મને ખબર નથી. એમાં પ્રતિવાદીની આબરૂને નુકસાન પોંચવા જેવું કાંઇ નથી, જે મહારાજને ચિત્રમાં ગાડી

ઉપર બેસાડયા છે તે મહારાજ હું નહીં. કયા મહારાજ તે છપાવનાર જાણે (મી૦ બેલીએ તે ચીત્ર જોઇને કહ્યું કે આ ચિત્રમાં મહારાજને દાહાઢી નથી. અને મારા કુલને તો દાહાઢી છે. ત્યારે મી૦ એનસ્ટીના પુછવા ઉપરથી વાદી બોલ્યો કે થોડો વખત થયાં મેં દાહાઢી રાખી છે. (મહારાજે કહ્યું કે મને કોઈ અડકે નહીં. સર માથીઉ સાસ બોલ્યા કે તમને અડકતાં મેં કોઇને દીઠો નથી. મહારાજે કહ્યું કે મારી પાછળથી કોઇ શખ્સ મને અડકે તેની ધાસ્તી છે. મી૦ એનસ્ટી બોલ્યો "તમને શા માટે નહીં અડકે? તમે કાંઇ ઇશ્વર નથી અને મારીજ જો ધાસ્તી હોએ તો ખાત્રી રાખવી કે હું તમને ચીપીઆથી પણ અડકનાર નથી. મી૦ હેસ્ટીંગ તો તમને પહેલેજ દાહડે અડકી ચુકયો છે.") હમારા પંથનું મુખ્ય મંદીર શ્રી નાથદ્વારામાં છે. મારા બાપે અથવા દાદાએ ત્યાંથી મુતીં ચોરી નથી. મારા દાદાને સુરતની ગાદી ઉપર બેસાડવામાં આવ્યા હતા. ગાદી વીષે કજીઓ હતો તે ઠેઠ ઇંગલંડ ગયો હતો. સાત વરસ સુધી મેં મોટી જાત્રા કીધી; પણ હું શ્રી નાથદ્વારાની જાત્રાએ ગયો નથી. મને વખત નહીં મળ્યો તથા ખર્ચ ઘણો થઈ જાય એટલા માટે હું નહિ ગયો મહારાજોને વૈષ્ણવ પાસેથી ભેટ મળે છે વૈષ્ણવ પાસે જે દંડ લેવામાં આવે છે તે ઠાકુરજીના ઉપયોગમાં વપરાય છે. હું બ્રહ્મચારી તથા સંન્યાસી નથી. હું પુર્ણ પુરૂશોત્તમ ઇશ્વરને માનું છુ. અમને પુર્ણ પુરૂશોત્તમની ઉપમાં આપવામાં આવે છે. જે પ્રમાણે ચીફ જસ્ટીસને 'માઈ લોર્ડ' કરીને કહે છે તે પ્રમાણે મહારાજોને પુર્ણ પુરૂશોત્તમની ઉપમા આપવામાં આવે છે. બીજા પંથમા ગુરૂઓને મહારાજોની પેઠે હીંડોળા ઉપર બેસાડીને ઝુલાવવામાં આવે છે કે નહી તે હું જાણતો નથી. વૈષ્ણવોને મહારાજની લંગોટીનું પાણી પીતાં મેં દીઠા નથી. જે પ્રમાણે બીજા ગુરૂઓનું જુઠણ તેમના સેવકો ખાય છે, તે પ્રમાણે અમારૂં જુઠણ અમારા સેવક ખાય છે. બ્રાહ્મણોએ પણ ગુરૂનું જુઠણુ ખાવું, એમ કહેલું છે. મનુએ એ વીષેની મના કીધી છે કે નહીં તે હું જાણતો નથી, ચાવેલા પાન સોપારી અમે વૈષ્ણવોના હાથમાં નાખી દેવાને આપીએ છીએ, કેટલાક લોકો તે ખાતા હશે, મહારાજ મરતા પડેલા માણસની આંખ ઉપર પોતાનો પગ મુકે છે; પણ છાતી ઉપર મુકતા નથી, અને તેને માટે મહારાજ કાંઇ ભેટ લેતા નથી. બીજા પંથના ગુરૂ એ પ્રમાણે કરે છે કે નહીં તે હું જાણતો નથી. સેવક તથા સેવકીઓ મહારાજને કેસરસ્નાન કરાવે છે, એ વાત ખરી છે.

મારા પગની રજ હું મારા સેવકોને ખાવા દેતો નથી. બીજા મહારાજો તે પ્રમાણે ખાવા દેછે કે નહી તે હું જાણતો નથી. મહારાજોની આર્તી ઉતારવામાં આવે છે, અને તે પ્રમાણે કરવાનું શાસ્ત્રમાં કહેલું છે કયા શાસ્ત્રમાં કહ્યું છે તેની મને ખબર નથી. હમારા વડીલોની ચાખડીની પુજા થાય છે, મારી ચાખડીની પુજા થતી નથી સેવકીઓના હાથનું આરોગવાને હું કદી ભીતર જતો નથી. બીજા મહારાજો એ પ્રમાણે કરે છે કે નહીં તેની મને ખબર નથી. વૈષ્ણવો આરોગવાનું લાવે છે તે અમે લઇએ છીએ સેવકીઓ મહારાજોની હજુર જારભાવનાં ગીત ગાતી નથી જુદી જુદી જાતનાં ગીત ગાવામાં આવે છે મહારાજો સઘળા સેવકો ઉપર ગુલાલ ઉડાડે છે અને ફકત સ્ત્રીઓ ઉપર નહી. ઠાકુરજી ( ઇશ્વર ) ની મુર્તીની પેઠે ગુરૂની સેવા પણ કરવી જોઇએ. 'ગુરૂ સેવા' ના પુસ્તકમાં મેં એવું નથી વાંચ્યું કે વલ્લભાચાર્ય, ગુંસાઇજી, તથા તેના સઘળા વંશજોને ઇશ્વરનો અવતાર કરીને માનવા. હું પુખ્ત ઉમરનો થયો ત્યાર પછી મારા સેવકોને કહેતો આવ્યો છું કે અમે કાંઇ ઇશ્વર નથી, અને અમને ઇશ્વર પ્રમાણે માનશોમાં એ પ્રમાણે હું તેમને કેહેવા લાગ્યો તેની અગાઉ કેટલાક લોકો મને ઇશ્વર સમજતા નથી અમને ઇશ્વર પ્રમાણે માનશોમાં, એવો બોધ મેં છાપીને કીધો નથી, તથા કયા લોકોને એ પ્રમાણે મેં મોહોડે બોધ કીધો તેના નામ પણ મને યાદ નથી. શું કાલે મેં એમ કહ્યું કે હમારા સેવક હમને ઇશ્વર પ્રમાણે ગણે છે તેની મને ખબર નથી? કદાચ મેં કહ્યું હશે; પણ એ પ્રમાણે મેં સોગન ખાઇને કહ્યું કે નહીં તેની મને ખબર નથી. ( ચીફ જસટીસે કહ્યું કે તમે કાલે સોગન ખાઇને એ પ્રમાણે કહ્યું છે અને કોર્ટે તે નોંધી લીધું છે, મહારાજે કહ્યું મને યાદ નથી સર માથ્યુ સાસે કહ્યું કે તમારી યાદશકિત કાચી હશે, પણ તમે કાલે જે કાંઇ બોલ્યા તે બોલ કોર્ટે નોંધી લીધું છે. ) વૈષ્ણવો એવું માને છે કે તેઓની ઉપર ઇશ્વરના કરતાં ગુરૂનો ઉપકાર વધારે છે. વૈષ્ણવો મુર્તીને અડકતા નથી. મહારાજ અથવા એ કામને માટે રાખેલા બ્રાહ્મણો મુર્તીને અડકે છે. બ્રહ્મ સંબંધથી અગીઆર ઇંદ્રિયોનાં પાપ ધોવાઇ જાય છે, એ અગીઆર ઇંદ્રીઓમાં ( જનનેંદ્રી સુધાંના ) તે ઇંદ્રીના દોષ પણ બ્રહ્મસંબંધથી ધોવાઇ જાય છે, ગુરૂની ગુપ્ત વાત જાહેર કરવી નહીં એવું હમારા પંથમાં કહેલું છે કે નહીં તે હું જાણતો નથી, પણ વૈષ્ણવ થઇને બીજાના દોષ જોવા નહીં એ સારી વાત છે. હું ન્યાતે

બ્રાહ્મણ છું મારા બહારના દેખાવ ઉપરથી તમે મને બ્રાહ્મણ નહીં ગણો, તો તમે મુખત્યાર છો. મારા વડીલો તૈલંગા બ્રાહ્મણ હતા, પણ તેઓ નાતબહાર થએલા નહીં હતા. હમે તૈલંગા બ્રાહ્મણની છોકરી લઇએ છીએ પણ તેમને આપતા નથી. આ શહેરમાં તૈલંગા બ્રાહ્મણ છે તેમાંના કેટલાકને હમે છોકરી આપીએ છીએ. તેઓ ગરીબ છે તે હું જાણતો નથી તેઓ 'ભટજી'ને નામે ઓળખાય છે. તેઓએ મહારાજોને છોકરી આપી એટલા માટે તેઓ નાતબહાર થયા નથી. કોઈ વેળા છોકરીનો બાપ ગરીબ હોય છે ત્યારે હમને પૈસા આપવા પડે છે. પૈસા લઇને છોકરી આપવા માટે મનુએ શાસ્ત્રમાં મના કરી છે તે હું જાણતો નથી. હું ધારૂં છું કે મહારાજ વ્યભીચાર કરતા નથી. જો તેઓ વ્યભીચાર કરતા હોય તો તેઓ ગુરૂની પદ્વીને લાયક નથી. મારા પીત્રાઇ કાકા કૃષ્ણરાયજી મહારાજ તૈલંગા બ્રાહ્મણની છોકરી સાથે પરણ્યા છે, એક વીધવા સાથે તેનો સંબંધ હતો તે વાત મેં સાંભળી નથી. તેના છોકરા ગોકળ ઓચ્છ-વજીની ખરાબ ચાલને માટે એક રાજાએ પોતાના ગામથી બહાર કહાડી મુકયો હતો તેની મને ખબર નથી. વલ્લભજી મહારાજ પોતાના દીકરાની સાથે ભાંજગડમાં પડયા હતા તેને માટે નાતબહાર થયા હતા. પણ કાંઇ માઠાં કર્મને માટે થયા હોય, એવી મને ખબર નથી. દમણમાં નહીં જવા વાસ્તે મહારાજોએ બંદોબસ્ત કીધો હતો, પણ હું અજાણપણે ત્યાં ગયો હતો. દમણની સરકારે ત્યાં એક મહારાજને ચોરીના અપરાધને માટે ફટકાવી કહાડયો અને તેને માટે બંદોબસ્ત થયો એવી મને ખબર નથી. જાલણાપટણમાં વીઠલેશજી મહારાજ નજર કેદ હતા, એ વાત ખરી છે તેની ઉપર જાદુનું તોહમત આવ્યું હતું. ત્યાંના રાજાને ઝેર આપવાને માટે તે કેદ થયા હોય તેની મને ખબર નથી. વ્રજપાલજી મહારાજે લખપતના વૈષ્ણવોના ઘર લુટયાં હોય તે હું જાણતો નથી. સુરત છોડયા પછી મેં સાત વરસ સુધી જાત્રા કીધી. જોર જુલમથી કોઈ સ્ત્રી બગાડવાનો અપરાધ મારી ઉપર કોઈ દહાડે મુકવામાં આવ્યો નથી. એ અપરાધ વીશે હું હમણાંજ સાંભળું છું. મને ગઈ કાલે એ વીષે પુછ્યું હોય એવું મને યાદ નથી. પીતાંબર પોપાને હું ઓળખું છું તેની છોકરીને મેં જોર જુલમથી બગાડી હોય એવો અપરાધ મારી ઉપર મુકવામાં આવ્યો નથી. બાર ચૌદ વરસ ઉપર એ કજીઓ સુરતના માજીસ્ત્રેટ આગળ નોંધાવામાં આવ્યો નહીં હતો. તે વખતના સુરતના સીરસ્તેદારે એવો કોઈ મુક-

દમો ઘેર મેળે માંડી વાળ્યો હોય તેની મને ખબર નથી. આ મુકદમામાં મારી તરફથી સાક્ષી આપવાને કોઈ પણ મહારાજને મેં સાક્ષી સમન આપ્યો નથી. મહારાજોના વ્યભીચારની વાત ઘણી પ્રસીધ્ધ છે. એટલા માટે એ વાત કોર્ટમાં નામુકર નહીં જવાય એવું કોઈ પણ મહારાજે મને કહ્યું નથી. હું તથા એક બીજા મહારાજનો લાલજી (બાલક) મુંબઇમાં છીએ, અને બીજા મહારાજો મુંબઇ છોડીને જતા રહ્યા છે. સુરતથી હું મુંબઈમાં આવ્યા પછી ત્રણ મહીને જીવણજી મહારાજની હવેલી આગળ કાંઇ બખેડો થયો એમ હું જાણતો નથી. થાવર મુલજીની છોકરી લખમીબાઈને હું ઓળખતો નથી અને પંદર વરસ ઉપર હું તેને ઓળખતો નહીં હતો. પુનર્વીવાહની તકરાર નીકળી ત્યાંસુધી પ્રતીવાદી સાથે મારે બનાવ હતો, અને તેણે પોતાના પત્રમાં મારી વખાણ કીધી હતી. પ્રતીવાદીનું પત્ર ખરીદ કરવા માટે મેં કોઇ પણ વૈષ્ણવને મના કીધી નથી, 'સત્ય પ્રકાશ'ની વીરૂધ મેં કાંઈ પણ હેંડબીલ છપાવ્યા નથી. ભાટીઆ કોન્સપીરસીના મુકદમા વીશે મેં સાંભળ્યું છે. આ મુકદમામાં મારી વીરૂધ જે કોઇ સાહેદી આપે તેનાં દર્શન બંધ કરવાને વાસ્તે મેં કોઈ પણ મહારાજ સાથે બંદોબસ્ત કીધો નથી. ભાટીઆ કોન્સપીરસીનો મુકદમો પ્રભુદાસ ચલાવતો હતો એવું તેણે મને કહ્યું હોય, એમ મને યાદ નથી ગોપાળદાસની પાસે પ્રભુદાસ કાંઇ સંદેશો લઈ ગયો હતો, અને તે વીશે ગોપાળદાસે પોતાની મુખજુબાનીમાં જણાવ્યું એ વાત મેં વાંચી છે અથવા સાંભળી છે. એવી મેં અફવાબી સાંભળી હતી. એ ભાટીઆ કોન્સપીરસીની તપાસ વીશે મારે પ્રભુદાસ સાથે મુદલ વાતચીત થઈ નથી. પ્રભુદાસ મારી પાસે સુરત આવ્યા હતા ત્યારે તેણે ભાટીઆ કોન્સપીરસી વીશે વાત કરી હતી. મેં પુછ્યું કે બંદોબસ્ત કરવાની મતલબ અને જરૂર શી? પ્રભુદાસે કહ્યું કે તે બંદોબસ્ત કરનારા જાણે. એ ભાટીઆઓનો મુકદમો ચલાવવાને અથવા એ મુકદમા મધ્યે મદદ કરવાને મેં પ્રભુદાસને અખ્તીઆર આપ્યો નહીં હતો. એ કોન્સપીરસીવાળા નવ ભાટીઆ સાથે મારા ઘર આગળ કાંઇ મસલત થઈ નથી તે મધ્યેના એક બે ભાટીઆ મારી પાસે આવ્યા હતા. તેઓએ બાયડી છોકરા અર્પણ કરવા વીશેનો કાંઈ બંદોબસ્ત કીધો હતો; પણ તે બંદોબસ્ત આ લાઇબલના મુકદમાં માટે કીધો હતો કે બીજા કોઇ મુકદમા માટે તેની મને ખબર નથી. વાણીઆઓમાં એવો બંદોબસ્ત થવા વીશે મેં સાંભ-

જ્યું હતું. કેટલાએક લોકો આ મુકદમો સાંભળવાને કોર્ટ મધ્યે આવે છે તેઓમાંથી મને કેટલાએક શખ્સોએ એ વીષે જણાવ્યું હતું. પ્રભુદાસ એ બંદોબસ્ત કરવાને ગોપાળદાસ પાસે ગયો હતો તે વીશે મેં પ્રભુદાસને ઠપકો આપ્યો નહી હતો. એ બંદોબસ્ત કરવાને પ્રભુદાસે જે તજવીજ કીધી તેમાં તેણે કાંઈ સારૂં અથવા ખરાબ કીધું નથી. હું ધારૂં છું કે લખમીદાસે મારી વીરૂધ જે વાત જણાવી છે તે ખોટી હોવી જોઇએ કેમકે હું એવી નઠારી ચાલનો હોત તો લખમીદાસ મારી પાસે આવત નહી. મેં કદી વ્યભીચાર અથવા જારકર્મ કીધું નથી. હૈદ્રાબાદમાં હું આજારી હતો ત્યારે મેં ગરમ દવા લીધી હતી. સુંઠ, મરી, મરચાં મેં ખાધાં હતા અને તેથી મને અંદર ગરમી જણાઈ હતી. છ કે સાત મહીના સીવાય મારી સ્ત્રી જાત્રામાં મારી સાથેજ હતી. સંવત ૧૯૦૯ ના વરસની ચાર પાંચ વરસ અગાઉ હું સ્ત્રી વગર બહાર નીકળ્યો હતો. મારી આગલી સ્ત્રી તે વેળા મરણ પામી હતી. (કોર્ટના પુછવા ઉપરથી) બેટમાં મારી સાથે મારી સ્ત્રી નહી હતી. એક વખતે મેં પાંચ વરસ સુધી જાત્રા કીધી હતી. તે વેળાએ જેપુરમાં હું મારી સ્ત્રીને બોલાવવા ગયો. હતો. બીજી વેળાએ સુરતથી હું બે વરસ સુધી બહાર ફર્યો ત્યારે હું બેટમાં ગયો હતો. હું બે વખત પરણેલો હતો. હું બેટ ગયો ત્યારે પરણ્યો હતો; પણ બે વરસ મારી સ્ત્રી મારી સાથે ઘરબાર કરીને રહી નહી હતી. તે વેલાએ મારી સ્ત્રીની ઉમર ૯ કે ૯ા વરસની હતી ને તેર વરસની થઇ હતી ત્યારે મારી સાથે ઘર માંડીને રહી.

(બાવીસમો દીવસ; શનીવાર, તા. ૧ લી માર્ચ,)

**પાછી તપાસ**—"મંગળવારને દીને મસલત કરવાને મારે ઘેર સભા મળી નહિ હતી, હમારા લોકોમાં એવો ચાલ છે કે જ્યારે એક બીજાનો મેળાપ થાય ત્યારે 'રામ' અથવા 'પુરૂશોતમ' કરીને સલામ કરવી. મી૦ ઈસ્કોબલે કહ્યું હું જ્યારે ગુજરાતમાં ગયો હતો ત્યારે ત્યાંના લોકો મને પુરૂષોતમ કહીને સલામ કરતા હતા! દાઉદજી મહારાજની બે બેઠક છે. મારા પંથના ધર્મના પુસ્તકો બધાં સંસ્કૃત ભાષામાં છે. વ્રજ ભાષાના પુસ્તકો જો અસલ પુસ્તકની સાથે મળતાં આવતાં હોય તો તે પણ ધર્મના પુસ્તકો ગણાય વૈષ્ણવ ધર્મ પ્રસારક સભાના પ્રમુખ બધા મહારાજો કહેવાય છે. સુરતથી આવ્યા પછી વૈષ્ણવ ધર્મનો બોધ કરવાને મેં મહેનત લીધી છે. કેટલાએક મહારાજોના

વ્યભીચાર વીષે મને ગઇ કાલે વાત પુછી તે મેં પહેલ વેહલી ગઈ કાલેજ સાંભળી. અગાઉ સાંભળી નહી હતી, પણ મેં છાપામાં વાંચી હતી પણ કોઇ મહારાજનું નામ તેમાં નહી હતું. પણ મહારાજો વીષે એ અપરાધ મુકવામાં આવ્યા હતા. મહારાજનું નામ લઈને મેં ગઈ કાલેજ એ અપરાધ સાંભળ્યા હતા. "**વીષચી ગુરૂ**" ને હમારા લોકો સત્તા ભરેલી ચોપડી ગણતા નથી. તે ચોપડી મહારાજોની વીરૂધ્ધ લખાયલી છે. હમારા દુશ્મન લોકો એ ચોપડીને ખરી માને છે. મહારાજો હરકોઈ વૈષ્ણવને ન્યાત બાહાર મુકવા ચાહેતો તેની નાતના લોકોને કહીને તેને નાતબાહાર મુકાવી શકે ન્યાતના લોકોની મરજી વગર મહારાજ ન્યાત બહાર મુકી શકે નહિં હરેક મંદીરનો મહારાજ પોતાના મંદીર મધ્યે ખુશી પડે તો વૈષ્ણવોના અથવા હરકોઇ સખ્સના દર્શન અટકાવી શકે. બધા મહારાજો સંપ કરીને એવો ઠરાવ કરે કે આ ફુલાણા શખ્સને દર્શન કરતાં બધા મંદીરમાં બંધ કરવો તો તેમ તેઓ કરી શકે. પણ એ પ્રમાણે તેઓએ કોઇ દહાડો સંપ કીધો હોય એવું મારા જાણવામાં આવ્યું નથી. (કોર્ટના પુછવા ઉપરથી) હમારા પંથના મત પ્રમાણે વ્યભીચાર કરવામાં મોટું પાપ છે. સ્વધર્મ વર્ધક ચોપાનીયામાં જારભાવ વીષે જે બીના લખવામાં આવી છે તેમાં એવી ભલામણ નથી કીધી કે વ્યભીચાર કરવો પણ વ્યભીચારના જેવી પ્રીતી ઈશ્વર ઉપર રાખવી. જારભાવની અથવા વ્યભીચારની પ્રીતી સઉથી મજબુત હોય છે. અને તેવીજ પ્રીતથી ઇશ્વરને ભજવો એમ શાસ્ત્રમાં કહયું છે. જારભાવની પ્રીતી ઈશ્વર ઉપર રાખવી એ ઘણું સારૂં છે. પારકી સ્ત્રી ઉપર એવી પ્રીતી રાખવી એ ખરાબ છે. ઇશ્વર ઉપર જારભાવની પ્રીતિ રાખવાનું ભાગવતમાં કહ્યું છે. (ચીફ જસ્ટીસે કહયું કે જયારે અગાઉ પુછવામાં આવ્યું કે કયા શાસ્ત્રમાં જારભાવની પ્રીતી રાખવાનું કહયું છે ત્યારે એકે શાસ્ત્રનું નામ આપ્યું નહીં. મહારાજે કહયું કે) મને એ વીષે યાદ નથી. હું ધારૂં છું કે ભાગવતમાં કહેલું છે કે જે પ્રમાણે ગોપીઓએ ઇશ્વર ઉપર જારભાવની પ્રીતી રાખી તે પ્રમાણે પ્રીતી રાખવી જોઇએ. (ચીફ-જસ્ટીસે કહયું કે તમો કહો કે વ્યભીચાર કરવાની શાસ્ત્રમાં મના કરેલી છે. વ્યભીચાર ખરાબ કહેવાય છે માટે વ્યભીચારની પ્રીતી સારી કેમ કહેવાય? અગર આ દુનીયાંમાં ઇશ્વર માણસનાં આકારમાં હોય તો તેના ઉપર જારભાવની પ્રીતી રાખવાને કહયું તો તે તેના સાથે જારકર્મ કરવા ઇચ્છે કે નહીં! મહારાજે કહયું કે) ઈશ્વર ઉપર જારભાવની

પ્રીતી રાખવાને શાસ્ત્રમાં કહયું છે પણ જારકર્મ કરવાનું કહયું નથી. હરેક ભાવથી ઇશ્વરને ભજવાથી ઇશ્વર મળે છે. (જતી વખતે મહારાજે એઉ જણોને કહયું કે) હું તમને આશીર્વાદ આપુ છું।

( આ ઠેકાણે વાદીની સાહેદી લેવાનું કામ પુરૂં થયું. )

એના જવાબમાં મી૰ એનસ્ટીએ ભાષણ કીધું તેનો સાર નીચે પ્રગટ કીધો છે.

## ( મી૰ એનસ્ટીના ભાષણનો સાર. )

પ્રતીવાદીઓનીં તરફથી પડેલી સાહેદી રદ કરવા વાદીને પોતાનાં સાક્ષીઓ રજુ કરવાને સારી જોગવાઈ મળી છે અને નામદાર કોર્ટે આ મુકદમો ચુકવતાં ઘણાં સાક્ષીઓએ સાહેદી પુરી હોય તેની ઉપર નહી, પણ સાક્ષીઓની આબરૂ અને મુંકદમાની કેરીયત ઉપર ધ્યાન આપવું જોઇએછે. પ્રતિવાદીએ પોતાની બીના લખવાને તથા કઠણ ભાષા વાપરવાને વ્યાજબી કારણ દેખાડયું છે કે નહીં, ધર્મગુરૂ લેખે મહારાજની આબરૂ કેવી છે, બ્રાહ્મણોમાં તેની પદવી કેવી છે અને તેનો પંથ અસલ હીંદુ ધર્મ પ્રમાણે કેટલો મળતો છે. તે વીષે પણ તપાસવું જોઇએ છે. મહારાજની આગળ ઇશ્કના ગીત ગવાય છે, તે પણ તેણે કબુલ કીધાં; કાન ( એટલે કૃષ્ણ ભગવાન ) કરીને તેના સેવકો કહે છે તે પણ તેણે કબુલ કીધું અને તેની હજુર સેવકીઓ જે ગીત ગાય છે તે તેણે બરાબર ઓળખી કહાડયાં, વાદીના પંથનાં સીદ્ધાંત પ્રમાણે એ પંથવાળાએ પોતાના ગુરૂને ઠાકોરજી ( એટલે ઇશ્વર ) ગણવા જોઇએ. વાદીએ પોતે એવી જુબાની આપી છે કે એ પંથવાળાઓ ઇશ્વરના કરતાં ગુરૂનો ઉપકાર મોટો માને છે. ભાઇચંદ નામના એક સાક્ષીએ કહ્યું છે કે મહારાજને ઇશ્વરથી ઓછો પણ મુર્તીના જેવો હું માનું છું. જમનાદાસ અને બીજા સાક્ષીઓએ કહ્યું કે મુર્તીને હીંડોલામાં ઝુલાવે છે તે પ્રમાણે હમે મહારાજને હીંડોલામાં ઝુલાવીએ છીએ, તથા મહારાજ કાંઇપણ પાપ કરે નહીં. આવા ઘણાજ ખરાબ સીદ્ધાંતવાળો પંથ અસલ હીંદુ ધર્મને ફેરવીને હમણાં ઉભો કરવામાં આવ્યો છે તે વાત પુરતી રીતે સાબીત થઈ ચુકી છે. વાદીએ પોતે કહ્યું કે થોડાએક લોકો મને ઇશ્વરના અવતાર ગણે છે, પણ પાંચ મીનીટમાં પાછો ફરી ગયો કે મને તો ફકત ગુરૂ ગણે છે તેણે એમ બી કહ્યું કે તમારા સેવકોને મેં એવો બોધ દીધો છે જે તમારે મને

ઇશ્વર નહીં, પણ ગુરૂ ગણવો જોઇએ છે; પણ તે બોધ તેણે ચોપાનીઆ કે વર્તમાન પત્ર મારફતે દીધો નથી અને તે બોધ તેણે કીયા શખ્સોને દીધો તેમાંથી એકનું નામ પણ જણાવી શકયો નથી. સ્વધર્મ વર્ધક ચોપાનાઆમાં "જારભાવની પ્રીતી" વીષે એક બીના લખી છે અને તે બીના વાદીએ પસંદ કીધી છે. ચોપાનીઆમાં આ મત ધીકકારવા લાયક દેખાય છે ત્યારે તે મત વલ્લભાચાર્ય પંથના પુસ્તકોમાં કેટલા બધા ધીકકારવા લાયક દેખાવની હોવી જોઇએ? આ બીનાનો અર્થ ખુલ્લો છે; તે એકે વ્યભીચાર આ દુનીઆને માટે છે. આ સંસારમાં ઇશ્વર અને ઠાકોરજીની સાથે સંગ થઈ શકતું નથી; માટે ઇશ્વરરૂપી ગુરૂ (મહારાજ) ની સાથે સંગ કરવો એ ધર્મનું કામ છે. વાદીના કેટલાક સાક્ષીઓએ કહ્યું છે કે મહારાજની વીરૂદ્ધ કાંઈપણ વાત હમે કદી સાચી માનીએ નહીં: કેટલાકોએ કહ્યું કે મહારાજ વ્યભીચાર કરેજ નહીં, અને મહારાજની વીરૂધ્ધ સાક્ષી આપવી એ પાપ છે. એક સાક્ષીએ કહ્યું કે મહારાજને હું ઇશ્વર ગણું છું; બીજાએ કહ્યું કે મહારાજને અમે ઈશ્વરના અવતાર ગણીએ છીએ. એક સાક્ષીએ કહ્યું કે મથુરાદાસ લવજીએ મહારાજની વીરૂદ્ધ સાક્ષી આપી તે તેણે પાપ કીધું. બીજો એમ સમજતો હતો કે તેનો ગુરૂ મહારાજ મર્ણ પામ્યો તે ગૌલોક નામના સ્વર્ગ (બેહેસ્ત)માં ગોપીઓની સાથે લીલા (ઇશકની રમત)નો વીસ્તાર કરવા ગયો છે, વાદીના પગની નીચેની રજ (ધુળ) લોકો ખાય છે તે સાબીત થઈ ચુકી છે. મુર્તીના કરતાં મહારાજને તેઓ વધારે માન આપે છે, તથા બીજી કેટલીક તરેહની પુજા કરે છે તેવી પુજા કોઇ પણ હીંદુ પંથવાળા કરતા નથી. ડાકટર ભાઉ દાજીએ કહ્યું કે મહારાજના સેવકો તન, મન, અને ધન અર્પણ કરે છે તે બીજા કોઇ પણ હીંદુ પંથવાળા અર્પણ કરતા નથી, તે વાત રદ કરવાને કાંઈબી કોશેશ કરવામાં આવી નથી. એ તન, મન, ધન, અર્પણ કરવાનું મંત્ર મહારાજના સેવકો પોતાના મોહેડે કરી રાખે છે. વાદીના સાક્ષીઓની જુબાની ઉપરથી એવું માલુમ પડે છે કે મહારાજ વીરૂધ્ધ સાક્ષી આપવી એ પાપનું કામ છે અને બીજા હાથ ઉપર એવું માલુમ પડે છે કે તેને માટે ખોટી સાહેદી પુરવી એ ધર્મનું કામ કેહેવાય છે. એક સાહેદીએ કહ્યું કે ૨૫૨ તથા ૮૪ વૈષ્ણવની વાર્તા ધર્મની વાર્તા ગણાય છે અને વાદી તે વાત પોતે નામુકકર જાય છે. વાદી વિદ્વાન છે તે વાત તો તેનો કોઈબી સાક્ષી જણાવી શકયો નથી. બ્રાહ્મ-

ણનો ધર્મ છે કે વેદ ભણવા તથા ભણાવવા અને તે પ્રમાણે જે બ્રાહ્મણ ન કરે તેને શાસન થાય. વાદીએ પોતાની વીદ્યા વીષે એવું જણાવ્યું કે તેને થોડી સંસ્કૃત અને બે ત્રણ બીજી ભાષા આવડે છે; પણ તેની સાહેદી ઉપરથી એવું માલુમ પડી આવ્યું કે આ ફરીઆદી ચાલ્યા પછીજ તેણે તકરારમાં આવેલી ધર્મની વાતોને માટે બ્રાહ્મણોની સલાહ લેવા માંડી, અને તે ઉપરથી તેનું જ્ઞાન કેટલું છે તે વીષે કોર્ટને વિચાર કરવાની તક મળી આવી. વાદી જે જારકર્મ કરતો હતો તે ગુપ્ત રીતે કરતો હતો કે નહીં તે પ્રતીવાદીઓને કાંઇ જણાવવાની જરૂર નથી. લખમીદાસ ખીમજીએ પોતાની જુબાનીમાં કહ્યું છે કે બેટ મધ્યે તેણે એક વખત વાદીની રાસલીલા (એટલે સેવકી સાથેનાં જારકર્મ) ના દર્શન કીધાં હતાં અને તેને માટે તેણે વાદીને કેટલીક ભેટ ધરી હતી; તથા એવી રાસલીલાના દર્શન કરાવવાં એ કામ વાદી ધર્મનું સમજતો હતો. ભરોસો રહી શકે એવી સત્તાથી કોર્ટ મધ્યે કેહેવામાં આવ્યું છે કે વાદી અને બીજા મહારાજો ખુલ્લી રીતે વ્યભીચારના છંદમાં પડયા છે. વાદીના ચાકરોએ કહ્યું કે અમે તેની પાસેજ બેસી રેહેતા હતા, તેઓની મુખ જુબાની યાતો આખી સાચી, યાતો આખી ખોટી સમજવી જોઇએ.

હવે વાદીની તરફ પડેલી સાહેદી વીષે નામદાર કોર્ટનું ધ્યાન પોહોંચાડવા માગું છું. એ જુબાની યાતો કોર્ટે આખી મંજુર રાખવી જોઇએ છે યાતો તદન રદ કરવી જોઇએ છે. અને નામદાર કોર્ટને એ સાક્ષી રદ કરવાનો ઉપાય લેવો પડશે એમાં શક નથી. મહારાજોના વ્યભીચાર વીષે તેના સઘળા સાક્ષીઓએ કહ્યું છે કે એ વાત બે ત્રણ મહીના કરતાં અગાડી તેઓના સાંભળવામાં આવીજ હતી નહી, અને પ્રતીવાદીઓના કેટલાક સાક્ષીઓએ સોગન ખાઇને કહ્યું છે કે એ વાત આઠેક વરસ થયાં વર્તમાન પત્રોમાં પ્રસિધ્ધ થયાં કરે છે. વળી પ્રતી-વાદીઓની તરફથી પડેલી મુખજુબાની રદ કરવાને જે સાક્ષીઓ રજુ કરવામાં આવ્યા તે પોતાની જુબાની આપતાં લથડયા હતા. બરાબર જુબાની આપવા માટે કોર્ટે ઘણા ખરા સાક્ષીઓને ચેતવણી આપી હતી, કેટલાએક સાક્ષીઓને ડંડયા હતા, એકને તુરંગ મધ્યે મોકલવામાં આવ્યો હતો, એક ત્રણ વરસ સુધી વડોદરા ખાતે કેદ હતો. અને સુલેહના અમલદાર (વરજીવનદાસ માધવદાસ) સાક્ષીએ કહ્યું કે એક બેવડું ખુન માંડી વાળવા માટે તેની ઉપર બટો મુકવામાં આવ્યો હતો

ખરો અને એ ઓખ્ખો તે ખોવાની અણી ઉપર હતો. વાદીના સાક્ષીઓ આવી આબરૂ ધરાવે છે, અને પ્રતીવાદી તથા તેના સાક્ષીઓ વીષે એકબી માઠો બોલ કોઇ બોલ્યો નથી અને બોલવાની કોશીશ બી કરવામાં આવી નથી. ખોટા સોગન ખાધાથી વાદીને મોટો ફાયદો શું નહી થાય વારૂ? વાદી જો કજીઓ હારે તો ક્યાં જાય? તેની પદવી કેવી ઉતરી પડે; તેને લોકો હાલ ઇશ્વરી માન આપે છે તે ક્યાં જતું રહે? અને તેઓનો નીલજ પંથ તથા પંથવાળાઓ ક્યાં ઉડી જાય? આ કારણોને લીધે વાદીએ આગળ પડીને પ્રતીવાદીની વીરૂદ્ધ સાક્ષી આપી છે. પણ વળી બીજો 'કોન્પીરસી કેસ' છે. એ કોન્સ્પીરસીની તપાસની વખતે જે મુખ જુબાની પડી છે તે ઉપરથી માલુમ પડે છે કે મહારાજની વીરૂદ્ધ કોઇએબી સાહેદી નહી પુરવી એવો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. વળી આ વાત ખુલ્લી છે કે આ મુકદમાં મધ્યે મહારાજોનો પંથ જોખમમાં છે. એ પંથવાળાઓએ પોતાના ગુરૂના ફાયદાને માટે બનતી કોશેસ કીધી છે, અને તેઓએ મુકદમો તથા સાક્ષીઓબી ઉભા કીધા છે. ગીબન લખી ગયો છે કે મહમદની આબરૂ વીષે વેલફારે ખાત્રી આપી; પણ વેલફાર કેવો માણુસ તેની આબરૂ વીષે કોણુ ખાત્રી આપી શકે? એજ વાત મહારાજના સાક્ષીઓને લાગુ પડે છે. સાક્ષીઓએ કહ્યું કે મહારાજ સારો માણુસ છે; પણુતે સાક્ષીઓ સારા માણુસ છે એવું કોણુ કહી શકશે? ડાકટર ભાઉ દાજી જે વલ્લભાચાર્ય પંથના ઘણા લોકોની દવાઇ કરે છે તેણે સઘળા મહારાજોની અનીતિ ભરેલી ચાલ વીષે સાહેદી પુરી, અને વાદીના સાક્ષીઓએ તો એટલુંજ જણાવ્યું કે વાદીની આબરૂ સારી છે અને તેને વીષે ખરાબ વાત તેઓએ કદી સાંભળી નથી વાદીના સાક્ષીઓએ એવી જુબાની આપી છે કે બેટ મધ્યે લખમીજીના મંદીરમાં ફક્ત મુર્ત્તી ઉપર ગુલાલ નાખવામાં આવે છે અને વૈષ્ણુવો ઉપર નાખવામાં આવતો નથી: પણ બીજાં સઘળાં મંદીરમાં વૈષ્ણુવો ઉપર ગુલાલ નાખે છે તે વાત એ સાક્ષીઓએ કબુલ કરતાં તેઓને પુછવામાં આવ્યું કે લખમીજીના મંદીરમાં વૈષ્ણુવો ઉપર ગુલાલ શા માટે નાખતા નથી ત્યારે તેનું કાંઈબી કારણુ તેઓ જણાવી શકયા નહીં. હીંદુઓનો પુરાતન કાયદા બનાવનાર મનુ કહે છે કે વ્યભીચાર તરણુ તરેહનો છે: પહેલો, વ્યભીચારની ઇચ્છા કરવી; બીજો, વ્યભીચારને માટે કોઇ સ્ત્રીને સુગંધી વિગેરે ચીજ આપવી; અને ત્રીજો, સૌથી મોટો એકે સ્ત્રીઓની છાતીએ હાથ નાખવો, વાદીએ બેટ મધ્યે ગુલાલ

નાખતાં એક સ્ત્રીની છાતીએ હાથ નાખ્યો હતો તેથી કરીને સૌથી મોટો વ્યભીચાર તેણે કીધો એવું સાબીત થઇ ચુકયું કહેવાય, બેટ મધ્યે ગુલાલ કેવી રીતે નાખે છે તે બાબત વાદીની તરફના સાક્ષીઓએ એક બીજાથી ઉલટી જુબાની આપી. જીવણજી મહારાજ સાથેની વાત બે સાક્ષીઓએ જણાવી તે વીષે શેઠ ખરશેદજી કામા જાણે જીવણજી મહારાજને બંધાયલા હોય એવું સમજીને બોલ્યા નહીં; પણ એ વાત નહી ફોડવાને ખરશેદજી કામા જીવણજી મહારાજની સાથે બંધાયલા છે તે ઉપરથી નામદાર કોર્ટે એવું સમજવું જોઇએ કે પેહેલા બે સાક્ષીઓને ટેકો મળ્યો છે. સઘળા મહારાજો વ્યભીચાર કરે છે તે વાત વાદીએ ના પાડી. પણ બીજા સાક્ષીઓની જુબાની ઉપર વિચાર કરતાં તેની નામંજુરીને કાંઇ પણ વજન મળતું નથી, પ્રતીવાદીઓએ જે સાહેદી આપી છે તે સાહેદી આ નામંજુરીથી કાંઈ રદ થઈ શકતી નથી. વાદીને ચાંદીનું દરદ હતું તે બાબત પડેલી સાહેદી રદ કરવાને કાંઇબી કોશેશ કરવામાં આવી નથી. એ દરદની હકીકત વાદીએ બે ડાકટરોને કહી હતી તેઓએ તે વીષે ખુલ્લી જુબાની આપી છે; અને તે બાબત વાદી પોતે એટલુંજ જણાવે છે કે એ દરદ ગરમ દવા ખાધાથી થયું હતું. વાદીને થયેલા દરદની મુખજુબાની પડયા પછી એ દરદનો ડાઘ તેને છે કે નહીં તે બાબત તેને ત્રણ ડાકટરોએ તપાસ્યો હતો. પણ તે ત્રણ ડાકટરો કયાં છે? વાદીએ પોતાનો મુકદમો બંધ કીધો અને પેલા ડાકટરોને જુબાની આપવાને શા માટે રજુ નહીં કીધા? ડાકટર ભાઉ દાજી, ડાકટર ધીરજરામ દલપતરામ તથા લખમીદાસ ખીમજીની જુબાની વાદીએ રદ કીધી છે. તે ઉપર કોર્ટ જે પ્રમાણે વજન આપશે નહી તેજ પ્રમાણે વાદીની બીજી નામંજુરી ઉપર પણ વજન આપવું જોઈતું નથી. ડાકટર ધીરજરામે પોતાની જુબાનીમાં જે વાત કહી છે તે જુઓ અને તે વાત સાક્ષીએ જોડી કહાડી હોય એવું કદીબી બની શકે નહી. જો એ ડાકટરોની સાહેદી ખરી માનવામાં આવે તો તેથી શું સાબીત થયું? ડાકટર ધીરજરામના કેહેવાથી એવું સાબીત થયું કે વાદીએ પોતાનું દરદ મટાડવાને માટે પોતાના વહેમને અનુસરીને બે સ્ત્રીઓની સાથે સંગ કીધો હતો, ત્યારે તે પોતાની જુબાનીમાં પોતાની નીતિ વીષે બડાઈ કરે છે તે ફોકટ છે. આ મુકદમાનો ઘણોખરો આધાર વાદીને ૧૮૬૦ ની સાલમાં ચાંદીનું દરદ થયું હતું અને તે વખતે તેણે પોતાની બદચાલની વાત કબુલ કીધી હતી તેની ઉપર રહે છે.

આ સઘળી વાત નામુકકર જવાથી વાદીએ જાણી જોઇને ખોટા સોગન ખાધા છે.

આ મુકદમાના વાદી અને પ્રતીવાદીની વર્તણુક ઉપર નામદાર કોર્ટે ધ્યાન પોંચાડવું જોઇએ છે પ્રતીવાદીએ પોતાની લખેલી બીનાનો એકબી વાક્ય પાછો ખેંચી લેવા ના પાડી, અને પોતાની વાત સાબીત કરવાને સાક્ષીઓ રજુ કીધા; અને વાદીને માથે તો જે દોષ મુકવામાં આવ્યો છે તે દોષ તો તે કાંઇબી રદ કરી શકયો નથી જો નામદાર કોર્ટને પ્રતીવાદીઓના સાક્ષીઓ મજબુત ભાસે તો વાદીની ચાલ ઉપર સખત ટીકા થવી ઘટે છે. પ્રતીવાદી એવું ખાત્રીથી ધારે છે કે તેણે વાદીની ઉપર જે કાંઈ દોશ મુકયો છે તે ખરો છે. અને તે પ્રસિધ્ધ કરવાને તેને વાજબી કારણ હતું. પ્રતીવાદીઓએ પુરતી સાબેતી આપી છે અને જો તે જીતશે તો તેથી વર્તમાન પત્રના છુટાપણામાં ઘણોજ વધારો થશે.

## મી૰ બેલીના ભાષણનો સાર.

(ત્રેવીશમો દીવસ; મંગળવાર; તા. ૪ થી માર્ચ)

વાદી તથા તેના પંથની ઉપર જે મોટા અને ગલીચ અપરાધ મુકવામાં આવ્યા છે તેમાંથી મોકળા કરવાની મારી ફરજ છે. એવો કોઇપણ મુકદમો આજદીન સુધી ઈન્સાફની અદાલતમાં ચુકયો નથી. જે અપરાધ મુકવામાં આવ્યા છે. તે અણઘટતા છે એટલુંજ નહી, પણ ઘણુજ બેઆબરૂ ભરેલા છે અને તે પણ વળી આ મુકદમાને માટે ગોઠવીને ઉભા કરેલા છે. આ મુકદમાની તપાસ ઘણી લાંબી ચાલી છે, અને બેઉ બાજુએ મળીને ૬૦ કરતાં વધારે સાહેદીઓ તપાસવામાં આવ્યા છે. પ્રતીવાદીની તરફના જે ૩૦ સાહેદીઓ હાજર થયા હતા, તે મધ્યે ફકત ચાર સાક્ષીઓએ મારા કુળની ઉપર જે ગલીચ અપરાધ મુકવામાં આવ્યા છે તે વીષે જણાવ્યું છે. તેઓનાં નામ—ધીરજરામ દલપતરામ, લખમીદાસ ખીમજી, કાલાભાઈ લલુભાઈ અને ચત્રભોજ વાલજી. એ ચારમાં ડાકટર ભાઉ દાજીને હું ગણુતો નથી, કારણ કે તેણે વાદીનાં દરદની જાતે તપાસ કીધી નથી. હવે ઉપર જણાવેલા ચાર સાક્ષી તો પ્રતીવાદીના દોસ્તદાર થાય; અને તેઓ પોતાની મતલબ પાર પાડવા માટે એક બીજાની સાથે મળી ગયા છે. અને કાલાભાઈ છોકરો તો ડાકટર ધીરજરામનો ભત્રીજો થાય છે. વાદીને ચાંદીનું દરદ થયું હોય કે નહી, તેની હું કાંઇ દરકાર કરતો નથી. એ દરદથી પ્રતીવાદીની સઘળી 'પ્લી' સાબેત થઇ શકતી નથી. કરસનદાસે પોતે પોતાની આખી જીંદગીમાં

વાદીને એક વખત સિવાય દીઠા નથી. દશ અગીઆર વરસ ઉપર ફક્ત તેણે જીવણજી મહારાજને પગના અંગુઠાથી સ્ત્રીઓના હાથ દાબતાં દીઠા છે. કરસનદાસને પોતાને વાદીની અનીતિ વીષે કાંઈ ખબર નથી. આ મુકદમાનો ચુકાદો કરવામાં કોર્ટે વાદી તથા પ્રતીવાદીની પદ્વી ઉપર ધ્યાન પહોંચાડવું જોઇએ છે. વાદીની પદ્વી રાજાના જેવડી મોટી છે અને લોકો તેને ઘણું માન આપે છે. બીજા મહારાજોની અનીતિ વીષે સાંભળવા ઉપરથી પ્રતીવાદીઓએ તથા સાક્ષીઓએ જે સાહેદી આપી છે, તેની સાથે મારા કુળને કાંઇ લાગતું વળગતું નથી. મારા કુળે તો કોઈ દહાડો પોતાના ધોતીઆનું પાણી સેવકોને આપ્યું નથી, તથા કોઈ સેવકીઓના હાથ પોતાના પગના અંગુઠાથી દાબ્યા નથી, તથા કોઇ પણ સ્ત્રીની છાતી ઉપર કદી ગુલાલ નાંખ્યો નથી, તથા કોઈ પણ મરવા પડેલા વૈષ્ણુવની છાતી ઉપર પગ મુકયો નથી. વાદી ઘણો સમજવાળો માણસ છે, અને તે કાંઇ પણ ધર્મ પાળે છે, પણ પ્રતીવાદી તો કોઇ પણ ધર્મ પાળતો નથી, જુદાં જુદાં શહેરોના વીશ બાવીશ સાક્ષીઓએ આવીને વાદીની તરફથી જણાવ્યું કે તેઓએ વાદીની અનીતિ વીષે કાંઇ પણ વાત અથવા ગપ સાંભળી નથી, અને વાદી જેવી મોટી પદ્વીવાળો માણુસ અનીતિ કરે તો તે દુનીઆને જાહેર થયા વગર રહે નહી. પણ એ વીશ બાવીશ સાક્ષીઓ ઉપરથી સાબેત થયું કે વાદીની આબરૂ ઘણીજ સારી હતી. પ્રતીવાદીએ વાદીને વીષે કોના કપટથી જો લખ્યું નહી હોત તો તેને વાદીની તરફથી જ્યારે લાઇબલની નોટીસ મળી ત્યારે વાદીને તરત એ અપરાધમાંથી મોકળો કરત. પ્રતીવાદીની તરફથી જે સાક્ષી પડી છે તેમાંથી નેવું ટકા તો સાંભળેલી જુબાની ગણાય. ડોકટર વીલસન તો મીશનરી છે અને તેની સાક્ષી ઉપર કોર્ટ કાંઇબી ધ્યાન નહીં આપશે એવી હું આશા રાખું છું. વલ્લભાચાર્યના પંથ વીષે કોર્ટનો વખત બચાવવાની મતલબે હું વધારે બોલતો નથી, પણ તે વીષે એટલુંજ જણાવું છું કે મારા કુલને પુછવામાં આવ્યું જે તું ઇશ્વર છે કે માણુસ ત્યારે તેણે સાફ કહ્યું કે હું તો માણસ છું અને ઇશ્વરનો દાવો કરતો નથી. પ્રતીવાદીઓએ એ પંથનાં ધર્મ પુસ્તકોમાંથી વીણી વીણીને પોતાની મતલબનાં કેટલાંક વાકય શોધી કાઢયાં છે અને તે વાકયોની આસપાસનો સંબંધ જોયા વગર અથવા જાણ્યા વગર કોર્ટે તે ઉપર ધ્યાન આપવું જોઇતું નથી. બીજું એ પંથના મહારાજો સંસ્કૃત પુસ્તકોને માને છે અને વ્રજ ભાષાનાં પુસ્તકોને માન આપતા નથી. વાસ્તે વ્રજ ભાષાનાં પુસ્કોના તરજુમા ઉપર પણ કોર્ટે કાંઇ ધ્યાન પોંચાડવું જોઇતું

નથી. કાલાભાઈ લલુભાઇની સાક્ષી તો માનવામાં આવે એવી નથી, કારણ કે વાદી જેવી મોટી પદ્વીનો માણુસ આવા ન્હાના છોકરાની સાથે વ્યભીચાર સંબંધી વાત કરે એ બને તેવું નથી. વાદીએ સાફ કહ્યું છે કે એ વાત મેં કરીજ નથી. કવી નર્મદાશંકરે કહ્યું કે ગોકલનાથજીની ટીકામાં અર્પણ કરવાનું જે લખેલું છે તે ફક્ત પુરૂસોત્તમનેજ વીષે લખેલું છે અને મહારાજને વીષે નહીં. વળી રસ મંડળી વીષે તો પ્રતીવાદીની તરફથી કાંઇ પણ પુરાવો આપવામાં આવ્યો નથી. લખમીદાસ ખીમજીએ આપણુને એ મંડળી વીષે થોડું જણાવ્યું, પણ તે મંડળીવાળાઓએ દીવો ઓલવીને અંધારૂં કીધા પછી શું કીધું તે વીષે તેણે આપણુને અંધારામાંજ રાખ્યા છે. વળી 'સ્વધર્મ વર્ધક' ચોપાનીઆમાં 'જારભાવની પ્રીતી' વીષે લખ્યું છે. તેનો અર્થ પ્રતીવાદીઓએ ઉંધો કરી નાંખવાની તજવીજ કીધી છે એ બીના મધ્યે ઇશ્વર ઉપર જારભાવ રાખવાનો અર્થ એટલોજ કે ઇશ્વર ઉપર અતીશય પ્યાર રાખવો, છેવટે હું એટલુંજ જણાવું છું કે પ્રતીવાદીઓએ જે પ્લી આપી છે તે પ્લી બરાબર જો સાબેત નહીં થઇ હોય તો કોર્ટે વાદીના લાભમાં ચુકાદો કરવો ઘટારત છે. બીજા મહારાજો સારા હોય કે નરસા હોય તેની સાથે વાદીને કાંઈ લાગતું વળગતું નથી. વાદી પોતે પોતાની આબરૂનો બચાવ કરવા બાહેર પડયો છે, અને તે પોતે સાફ જણાવે છે કે મારી ઉપર જે અપરાધ મુકયો છે તે ખોટો છે. કોર્ટને ભમાવવા માટે આ મુકદમા મધ્યે કેટલીએક આડી અવળી બીના પ્રતીવાદીઓ લાવ્યા છે, અને તે ઉપર કોર્ટે કાંઇપણ ધ્યાન આપવું જોઇતું નથી. એક વાત ઘણી અગત્યની છે તે એ કે જે લાઈબલની બીના લખવામાં આવી તે વેળાએ પ્રતીવાદીને વાદીની અનીતિ વીષે કાંઈ પણ જ્ઞાન નહોતું. લખમીદાસે કહ્યું કે મેં ચાંદીની વાત લાઈબલની બીના છપાયા પછી પ્રતીવાદીને જાહેર કીધી. ફક્ત ઉડતી અફ્વા ઉપરથી પ્રતીવાદીએ એ બીના છાપી પ્રગટ કીધી છે, પણ તેમ કરવાનો તેને કાંઇ પણ અધીકાર નહોતો. વાદીને ત્યાં સારાં ઘરની ઘણી સ્ત્રીઓ આવે તેની સાથે સંગ ન કરે અને ખરાબ સ્ત્રી સાથે સંગ કીધાથી તેને ચાંદી થઇ હોય એ વાત માનવામાં આવતી નથી. ડાકટર ધીરજરામે વાદીને વીશે જે વાત કીધી છે તે પગથી તે માથા સુધી તદન ખોટી છે. વાદીની ત્રણ ડાકટરોએ થોડા દીવસ. ઉપર તપાસ કીધી તે ડાકટરોને સાક્ષી દાખલ એટલા વાસ્તે નહીં લાવ્યા કે હમણાંની નીશાનીથી આગળ દરદ હતું કે નહીં એ વાશે કાંઈ ખાત્રી થઇ

શકતી નથી. કોર્ટના તરજુમાં કરનાર મી૦ ફ્લીન તથા મી૦ નારાયણ દીનાનાથ એઓએ સાફ જણાવ્યું કે લાઇબલની બીનાનું છેલું વાકય વાદીને લાગુ પડે છે. જો બધી પ્લીમાંથી પોણોસો ટકા પુરવાર નહીં થઇ હોય તો વાદીને પુરેપુરી નુકશાની અપાવવી જોઇએ છે, અને તે અપાવતી વખતે પ્રતીવાદીઓએ વાદાની આબરૂને કાળો ડાઘ લગાડવાને તથા તેની ઉપર વ્યભીચારનો અપરાધ લાગુ પાડવાને ખોટી બનાવટ ઉભી કરવાની જે તજવીજ કીધી છે તેની ઉપર સારી પેઠે વિચાર કરવો ઘટે છે, અને વાદીએ પ્રતીવાદીને ફોજદારીમાં ઘસડયો નથી એટલા માટે કોર્ટે મોટી નુકશાની અપાવવી ઘટે છે.

## જજમેંટ અથવા ચુકાદો.

(ચોવીશમો દીવસ, મંગળવાર, તા૦ ૨૨ મી એપ્રીલ.)

આ દીવસે નામદાર કોર્ટે આ મોટા મુકદમાનો ચુકાદો આપ્યો. એ ચુકાદો સાંભળવાને ઘણા યુરોપીઅન તથા દેશીઓની ઠઠ ભરાઇ હતી કામોડોર વેલસ્લી તથા બીજા કેટલાએક નામીચા અમલદાર હાજર થયા હતા, અને લોકોની ઠઠ જેવી આ દીને મળી હતી, તેવી ઠઠ એ મુકદમાની કોઈ વેળાએ મળી નહોતી. નામદાર ચીફ જસ્ટીસે આશરે દોહોડ કલાક સુધી અને ત્યાર પછી નામદાર પ્યુની જજ સર જોસેફ આરનોલ્ડે આશરે બે કલાક સુધી જજમેંટ વાંચી સંભળાવ્યા તે હમે સંપૂર્ણ રીતે નીચે પ્રગટ કરીએ છીએ.

## સર માથ્યુ સાસનું જજમેંટ.

"આ ફરીઆદી મુંબઇ મધ્યે 'સત્ય પ્રકાશ' નામના ગુજરાતી વર્તમાન પત્ર મધ્યે તારીખ ૨૧ મી અકટોબર સન ૧૮૬૦ ને દીને એક ખોટી અને કીના ભરેલી લાઈબલની બીના લખવામાં આવી હતી તે વીષે છે. (તે આખી બીના નામદાર ચીફ જસ્ટીસે વાંચી સંભળાવી.) એ બીનાના ચાર ભાગ થઇ શકે છે. પહેલો, વલ્લભાચાર્યનો પંથ પાખંડી છે, બીજો, મહારાજો ધર્મગુરૂઓ થઈને એ પાખંડી મત ચલાવે છે, ત્રીજો, મહારાજો ધર્મને નામે અનીતિ કરે છે, અને ચોથો, વાદી પોતે પોતાની સેવકીઓ સાથે વ્યભિચાર કરે છે.

"હવે વાદી એવો દાવો કરે છે કે આ બધા અપવાદ ખોટા અને કીના ભરેલા છે; અને તે છાપ્યાથી મહારાજ લેખે, બ્રાહ્મણ લેખે, ધર્મગુરૂ લેખે, તથા વલ્લભાચાર્ય પંથના અધીકારી લેખે મારી આબરૂને નુકશાન થયું

છે, અને તેને માટે મેં નુકશાનીનો દાવો ઉઠાવ્યો છે. પ્રતિવાદીઓએ એના જવાબમાં જુદી જુદી 'પ્લી' આપી છે તે આ પ્રમાણેઃ—

૧ લી 'પ્લી' નોટગીલ્ટી,, એટલે લખાએલી બીના લાઇબિલ નથી,

૨ જી 'પ્લી,' મહારાજો હીંદુ ધર્મના ધર્મ ગુરૂ નથી.

૩ જી 'પ્લી' મહારાજો બ્રાહ્મણો મધ્યે મુખ્ય અથવા મોટા નથી

૪થી 'પ્લી', વાદી ઉંચી જ્ઞાતનો ઉંચો બ્રાહ્મણ નથી, તથા હીંદુ ધર્મનો ધર્મગુરૂ નથી.

૫મી 'પ્લી,' વલ્લભાચાર્યનો ધર્મ અસલના વખતનો નથી, અને અસલ હિંદુ ધર્મથી ઉલટો છે.

૬ઠી 'પ્લી', ફરીઆદીની અંદર લાઇબલની બીનાના છેલા ભાગનો તરજુમો બરાબર નથી,

૭મી 'પ્લી', જે આરોપ પ્રતીવાદીઓએ છાપી પ્રગટ કીધા છે. તે ખરા છે.

૮મી 'પ્લી,' લાઇબલની બીનામાં લખેલી વાત બોલે બોલ ખરીછે. 'એ મધ્યેની સાતમી 'પ્લી' ઘણી મોટી છે, એ મધ્યે મહારાજોનાં ધર્મના પુસ્તકોમાંથી દેખાડયું છે કે મહારાજનો પંથ પાખંડી તથા અનીતિ ભરેલો છે, બીજું એવું દેખાડયું છે કે ઘણું કરીને સઘળા મહારાજોની અનીતિ પ્રસિધ્ધ છે. ત્રીજું દેખાડયું છે કે કે વાદી પોતે વ્યભિચારી છે અને તેણે વ્યભિચાર કીધો છે. આ સબબને લીધે એ વલ્લભાચાર્ય પંથના મતને લગતી લંબાણુથી સાહેદી સાંભળવાને તથા સંસ્કૃત અને વ્રજ ભાષાના પુસ્તકોમાંથી તારવી કહાડેલાં વાક્યોના તરજુમા બહાલ રાખવાની કોર્ટને ફરજ પડી છે. વાદીની તરફથી ૩૩ અને પ્રતિવાદીઓની તરફથી ૩૦ સાહેદીઓની જુબાની લીધામાં આવી છે. નાત તથા ધર્મ સંબંધી તકરાર કોર્ટ મધ્યે જ્યારે ચાલે ત્યારે તેમાં ઘણું કરીને મમત તથા કડવાશ માલમ પડે છે, અને તેજ પ્રમાણે આ મુકદમામાં થયું છે, અને તેથી કરીને આ મુકદમો ઘણી લાંબી મુદત સુધી ચાલ્યો છે.

"પ્રતિવાદીએ છાપેલી બીના બાંહાલ રાખી છે. જે સાહેદી કોર્ટ મધ્યે રજુ થઈ છે તે ઉપરથી હું કહી શકું છું કે લાઇબલની બીનાનો તરજુમો ઇંગ્રેજીમાં કરવામાં આવ્યો છે તે ખરો છે, અને એ તરજુમા પ્રમાણે તપાસતાં લાઇબલની બીનાનો છેલો ભાગ વાદીને લાગુ પડે છે, અને તેની આબરૂને નુકશાન કરનારો લાગે છે. એ ભાગમાં

વાદીનું નામ વાપર્યું છે અને તે પોતાના સેવકની વહુ દીકરીઓને બગાડીને અનીતિમાં પોતાનો જન્મારો ગુજારે છે, એવો આરોપ તેના ઉપર મુકયો છે, અને તેવી અનીતિથી દુર રહેવાને વાદીને બોધ કીધો છે અને એવું જણાવ્યું છે કે જ્યાંસુધી તમે એ અનીતિથી દુર રહેશો નહીં, ત્યાં સુધી તમારાથી ધર્મ બોધ થઈ શકવાનો નથી. એ ભાગ વાદીને લાગુ પડે છે કે નહીં એ વીષે શક રાખવામાં આવ્યો હતો. ડાકટર ભાઉ દાજી જેવા ચંચળ સાક્ષીએ કહ્યું કે એ છેલો ભાગ ઘણા ખરા મહારાજોને લાગુ પડે છે અને વાદીને એકલાને લાગુ પડતો હોય એમ હું ધારતો નથી તોપણ વાદીને મુદલ લાગુ પડતો નથી, એવું હું કહી શકતો નથી. અને વાદીની આબરૂ વીષે હું જાણતો હતો તે ઉપરથી વાદીને પણ હું ઘણાખરા મહારાજો જેવો નઠારો ગણું; પણ વાદીના દુરાચારથી જે વાકેફ નહીં હોય તેઓને વાંચ્યાથી શક ઉપજે કે વાદીને તે મધ્યે ગણવો કે નહીં. હવે લખનાર જાણી જોઇને અથવા ગફલતથી એવું લખે કે જેથી કરીને કેટલાક માણસો સંદેહમાં રહે અને કેટલાક માણસોને મુદલ સંદેહ ન રહે કે આ વાકય ફલાણાંને લાગુ પડે છે, તો એ લખનારને તેનાં ફળ ચાખવાં જોઇએ, અને જે માણસની આબરૂને તેણે નુકસાન પહોંચાડયું તેને તે નુકસાનીનો જવાબ આપવો જોઈએ. જે ભાષાની અંદર હરેક લાઇબલની બીના લખી હોય તે ભાષાના સાધારણ અર્થ પ્રમાણે તે બીના લાઇબલ અથવા વગર લાઈબલની ગણાય; અને તે વાકયનો અર્થ બીજી રીતે થઈ શકતો હોય તો તેના જોખમમાંથી છાપનાર છુટો થઈ શકતો નથી. પ્રતીવાદીઓએ એવું જણાવ્યું કે ૧૮૬૧ના એપ્રીલ મહીનામાં વાદીએ પ્રતીવાદીઓને નોટીસ આપી હતી કે એ બીના મધ્યે મારે વીષે જે કાંઈ લખ્યું હોય તેથી મને મોકળો કરો. તેનો જવાબ પ્રતીવાદીઓએ આપ્યો કે એ બીનામાં ખુલાસો કરવા જેવું અથવા ફેરવી નાખવા જેવું અથવા માફ માગવા જેવું કાંઇ નથી. એ ઉપરથી સાફ માલુમ પડે છે કે પ્રતીવાદીઓએ વાદીને એ બીનામાંથી મોકળો કીધો નથી. આ સઘળા કારણો ઉપરથી લખાએલી બીના લાઇબલ ઠરે છે. અને તેટલા માટે તે કીના ભરેલી હોવી જોઈએ. હવે 'નૉટ ગીલ્ટી'ની પ્લી સાબેત કરવાને એ લાઇબલની બીના પ્રગટ કરવાનો ઘટતો પ્રસંગ દેખાડવો જોઇએ. (એ ઠેકાણે વાજબી પ્રસંગની બાબત વીષે નામદાર જજે કાયદાની બારીકી કહી સમજાવી.) હવે તપાસવાનું એ છે કે એ લાઇબલની બીના પ્રતીવાદીઓએ સાફ દીલથી પ્રગટ કીધી હતી કે

નહી, અને બીજું તે પ્રગટ કરીને ખાનગી આબરૂ ઉપર હુમલો કરવાને વાજબી કારણ અથવા ઘટતો પ્રસંગ હતો કે નહીં. હાલની બાબતમાં પ્રતીવાદીને ધર્મના જે મત નીતિથી ઉલટાં માલુમ પડયાં તે વીષે ચોખા દીલથી તકરાર કરવાને તે બાહાર પડયો અને જ્યાં સુધી એ ધર્મ સંબંધી મત વીષે ટીકા કીધી છે, ત્યાં સુધી ફરીઆદનું કાંઇ પણ કારણ મારા જોવામાં આવતું નથી. એ વીષે તેણે જે ટીકા કીધી છે તેમાં તે હદની બહાર ગયો નથી. અને એવી તકરારથી લોકોને ફાયદો થાય છે તે વીષે મને સંદેહ નથી; પણ હવે એ ધર્મ સંબંધી તકરાર બાજુએ મુકી દઇને તેણે છેલ્લા ભાગમાં વાદીની પોતાની ચાલ વીષે ટીકા કીધી છે અને તે પોતાના સેવકોની વહુ દીકરીઓ બગાડે છે એવો તેના ઉપર આરોપ મુકયો છે. હું એવું સમજતો હતો કે આ બાબત કાયદો ખુલો છે પણ મારા મીત્ર જોસફ આરનોલ્ડને એ વીષે જરા ગુંચવણ પડી છે, તેટલા માટે તે બાબત થોડું વધારે બોલવાની મને જરૂર થઇ પડે છે.

"વાદીને લગતો મુકદમો આવી રીતનો છે—સને ૧૮૬૦ ના જુલાઇમાં વાદી મુંબઈ આવ્યો અને તેની અગાઉ તે મુંબઇમાં નહોતો પહેલો તે સ્ત્રી કેળવણી તથા પુનર્વીવાહ સંબંધી પ્રતીવાદીની સાથે સુધારાના વિચારમાં એક મત થયો; પણ ત્યાર પછી તે વિચારથી તે જુદો પડયો. તેણે 'સ્વધર્મ વર્ધક' નામનું એક ચોપાન્યું કહાડયું, અને તેની અંદર તેણે બીજાઓની સાથે તકરાર કરવાને ઇચ્છા જણાવી. સને ૧૮૬૦ ની તા૦ ૨૧ મી અકટોબરે લાઇબલની બીના પ્રગટ થઈ, અને તે બીના મધ્યે વાદીની ઉપર જે આરોપ મુકયો તેથી કોઇ પણ સુધરેલા લોકોની મંડળીમાં તે હલકો પડયા વગર રહે નહીં. પ્રતીવાદી કરસનદાશ મુલજીને વાદીની સાથે ઓળખાણ નહોતી, અને વાદી તથા બીજા મહારાજોની અનીતિ વીષે પોતે જાતે માહીતગાર નહોતો, પણ એ લાઇબલની બીના છપાઈ તેની અગાઉ કવી નર્મદાશંકર લાલશંકર પ્રતીવાદીનો મોટો મિત્ર થાય તેણે પોતાની ખુશીથી (વાદીએ મુંબઈ, સુરત અને બીજી જગાએ બદચાલ ચલાવી છે તે વીષે) વાકેફ કીધો હતો. નર્મદાશંકર લાલશંકર સુરતનો અસલ વતની છે અને દર વરસ સુરત જાય છે અને વાદીનું મંદીર સુરતમાં છે. પ્રતીવાદીને વાદીની બદચાલ વીષે ફક્ત એટલીજ માહીતગારી હતી. પ્રતીવાદીએ એ વીષે ઘટતી પુછપરછ કરવાની મહેનત લીધી હોય એવુ

માલુમ પડતું નથી. પણ નર્મદાશંકરે તેને જે ખબર આપી તે ખબર ઉપર તેણે ભરોસો રાખ્યો હતો. પ્રતીવાદી કરસનદાસ જણાવે છે કે ફરીઆદી ચાલુ થયા પછી વાદીની બદચાલ વીષે તેણે પુછપરછ કીધી. એ સિવાય પ્રતીવાદી વલ્લભાચાર્ય પંથમાં જન્મેલો છે તેથી દશ બાર વરસ ઉપર તેની ખાત્રી થઇ હતી કે મહારાજો ઘણું કરીને પોતાના સેવકોની ઓરતોને બગાડે છે. એ ખાત્રી એવી રીતે થઈ હતી કે વલ્લભાચાર્યના પંથવાળાઓમાં મહારાજોની અનીતિની ચર્ચા ચાલતી હતી મહારાજોના વ્યભીચારનો અટકાવ કરવા માટે સને ૧૮૫૫નો સાલમાં ભાટીઆઓએ પોતાની સ્ત્રીઓને પાછલી રાતના દર્શને ન મોકલવાનો બંદોબસ્ત કીધો હતો; મહારાજોની અનીતિ વીષે વર્તમાન પત્ર, ચોપાનીયાં, તથા પુસ્તકોમાં સને ૧૮૫૫ સાલથી તે લાઇબિલની બીના છપાઇ ત્યાં સુધી વારે વારે જે છપાતાં હતાં તે ઉપરથી પ્રતીવાદીની ખાત્રી થએલી માલુમ પડે છે. તે સિવાય સન ૧૮૬૦ માં ગોકળનાથજીની ટીકા પ્રતીવાદીના જોવામાં આવી તે ઉપરથી તેને માલુમ પડયું કે જે અનીતિની વાત મહારાજોમાં ચાલે છે તેને એ ટીકાથી ટેકો મળે છે; પણ ડાકટર ભાઉ દાજીની સાક્ષીથી માલુમ પડે છે કે થોડા એક મહારાજોને તે ઓળખે છે. તેઓ ચોખા અને સારી આબરૂના છે. હવે પ્રતીવાદીએ વાદીની આબરૂ ઉપર હુમલો કરવાની અથવા તે વાત છાપી જાહેર કરવાની તેઓની કાંઈ પણ રીતે ફરજ નહોતી, વર્તમાન પત્રનો હરેક અધીપતી અથવા કોઈ પણ લખનાર કોઈ ખાનગી શખ્સની આબરૂ ઉપર ફક્ત સાંભળ્યાથી અથવા તે વીષે ફક્ત પોતાની ખાત્રી હોવાથી ઘટતી પુછપરછ કર્યા વગર હુમલો કરે એવી છુટ રાખી હોય તો તે ઘણી નવાઇ જેવી અથવા જોખમ ભરેલી વાત થઈ પડે જો એવી છુટ આપી તો જે કાંઇ અપરાધ હરકોઈની ખાનગી આબરૂ ઉપર મુકયા હોય, તે વગર સચ્ચાઇએ પણ કબુલ કરવા પડે. અને જે કાયદાથી ખાનગી આબરૂનો બચાવ થવો જોઇએ તે કાયદો રદ પડે અને તેની ઘટતી દાદ ફરીઆદ કોઇને ન મળે. મારા વિચાર પ્રમાણે તો એ લાઇબલની બીના છાપી પ્રગટ કરવાનો બચાવ ફક્ત એજ છે કે બીના મધ્યે જે વાત લખી છે તથા જે અપરાધ મુકયા છે તે ખરા છે (એ ઠેકાણે નામદાર જજે થોડા એક દાખલા આપ્યા હતા.) વળી એવું પણ જણાવવામાં આવ્યું છે કે પ્રતીવાદી કરસનદાસ મુળજી વલ્ભાચાર્ય પંથનો હોવાને લીધે એ બીના

છાપી પ્રગટ કરવાનો તેને હક હતો; પણ પ્રતીવાદીને વલ્લભાચાર્ય પંથનો ગણવો કે નહી એ વીશે મને શક છે. આ તકરારમાં થોડું ઘણું વજન હોય તો પણ એ બીના જે પ્રસંગે છાપી પ્રકટ કીધી છે તે પ્રસંગની હદની બાહાર પ્રતીવાદી ગએલો માલુમ પડે છે. અગર પ્રતીવાદીએ પોતાના પંથના લોકોને સભા બોલાવીને તેઓની આગળ એ બીના રજુ કીધી હોત, અને ત્યાર પછી તેણે જો છાપી પ્રગટ કીધી હોત તો તે વાત તેના બચાવમાં કાંઈ રીતે અગત્યની થઈ પડત; પણ પ્રતીવાદીએ ઘટતી પુછપરછ કર્યા વગર એકદમ જાહેર વર્તમાન પત્રમાં આબરૂને નુકસાન પોંહોંચાડનારી બીના ફકત વલ્લભાચાર્યના પંથવાળાઓને છાપી જાહેર કરી એટલુંજ નહી પણ આખી દુનીઆના લોકોને જાહેર કરી દીધી. એ ઉપર જણાવેલાં કારણોને લીધે પેહેલી 'નોટ ગીલ્ટી'ની 'પ્લી'નો ચુકાદો હું ધારૂં છું કે વાદીના લાભમાં થવો ઘટે છે.

"હવે સાતમી 'પ્લી'માં લખાએલી બીના સાબીત કરવાની છે તે ઉપર મારા વિચાર હું આપું છું. રજુ થએલી જુબાની ઉપર ટીકા કરતી વેળાએ જેમ બનશે તેમ કમકમાટ ભરેલી બીનાને હું દુર કરીશ, અને સાક્ષીઓ ઉપર કેવી રીતે ભરોસો રાખવો તે વીષે હું સાધારણ રીતે સાધારણ શબ્દો વાપરીને જણાવીશ. એ 'પ્લી' મધે જે જે વાતો જણવેલી છે, તે લાઇબલની બીનાના કરતાં પણ વધારે છે કે નહી તે વીષે હમારો મત આપવાને હમે બંધાએલા નથી એ 'પ્લી' લાઇબલની બીના સાબીત કરવાને પુરતી છે. અને તેનીજ સાથે હાલ અમારે કામ છે.

"લાઇબલની બીનાનો મુખ્ય પાયો ગોકળનાથજી મહારાજની ટીકા ઉપર રચેલો છે. ગોકળનાજી મહારાજે પોતાના દાદા વલ્લભાચાર્યે બનાવેલાં પુસ્તક ઉપર એ ટીકા કીધી છે. અસલ સંસ્કૃત પુસ્તકમાં બાયડી છોકરાં કોને અર્પણ કરવાં તેનું નામ દાખલ કરેલું નથી, અને સાહેદી ઉપરથી માલુમ પડે છે કે 'પુરૂષોત્તમ' એટલે સૌથી મોટા ઇશ્વરને અર્પણ કરવાનું કહેલું છે અને તે વીષે કાંઇ પણ શક રહ્યો નથી. કવીચરિત્ર નામનું મરાઠી પુસ્તક અસલ સંસ્કૃત ઉપરથી રચ્યું છે, તે મધે આચાર્યને અર્પણ કરવાનું લખ્યું છે. આચાર્ય બોલ હીંદુઓના જુદા પંથમાં સાધારણ છે; પણ વલ્લભાચાર્ય પંથમાં એ બોલ ગુરૂને મળતો આવે છે, અને મહારાજોના ૧૦૦

(સો) થી વધારે નામ છે તેમાંનું એક નામ છે. પુરૂષોત્તમ એટલે મોટો ઇશ્વર એવું પણ નામ મહારાજોને આપવામાં આવ્યું છે. પ્રતીવાદીએ ઉપર જણાવેલા કવીચરિત્રના મરાઠી પુસ્તકમાંથી એ શ્લોક લીધો અને તેના અર્થમાં આચાર્યને બદલે મહારાજનો શબ્દ મુકયો. પ્રતીવાદીને સંસ્કૃત ભાષાનું જ્ઞાન ન હોવાને લીધે અસલ સાથે મુકાબલો કરવાને તેનાથી બન્યું નહીં, અને મરાઠી પુસ્તકના રચનારે આચાર્ય બોલ મુકયો તેની ઉપર કેવળ ભરોંસો રાખ્યો. એ બોલ લખવામાં ગોકળનાથજીની શું મતલબ હતી તે વીષે વિચાર આપવાની કાંઇ જરૂર નથી; પણ મહારાજોના પંથમાં જે પુસ્તકો ધર્મનાં કહેવાય છે અને જે પુસ્તકો મહારાજે લખ્યાં છે તે ઉપરથી અને મહારાજોના પંથમાં લોકો જે વાત માને છે તે ઉપરથી એવું માલુમ પડે છે કે વલ્લભાચાર્ય એ ઇશ્વર અથવા કૃષ્ણનો અવતાર હતો, અને વલ્લભ કુળના મહારાજોને પણ ઇશ્વર અથવા ઇશ્વરના અવતાર માનવામાં આવે છે. મહારાજોએ પોતાનાં પુસ્તકોમાં પોતાને ઇશ્વર તથા કૃષ્ણ કરીને ગણ્યા છે અને ઇશ્વર અથવા કૃષ્ણ જેવી પોતાની સેવા કરવાને ફરમાવ્યું છે. કૃષ્ણના નામથી જે ગીત ગાવામાં આવે છે તથા જે ગીત કોર્ટ મધ્યે રજુ થયાં છે તે ગીત જારભાવનાં છે અને તેવાં ગીતથી નીતિનો બગાડ થાય અને વ્યભીચાર વધે એવું માલુમ પડે છે. એ ગીતો જુવાન સ્ત્રીઓ મહારાજોની આગળ ગાય છે, અને તે ગાતી વખતે મહારાજને ઇશ્વર સમજીને તેમની ઉપર જારભાવની નજરથી જુએ છે. એ ગીતોમાં તેમજ વાર્તાઓમાં જારકર્મની વાત ઘણીજ ખુલ્લી રીતે લખેલી છે. એ વાર્તાઓ વલ્લભાચાર્ય પંથમાં ધર્મની ગણાય છે. સઘળા વાંચનારાઓને વ્યભીચારની વાતથી સારીપેઠે વાકેફ કીધા છે, અને વ્યભિચાર નહીં કરવો એવું કોઇપણ ઠેકાણે જણાવ્યું નથી; પણ એથી ઉલટું કેટલીક વાર્તામાં જે લોકોએ વ્યભીચાર જેવું માઠું કર્મ કીધું છે તેના વખાણ કરવામાં આવ્યાં છે, અને તે મધ્યેની એક વાર્તામાંતો વ્યભીચાર કરનારને વૈષ્ણવના મોટા સ્વર્ગ (ગોલોક) માં મોટી જગા મળી છે; અને તે અપરાધ કરનારને ફકત એક વખત ઠાકોરજીનું મંદીર ઝાડયું, એવું બહાનું દેખાડયું છે. જે પ્રીતી હીંદુ શાસ્ત્રમાં કહેલી છે તે ફકત ઇશ્વરની ઉપરજ રાખવાને કહેલી છે; તે પ્રીતી નઠારા ઉપદેશથી લોકો હાલના જીવતા ઇશ્વરના અવતાર (મહારાજો) ઉપર રાખે છે. બ્રહ્મ સંબંધનું મંત્ર તન, મન, ધન અર્પણ કરવાનું છે તે છોકરાઓને બચપણમાં અને છોકરીઓને પરણુતી

વખતે આપવામાં આવે છે, અને લોકોની સાધારણ સમજ એવી માલુમ પડે છે કે તન, મન, ધન અર્પણ કીધાથી એ ત્રણે ચીજોના માલીક મહારાજ થાય છે. જે જુબાની રજુ થઈ છે તે ઉપરથી ખુલ્લું માલુમ પડે છે કે મહારાજોએ પોતાની વ્યભીચારી મતલબ પુરી પાડવા તથા પૈસા મેળવવાને લોકોની આ સાધારણ સમજનો ફાયદો લીધો છે. અસલ હીંદુ ધર્મ જે વેદને નામે ઓળખાય છે, તેનાથી આ મત અને રીવાજ તમામ ઉલટાં માલમ પડયાં છે. દશ અવતાર સિવાય હીંદુઓ બીજા અવતાર માનતા નથી; અને હીંદુ શાસ્ત્ર સ્મૃતી પ્રમાણે સ્ત્રીઓએ પતીવ્રતાપણું જાળવવું જોઇએ. તેટલા માટે સાતમી 'પ્લી' ને આ ભાગ એટલે વલ્લભાચાર્યનું મત અસલ હીંદુ ધર્મથી ચોખ્ખાઈ તથા પવિત્રાઈમાં વીરૂદ્ધ છે તે વાત કોર્ટની ખાતરી થાય એવી રીતે પ્રતીવાદીએ સાબીત કરી આપી છે. પ્રતીવાદીએ બીજું એવું પણ સાબીત કરી આપ્યું છે કે મહારાજો ઇશ્વરનો દાવો કરે છે અને તેમની સેવા ઇશ્વરના જેવી થાય છે, અને હમે ધારીએ છીએ કે તેણે એવુંબી સાબીત કીધું છે કે આ વેહેમને લીધે વલ્લભાચાર્ય પંથ પાળનારાઓમાં નીતિનો ભંગ થયો છે અને ઘણીજ અનીતિ થવા માંડી છે. વાદીને એક વાતે માન ઘટે છે કે તેણે પોતાની મુખજુબાનીમાં ઇશ્વરી દાવો છોડી દીધો છે. તેણે જણાવ્યું કે મેં એ પ્રમાણે મારા સેવકોને કહ્યું છે, પણ કોર્ટે જ્યારે તેને પુછ્યું ત્યારે એ વીષે કયા સેવકને બોધ કીધો તે જણાવી શકયો નહીં. એવો તેણે બોધ કીધો હોય તે વીષે તેણે એકપણ સાક્ષી રજુ કીધો નથી, પણ તેથી ઉલટું એવું માલુમ પડયું છે કે વલ્લભાચાર્ય પંથમાં મહારાજો ઇશ્વર પ્રમાણે ગણાય છે. એ 'પ્લી' ના બીજા ભાગમાં જણાવ્યું છે કે મહારાજોની અનીતિની અને વ્યભીચારી ચાલ વલ્લભાચાર્યના પંથના લોકોમાં તથા બીજા લોકોમાં ઘણી પ્રસીદ્ધ હતી. અને મહારાજના પોતાના સેવકોએ ચોપાનીયા, વર્તમાન પત્રો તથા હેન્ડબીલોથી મુંબઈ મધ્યે જુદી જુદી ભાષામાં એ વીશે ફરીઆદ કીધી હતી. વલ્લભાચાર્ય પંથના કેટલાએક આબરૂદાર સાક્ષીઓને તપાસવામાં આવ્યા તેઓએ જણાવ્યુ કે મહારાજો અનીતિની તથા વ્યભીચારી ચાલની વાત હમારા લોકોમાં પ્રસીધ્ધ છે, અને સન ૧૮૫૫ માં ભાટીઆ મહાજને એવો બંદોબસ્ત કીધો હતો કે જે વેળાએ મહારાજ સેવા પુજાના કામમાં રોકાયલા હોય તે વખત સિવાય બીજે વખતે પોતાની બાયડીઓને દર્શન કરવા મોકલવી નહીં. એ બંદોબસ્ત

કરવાનું કારણ એટલુંજ કે રાતની વખતે સ્ત્રીઓ દર્શન કરવા આવે ત્યારે મહારાજો વ્યભીચાર કરે છે, એવી તેઓની ખાતરી હતી. એ વરસથી મુંબઇ મધ્યે જુદી જુદી ભાષામાં વર્તમાન પત્રો, ચોપાનીયાં તથા હેંડબીલોએ મહારાજોની અનીતિ તથા તેમનો ઇશ્વરી દાવો જાહેર પાડયો છે. અને જાહેરમાં તેઓની ઉપર ફીટકાર નાખ્યો છે. ત્યાર પછી ૧૮૫૯ થી તેઓની બદચાલ વીશે વધારે સખત અને ખુલ્લું લખાતું આવ્યું છે. શાહેદી ઉપરથી એવું પણ માલુમ પડે છે કે કેટલાક મહારાજોએ જે અનીતિ તથા વ્યભીચાર કીધો છે તે સાક્ષીઓની નજરે પડયો છે અને તે વીશે તેઓએ આપેલી જુબાની ઉપર શક ઉપજવાનું કાંઇ પણ કારણ મને મળતું નથી. 'પ્લી' ની અંદર પ્રતીવાદીઓએ જણાવ્યું હતું કે કેટલાક આબરૂવાળા ગ્રહરથો પાસે વાદીએ તથા જીવણજી મહારાજે કબુલ કીધું જે હમારામાં વ્યભીચાર ફેલાયલો છે, અને હમોને પેદાશ મળે છે તે સેવકીઓથી ઉપજે છે, અને તેટલા માટે જયાં સુધી એ બાબત કાંઈ બંદોબસ્ત થશે નહીં ત્યાં સુધી હમારામાં ચાલતા વ્યભીચારનો અટકાવ હમારાથી થઈ શકવાનો નથી. પ્રતીવાદીઓએ નવ મહીના થયા 'પ્લી' રજુ કરેલી છે અને તે મધ્યે જીવણજીનું નામ ખુલ્લું લીધેલું છે એવું છતાં પણ વાદીએ જીવણજી મહારાજને એ વીષેનો ખુલાસો કરવાને અથવા પ્રતીવાદીની લખેલી બીના ખોટી પાડવાને બોલાવ્યા નહીં, વાદી પોતે એ વાત નામુકર ગયો, પણ તેના બોલવા ઉપર હમે ભરોસો રાખતા નથી, અને વાદીએ એવી વાત કરી હતી એવું માનવાને હમને કાંઈ મુશ્કેલ લાગતું નથી, જે સાક્ષીઓએ જણાવ્યું કે વાદીએ એવી વાત કરી હતી તેઓની આબરૂ તો એવી છે કે તેઓની બોલવાની સચ્ચાઈ ઉપર હમે કાંઈ પણ શક લાવી શકતા નથી, વાસ્તે સાતમી 'પ્લી' નો આ બીજો ભાગ પણ કોર્ટની ખાતરી થાય એવી રીતે સાબીત થયો, એ પ્રમાણે જણાવવાને હમને કાંઈ અડચણ લાગતી નથી.

"હવે સાતમી 'પ્લી' ના ત્રીજા ભાગ ઉપર ધ્યાન પોંચાડીએ, એ 'પ્લી' થી વાદીની નીતિને ધોકો પોહોંચે છે એટલુંજ નહીં પણ ઇનિસાફની દરબારમાં તેણે સોગન ખાધા તેની સચ્ચાઈ વીષે પણ તેને ધોકો પોહોંચે છે, વાદીએ મુખજુબાની આપી તે વેળાએ તથા તેની ઉલટ પાલટ તપાસ ચાલી તે વેળાએ જે શખ્સ હાજર હશે તેની ખાતરી થઈ હશે કે વાદી ( જદુનાથજી મહારાજ ) ચંચળ બુધ્ધિનો છે અને કેટલાક દેશીઓના જેવી તેનામાં યુકિત છે. તેટલા. માટે બીજા

સાક્ષીઓની મુખજુબાનીને તેણે રદ કીધી તે ફકત ગભરાટ અથવા ભુલથી થયું હોય એમ કદી માનવામાં આવે નહીં. બીજા સાક્ષીઓની જુબાની તેણે રદ કીધી છે તે જાણીને અને વિચાર કરીને રદ કરી છે. તેની ઉપર જે જે અપવાદ મુકવામાં આવ્યા હતા, તે સઘળા તેણે ખુલી રીતે રદ કીધા છે, અને પોતાની તથા બીજા મહારાજોના વ્યભીચાર સંબંધી દરેક વાત પણ રદ કીધી છે. જે મુકદમામાં એક બીજાથી ઉલટી સાક્ષી પડી હોય તે મુકદમામાં એક બાજુવાળાઓએ જાણી જોઇને ખોટા સોગન ખાધા હોય એમ જાણવું. એવા મુકદમામાં જે અગત્યની વાત ઉપર એક બીજાથી ઉલટી સાહેદી પડી હોય તે અગત્યની વાત બેઉ બાજુના સાક્ષીઓની આબરૂથી તપાસવી જોઇએ. આ સાતમી 'પ્લી' માં વાદી (જદુનાથજી મહારાજ) વ્યભીચારી છે એવું દેખાડવાને વાસ્તે જણાવ્યું છે કે સન ૧૮૬૦માં ખરાબ સ્ત્રી સાથે સંગ કીધાથી તેને ચાંદીનું દરદ થયું હતું. પ્રતીવાદીઓએ ડાકટર ભાઉ દાજી તથા ડાકટર ધીરજરામ દલપતરામ નામના વૈદક શાસ્ત્રના માહિતગારી બે શખ્સોને કોર્ટ મધ્યે હાજર કર્યા. એ બેઉ ડાકટરોને 'ગ્રાંટ મેડીકલ કોલેજ'ના ગ્રેજ્યુએટની સનદ મળી છે. અને બેઉની પાસેથી વાદી જદુનાથજી મહારાજે દવા લીધી હતી. ડાકટર ભાઉ દાજી પોતાની વીદ્યા તથા વૈદક શાસ્ત્રમાં માહીતગારીને માટે પ્રસિધ્ધ છે; આ બેઉ ડાકટરોના લાભને વાસ્તે જણાવવું જોઇએ છે કે તેઓએ પોતાના ધંધાને લગતી જે સાહેદી આપી તે કોર્ટ તેમના ઉપર ફરજ પાડવાને લીધેજ આપી છે. ડાકટર ભાઉ દાજી જણાવે છે કે મારી પાસેથી ઓસડ લેવાને વાદીએ મને બોલાવ્યો હતો અને તેણે પોતાના દરદની વાત કહી તે વેળાએ તેને ચાંદી પડી હતી એવું કહ્યું હતું. અને તેણે તે વીષેની જે હકીકત કહી તે ઉપરથી એ દરદ વીષે ડાકટર ભાઉ દાજીને કાંઇપણ શક રહ્યો નહી. વાદી જદુનાથજીએ પોતાની ઇન્દ્રી દેખાડવાની ના પાડી અને જણાવ્યું કે આવતી કાલે ગોર્ધનદાસની મારફતે તમને સઘળી હકીકત જણાવીશ. એ ગોર્ધનદાસ વાદીનો વિશ્વાસુ માણસ હતો. તે બીજે દહાડે ડાકટર ભાઉ દાજી પાસે ગયો અને વાદીના દરદની તેને હકીકત કહી સંભળાવી. એ હકીકત વાદીએ કહી હતી તેના જેવીજ મતલબની, પણ જરા વધારે ખોલાસાથી હતી. એ ગોર્ધનદાસ આ લાઇબલની તપાસ ચાલતી હતી તે વખતે મુંબઇમાં હતો, અને ડાકટર ભાઉ દાજીએ સાક્ષી આપ્યા પછી આ મુકદમો પુરો થવાને ઘણા દીવસ લાગ્યા હતા, તેવું છતાં પણ એ વીષેનો ખુલાસો

કરવાને અથવા ઉપલી સાહેદી રદ કરવાને તેને બોલાવવામાં આવ્યો નહીં. ડાકટર ધીરજરામ પોતે વલ્લભાચાર્ય પંથમાંનો હતો તેને આશરે ત્રણ મહીના પછી વાદીએ ઓસડને માટે બોલાવ્યો, અને એક મહીનાથી વધારે દહાડા તેની પાસેથી વાદીએ દવા લીધી. ડાકટર ધીરજરામે ચાંદીને માટેજ ઓસડ આપ્યું. અને વાદીએ ડાકટરને જણાવ્યું કે એ દરદ ખરાબ સ્ત્રી સાથે સંગ થયાને લીધે થયું હતું અને તે વેળાએ ડાકટર ભાઉ દાજીને બોલાવ્યો હતો. ડાકટર ધીરજરામે વાદીને મોહોડું આવવાનું ઓસડ આપ્યું અને તેથી તેને સારૂં થયું. એ દરદ કેવું હતું અને વાદીને કેવે પ્રકારે લાગુ પડયું એ વીષે ડાકટર ધીરજરામની સાહેદીથી કાંઇ પણ શક રહેતો નથી. ડાકટર ધીરજરામે પોતાની નજરે એ દરદ તપાસ્યું હતું; લક્ષ્મીદાસ ખીમજી જે મુંબઈમાં વલ્લભાચાર્ય પંથ મધે એક મોટો માણસ છે તે આ વખતે વાદીની પાસે દરરોજ જતો હતો. તેને વાદીએ કહ્યું હતું કે ડાકટર ભાઉ દાજી પાસે મારે ઓસડ કરાવવું છે તેને તમે તેડી આવજો. આ બેઉ ડાકટરોની સાહેદી સાથે લક્ષ્મીદાસની સાહેદી બોલેબોલ મળતી આવે છે. વાદીની સાથે આ ડાકટરને જે વાતચીત થઇ તે ઉપરથી માલુમ પડે છે કે વાદીએ દરદનું નામ દઈને પોતાના દરદની હકીકત જણાવી હતી. એ સઘળી હકીકત જણાવવાની હમણા જરૂર નથી. વળી વાદીને ઉલટ પાલટ તપાસ્યો ત્યારે એવું માલુમ પડી આવ્યું કે તેણે સાહેદી આપી તેની આગલી સાંજે ત્રણ બીજા ડાકટરોએ તેની ઇંદ્રિ તપારી જોઈ હતી, તેની મતલબ એ હતી કે વાદી ચાંદીના દરદ વિષે જે નામુકર ગયો હતો તે વાતને ટેકો મળે. એ તપાસીને હકીકત જાહેર કરવાને તે ત્રણ મધ્યેના એક ડાકટરને વાદીએ સાક્ષી તરીકે હાજર કીધો નહીં. હવે એક તરફથી વાદી એકલાની જુબાની પડી છે અને બીજી તરફથી તેનાથી ઉલટી જુબાની ત્રણ સાક્ષી, ડાકટર ભાઉ, ડાકટર ધીરજરામ અને લક્ષ્મીદાસની પડી છે; અને વળી વાદીએ પોતાનાં ગોર્ધનદાસ તથા ત્રણ છેલ્લા ડાકટરોમાંથી એકે ડાકટરને હાજર કર્યો નહીં, તે ઉપરથી આ વાત નક્કી કરવાની મને ફરજ પડે છે કે વાદીએ પોતાના લાભને વાસ્તે આ કોર્ટમાં સોગંદ ખાઈને સાચું બોલવાની કાંઈ દરકાર કીધી નહી. આ વાતમાં હું નાખુશ છું પણ મારી ખરેખરી ખાતરી થઈ છે કે તેણે જાણી જોઇને ખોટા સોગન ખાધા છે, અને તેટલા માટે તેણે નામુકર કીધેલી બીજી

વાતો ઉપર પણ મને કાંઈ ભરોસો અથવા વીશ્વાસ આવી શકતો નથી. પ્રતીવાદીના મુખ્ય સાક્ષીઓની આબરૂ વીશે કાંઈ પણ શક નાંખવામાં આવ્યો નથી. તે મધ્યેના કેટલા વલ્લભાચાર્ય ધર્મ પાળનારા છે અને હજુ પણ મહારાજનાં મંદીરમાં જાય છે, તેઓ વાદીની તરફ દુશ્મની રાખે છે એવું પણ જણાવવામાં આવ્યું નથી. તેઓને દેખીતો કાંઈ પણ ફાયદો થયો નથી; પણ મહારાજની વિરૂદ્ધ તેઓએ જે શાહેદી આપી છે તેથી તેઓને પોતાની નાત જાતના તથા પંથના લોકોના ફીટકારમાં આવવું પડયુ છે, લક્ષ્મીદાસ ખીમજીએ વાદીનો અનીતિ વીશેની બેટમાં બનેલી વાત જણાવેલી છે તે નવાઈ જેવી તથા ઘણું કરીને માનવામાં નહીં આવે એવી છે; તો પણ તેણે તે આ મુકદમાને માટે બનાવટથી ઉભી કીધી હોય એવું હું માની શકતો નથી. એ વાત આ મુકદમો ચાલ્યો તેની અગાઉ લક્ષ્મીદાસે કોઇ શખ્સની પાસે કરી હતી કે નહીં, એ વીશે કોર્ટે તેને પુછવા ઉપરથી તેણે જણાવ્યું કે વલ્લભાચાર્ય પંથના ચાર શખ્સો પાસે એ સઘળી બીના મેં કેટલાંક વરસ ઉપર જાહેર કરી હતી. લક્ષ્મીદાસને ખોટો પાડવાને એ શખ્સોમાંના કોઇબી શખ્સને મહારાજે હાજર કીધો નહીં એટલુંજ નહીં, પણ જેઓ મુંબઈમાં હતા તેઓને પ્રતીવાદીઓએ જયારે હાજર કર્યા ત્યારે તેઓને ઉલટ પાલટમાં તે વીશે વાદી (જદુનાથજી) ની તરફથી એકબી બોલ પુછવામાં આવ્યો નહીં. સુરત, બેટ, અને બીજી જગાએ વાદીની સારી આબરૂ હતી તે વીશે વાદીએ કેટલાંક સાક્ષી રજુ કીધા. વળી લખમીદાસ ખીમજીની બેટ મધ્યેની વાદીની અનીતિની સાક્ષી ખોટી પાડવાને કેટલાક શાહેદીઓ બોલાવ્યા, અને એવું દેખાડવાની તજવીજ કીધી કે વાદીની પાસે ખવાસ રાત દહાડો હાજર રહેતા હતા વાદીને એક પળવાર રેઢો મુકતા નહીં હતા અને તે ઉપરથી અને તેઓએ વાદીની અનીતિ કીધી હોય એવું બનેજ નહીં, પણ એ મુખજુબાની દેખતીજ ખોટી દીસે છે, અને ડાકટર ધીરજરામની સાહેદીથી ખોટી પડે છે, ડાકટર ધીરજરામે સાફ જણાવ્યું જે હું જયારે વાદીની દવા કરતો હતો ત્યારે તેને ખાનગી ઓરડામાં એકલોજ લઈ જઈને તપાસતો હતો. વાદીના સાક્ષીઓની તપાસ કરતાં માલમ પડયું કે એ મધ્યેના ઘણાખરા તો મહારાજોના સેવક હતા. તે મધ્યેના કેટલાકોએ તો કબુલ કીધું કે તેઓ મહારાજને ઈશ્વરના અવતાર માને છે, બીજાઓએ કહ્યું કે મહારાજ ખરાબ કામ કરે છે

એવું કદી હમે માનીએ નહીં, અને મહારાજથી ખરાબ કામ થાયજ નહીં, અને મહારાજ ખરાબ હોયજ નહીં, અને ઇનિસાફની અદાલતમાં મહારાજની વીરૂદ્ધ સાક્ષી આપવી એમાં પાપ છે, અને જે કોઈ સાક્ષી આપે તેની સાથે હમે બોલીએ નહીં અને તેને હમે નાત બહાર કરીએ.

"આ મુકદમામાં વાદીની વીરૂદ્ધ કોઈ શાહેદી પુરે નહીં, એવી જે તજવીજ, એના સેક્રેટરીઓએ કીધી હતી અને જે સાબીત થઈ ચુકી છે, તે ધ્યાનમાં લેતાં તથા તેને વાસ્તે જે જાતની જુબાની પડી ચુકી છે તે ઉપર નજર કરતાં હમારે જણાવવું જોઈએ છે કે પ્રતીવાદીઓને એ સઘળી મુશકેલી છતાં તેઓની તરફથી જે ખુલ્લી, મજબુત અને પાધરી મુખ્ય જુબાની પડી છે તે રદ કરીને વાદીની ફકત નામુકર જવાની જુબાનીને હમે વજન આપી શકતા નથી.

"હમે ધારીએ છીએ કે સાતમી 'પ્લી' સાબીત કરવાને જે પુરાવો પ્રતીવાદીઓની તરફથી આપવામાં આવ્યો છે તેથી લાઇબિલની મુખ્ય વાતો પુરેપુરી સાબીત થઈ ચૂકી છે, તેને માટે પ્રતીવાદીઓના લાભમાં ચુકાદો થવો જોઈએ.

"એ સીવાય બીજી 'પ્લી' અગત્યની નથી. પહેલી, બીજી, ચોથી, તથા છઠી 'પ્લી' નો ચુકાદો વાદીના લાભમાં કરીએ છીએ, અને ત્રીજી, પાંચમી, સાતમી તથા આઠમી 'પ્લી' નો ચુકાદો પ્રતીવાદીઓના લાભમાં કરીએ છીએ.

"સાતમી 'જસ્ટીફીકેશન' ની (એટલે વાદી તથા બીજા મહારાજોનો વ્યભીચાર સાબીત કરવાની) 'પ્લી' નો ચુકાદો પ્રતીવાદીઓના લાભમાં થવાને લીધે વાદીને 'નોટ ગીલ્ટી' ની પહેલી 'પ્લી' ઉપર ફક્ત 'નોમીનલ ડેમેજ' (એટલે નામ ખાતરની નુકસાની) રૂપીઆ પાંચ અપાવીએ છીએ. વાદી અને તેની તરફથી આવેલ સાક્ષીઓના સોગંદ હમે સાચા માનતા નથી તેટલા વાસ્તે વાદીને હમે ખર્ચ અપાવતા નથી.

પ્રતીવાદીઓના લાભમાં જે 'પ્લી' નો ચુકાદો થયો છે તેનો ખર્ચ કોર્ટ તેમને અપાવે છે."

## સર જોસેફ આર્નોલ્ડનું જજમેન્ટ.

"આ મુકદમામાં મારા જજમેંટનું કારણ લંબાણથી દેખાડવાની કાંઇ જરૂર નથી. આ મુકદમો જેમાં ઘણા લોકો ઉલટ રાખે છે અને જે ઘણો અગત્યનો જણાય છે તે મુકદમાનો વાજબી રીતે ચુકાદો

કરવાને તથા સાહેદીઓ ધ્યાન રાખીને તપાસવાને આ કોર્ટના બેઉ ન્યાયાધીશોએ કેટલી મહેનત લીધી છે અને તેઓએ કેવો વિચાર બાંધ્યો છે તે જાણવાને પ્રજાના લોકોને હક છે. એક વાત સિવાય હું નામદાર ચીફ જસ્ટીસના અભિપ્રાય સાથે એકમત થયો છું એ વાતથી આ મુકદમાનો મુખ્ય બાબતને ધોકો પહોંચતો નથી અને તે ફક્ત કાયદાની બારીકીને લગતી છે. તો પણ તે વીશે મારા વિચાર નહીં આપવાને મને વાજબી દીસતું નથી.

"પહેલો સવાલ એ ઉઠે છે કે લખાયલી બીના લાઈબલ છે કે નહીં? અથવા તે છાપી પ્રગટ કરવાનો પ્રસંગ વ્યાજબી હતો કે નહીં? (આ ઠેકાણે નામદાર જજે લાઈબલને લગતા કાયદાનો કેટલોએક ખુલાસો કહી સંભળાવ્યો અને જણાવ્યું કે) હરેક છાપેલી બીના ખરા દીલથી હોય એટલે તે બીના છાપીને પ્રગટ કરતી વખતે લખનાર ધણીની ખાતરી હોવી જોઈએ કે હું જે બીના લખું છું તે ખરી છે. બીજુ. લખનાર ધણીને એ બીના છાપી પ્રગટ કરવામાં લાભ અથવા તેમ કરવાની તેની ફરજ હોવી જોઈએ; ત્રીજું જેને વિષે છાપેલી બીનામાં લખ્યું હોય તેને પણ છાપનારના જેટલોજ લાભ અથવા ફરજ હોવી જોઈએ આ કાયદો આ મુકદમાને લાગુ પાડવાને આટલા સવાલ ઉત્પન્ન થાય છે. (૧) જે વેળાએ પ્રતીવાદીએ એ બીના છાપી પ્રગટ કીધી તે વેળાએ તે કઈ જાતમાં હતો અને શું ઉદ્યોગ કરતો હતો? (૨) એ બીના છાપી પ્રગટ કરવામાં તેને કેટલો લાભ અને તેની કેવી ફરજ હતી? (૩) એ બીના વીશે તેની કેવી અને કેટલી ખાતરી હતી? (૪) તે કોની ઉપર અને કેવી તરેહનો હુમલો કરે છે? (૫) તે છાપવાનું તેને તુરતનું કારણ શું મળ્યું હતું? (૬) તે બીનામાં તેણે બોલ વાપર્યાં છે તે બોલ એ પ્રસંગે વાપરવા જોઈએ તેની હદમાં વાપર્યાં છે કે તે ઉપરાંત વાપર્યાં છે?

"(૧) લાઈબલની બીના છપાઈ પ્રગટ થઈ ત્યારે પ્રતીવાદી કઈ જાતમાં હતો અને શું ઉદ્યોગ કરતો હતો? તે વલ્લભાચાર્ય પંથમાં જન્મેલો હતો; પણ લાઈબલની બીના લખી તેના કેટલાક વરસ અગાઉ લાઈબલની બીનામાં જણાવેલી અનીતિથી કંટાળો પામીને તેણે મહારાજના મંદીરમાં જવાનું બંધ કીધું હતું. લાઈબલની બીના છાપી પ્રગટ કીધી તેનાં અગાઉ 'સત્ય પ્રકાશ' નામનું દેશી વર્તમાન પત્ર ગુજરાતીમાં છપાતું હતું તેનો તે અધિપતી હતો. એ વર્તમાન પત્ર ઘણું કરીને

ભાટીઆ તથા વાણીઆની માતબર અને મોટી નાતમાં વંચાતું હતું, એ બેઉ નાતના લોકો મહારાજના સેવક છે. અને પ્રતીવાદી પોતે વાણીઓ છે.

(૨) હવે એ બીના પ્રગટ કરવામાં તેનો શું લાભ અને કેવી ફરજ હતી? એક વૈષ્ણવ લેખે એ પંથના લોકોને તથા વાણીઆ લેખે પોતાની જાતના લોકોને કહેવાને શું તેને અધિકાર નહીં હતો? અને એક જાહેર લખનાર દાખલ મહારાજને માનનારા સેવકોને એ અનીતિ છોડી દેવા માટે જણાવવામાં તેને શું લાભ નહીં હતો અથવા તેની શું ફરજ નહીં હતી, મને તો લાગે છે કે તેને તેમ કરવામાં લાભ તેમજ ફરજ હતી. એક જાહેર લખનાર લોકોનો જાહેર શિક્ષક ગણાય છે. હાલના જમાનામાં છાપાની મુખ્ય ફરજ એજ છે કે લોકોને ઉપદેશ કરીને સુધારા ઉપર સારી હાલતમાં લાવવા; તથા નઠારા જંગલી રિવાજોની સામે થઈને તે જાહેર પાડવા; તથા નીતિ, પવિત્રાઈ અને સુધારાની વીરૂધ્ધ જે રિવાજ અને કાનુન હોય તે તોડી પાડવા જાહેર વર્તમાન પત્રની આ મુખ્ય ફરજ ગણાય છે. જ્યારે આ સઘળી ખરાબી અને ભુલ ઘણો વખત સુધી ચાલુ રેહેવાને લીધે ધર્મની વાત પ્રમાણે ગણવામાં આવતી હોય, રિવાજને લીધે તે મજબુત થએલી હોય પૈસાવાળા તથા વગવાળા લોકો તેને ટેકો આપતા હોય, અને જેની ઉપર કોઈ પણ દરબારનો અખત્યાર ચાલતો નહીં હોય ત્યારે વર્તમાન પત્રની ફરજ છે કે બને તેટલા જોરથી તે ખરાબી વીશે વાજબી તકરાર કરી, તેની વિરૂધ્ધ બોલી અને તે ઉપર ઘટતો ધીક્કાર નાખી, લોકોના વિચાર ફેરવવા તથા સુધારવા; કારણ કે એ ખરાબીનો ખરેખરો પાયો લોકોના વિચારની ઉપર ટકી રહે છે. મારા વિચાર પ્રમાણે પ્રતીવાદીએ 'સત્ય પ્રકાશ'ના અધિપતી લેખે મહારાજોની અનીતિ વીશે ભાટીઆ તથા વાણીઆ લોકોને સંબોધી જાહેર કીધુ તેમ કરવામાં તે પોતાની ફરજની બાહેર ગયો નથી.

( ૩ ) લાઈબલની બીના છાપી પ્રગટ કીધી ત્યારે પ્રતીવાદીની એ વીશે કેવી ખાતરી હતી? પ્રતીવાદી પોતે વલ્લભાચાર્ય પંથમાં તથા વાણીઆ નાતમાં હોવાને લીધે બચપણથી મહારાજોની અનીતિ જે પ્રસીદ્ધ હતી તેથી તે વાકેફ હતો. તે પોતાની મુખજુબાનીમાં જણાવે છે કે 'હમારા પંથના લોકોમાં આ વાત પ્રસીધ્ધ છે કે જ્યારે છોકરીઓ પરણે છે ત્યારે ઘણું કરીને તેઓના ભાવકી ભરથાર પોતે ભોગવ્યા અગાઉ તેમને મહારાજની પાસે મોકલે છે, આ વાત પ્રસીધ્ધ છે અને તેના

કેટલાક દાખલા મારા જાણુવામાં આવ્યા છે.' (પ્રતીવાદી) નાહાની ઉમરમાં હતો ત્યારે તેણે મહારાજોને પોતાના પગથી માનીતી સેવકીઓના હાથ દાબતાં દીઠા છે અને તે વેળાએ તેની ઉમર નાહાની હતી, તો પણ તેમ કરવાની મતલબ શું તે તે સારી પેઠે જાણુતો હતો. સન ૧૮૫૫ માં ભાટીઆ મહાજને દર્શન બાબત જે બંદોબસ્ત કીધો હતો તેથી તે વાકેફ હતો તે બંદોબસ્તની મતલબ એ હતી કે 'સ્ત્રીઓના દર્શનને વાસ્તે એવો વખત મુકરર કરવો કે જેથી કરીને મહારાજોને વ્યભીચાર કરવાની જોગવાઈ મળે નહી. વાદીની પોતાની વર્તણુક વીષે લાઇબિલની બીના પ્રતીવાદીએ છાપી તેની અગાઉ તેના જાણુવામાં આવ્યું હતું કે તેની વર્તણુક પણ બીજા મહારાજોના કરતાં સારી નહોતી. તે મુખજુબાનીમાં જણાવે છે કે ઘણું કરીને સઘળા મહારાજો વ્યભીચારી કહેવાય છે. લાઇબલની બીના લખાઈ તેની અગાઉ વાદી વ્યભીચારી છે એવું તેના મિત્ર કવી નર્મદાશંકરે તેને જણાવ્યું હતું. કવી નર્મદાશંકર સુરતનો વતની તેથી તે વાદીની વર્તણુક વીશે સારી રીતે વાકેફ હતો. તે પોતાની મુખજુબાનીમાં જણાવે છે કે 'લાઇબિલની બીના લખી તે વેળાએ ઘણું કરીને બધા 'મહારાજો પોતાના સેવકોની વહુ દીકરીઓને બગાડે છે એવી મારી ખાતરી હતી' એવી તેની ખાતરી છતાં લાઈબલની બીના છપાઈ તેની ચાર પાંચ મહીના અગાઉ તેના જાણુવામાં આવ્યું કે વલ્લભાચાર્યના ધર્મ પુસ્તકોમાં પણ એમ અનીતિ કરવાની છુટ આપી છે. મરાઠી ભાષાનાં એક પુસ્તક મધ્યે જુદા જુદા કવીઓનું ચરીત્ર આપ્યું હતું, તેમાં વલ્લભાચાર્યના પંથ વીષેનો પણ થોડો અહેવાલ આવ્યો હતો. તે ભાગ પ્રતીવાદીના મિત્ર કવી નર્મદાશંકર લાલશંકરે અસલ ગુજરાતીમાં તૈયાર કીધો હતો અને લાઇબિલની બીનામાં ગોકળનાથજીની ટીકા ઉપર એટલું બધું ધ્યાન આપવામાં આવ્યું છે તે ટીકા આ મરાઠી (કવી ચરિત્ર) પુસ્તકમાં આ પ્રમાણે લખેલી હતી—સીધ્ધાંત રહસ્ય નામના પુસ્તક (જેની ઉપર ગોકળનાથજીએ ટીકા રચી છે તે)ની અંદર એવું સાફ લખેલું છે કે સઘળી વસ્તુ આચાર્ય (મહારાજ) ને આપવી અને ત્યાર પછી તેનો ઉપયોગ કરવો.' ત્યાર પછી લખ્યું કે, દરેક વસ્તુ એટલે બાયડી, છોકરાં પણ અર્પણુ કર્યા વગર આપણા કામમાં લેવાં નહીં. આ બીના વાંચ્યાથી પ્રતીવાદીના મન ઉપર કુદરતી રીતે એવીજ અસર ઉપજવી જોઇએ કે ગોકળનાથજીની ટીકામાં મહારાજના ઉપભોગને વાસ્તે વહુ દીકરી અર્પણ

કરવાનું લખ્યું છે (કેમકે છોકરાં ઈત્યાદી બોલમાં છોકરીઓ પણ આવી.) પ્રતીવાદી સંસ્કૃત જાણતો નહીં હતો, પણ તે વ્રજ ભાષા વાંચી શકતો હતો તેથી તેણે વલ્લભાચાર્ય પંથનાં વ્રજ ભાષાનાં પુસ્તકો (ઉપલુ મરાઠી પુસ્તક વાંચ્યા પછી) તપાસવા માંડ્યા. એ તપાસથી તેની ખાતરી થઈ કે મરાઠી પુસ્તકમાં જે વાત લખી છે તે એ પુસ્તકો સાથે મળતી આવે છે. ગોકળનાથજીનાં સંસ્કૃત પુસ્તક વીષે તો જે લોકો સંસ્કૃત સમજતા હતા તેમને પુછવાથી તેણે પોતાની ખાતરી કરી લીધી, કે લાઇબલની બીનામાં ગોકળનાથજીની ટીકાનો જે અર્થ કર્યો છે તે ખોટો નથી. તે અર્થ તેણે આ પ્રમાણે કરેલો છે, 'તે માટે પોતે ભોગવ્યા અગાઉ પોતાની પરણેલી બાયડી પણ મહારાજને સોંપવી, અને પોતાના બેટા બેટી પણ તેમને સોંપવાં. પરણ્યા પછી પોતે ભોગવ્યા પહેલાં મહારાજને અર્પણ કર્યા પછી પોતાના કામમાં લેવી. પ્રતીવાદીએ એનો અર્થ પોતાના મિત્ર કવિ નર્મદાશંકર લાલશંકરને પુછ્યો અને તે ઉપરથી તે કવીએ પોતાની લખેલી નકલ જેમાંથી મરાઠી પુસ્તક રચેલું હતું તે તેને દેખાડી. એ નર્મદાશંકરને સંસ્કૃત ભાષાનું જ્ઞાન છે. તેને સાક્ષી દાખલ જ્યારે તપાસવામાં આવ્યો ત્યારે તે ખાતરીથી બોલ્યો કે લાઇબલની બીનામાં ગોકલનાથજીની ટીકાનો અર્થ છાપ્યો છે તે ખરો છે, અને અર્પણ કરવાનું લખ્યું છે તે ઇશ્વરને નહીં પણ મહારાજના ઉપભોગને વાસ્તે લખેલું છે. આ અર્થ ખોટો છે એવી તકરાર સાક્ષી તરફથી ઘણા જોરથી ઉઠાવવામાં આવી છે. અને તે એ ટીકા કરવામાં ગોકળનાથજીની ધારણા તેવી ખરાબ નહી હતી તેમજ એ ટીકાનો અર્થ પણ તેવો થતો નથી. આ વાત ખરી હોય કે ખોટી હોય, પણ હાલનો સવાલ તે ટીકાના શુધ્ધ અર્થ વીષે અથવા લખનારનાં સનની મતલબ વીષે નથી. હાલ જે હમે ઇનસાફ કરીએ છીએ તે ગોકળનાથજીને વીષે નહીં; પણ વાદી (જદુનાથજી) ને વીષે છે. ગોકળનાથજીએ અસલ શું લખ્યું અને કેવી મતલબથી લખ્યું તે વીષે હાલ સવાલ નથી; પણ તેની લખાવટથી તેમજ તેવીજ બીજી લખાવટથી હાલના લોકો કેવું સમજે છે અને તે ઉપરથી કેવી રીતે ચાલે છે તે વીષેનોજ સવાલ છે. જુબાની ઉપરથી ખુલ્લું માલુમ પડી ચુક્યું છે કે મહારાજો લાંબી મુદતથી કૃષ્ણ પ્રમાણે ગણાય છે તે એટલે સુધી કે તેઓ ઇશ્વર પ્રમાણે ગણાય છે અને તેઓની સેવા ઇશ્વર પ્રમાણે થાય છે તેટલા માટે ગોકળનાથજીની ટીકામાં ઇશ્વરને

અર્પણ કરવાનું લખ્યું છે. તે અર્પણ કરવાનું મહારાજને લાગે કે નહીં તે વીષે ખાતરીથી કહેવું અશકય નહીં. તો પણ મૂશ્કેલ લાગે છે. પણ હાલ તરત હમે એ સવાલનો ચુકાદો કરવા બેઠા નથી. હાલ સવાલ એટલોજ છે કે પ્રતીવાદીએ લખેલી બીના છાપી પ્રગટ કીધી તે વેળાએ વાદી અને બીજા મહારાજો કેટલીએક ટીકાની સત્તા પ્રમાણે ચાલીને પોતાના સેવકોની વહુ દીકરીઓને બગાડતા હતા, પછી તે ટીકાનો અર્થ લોકો ખરો સમજતા કે ખોટો સમજતા હોય અથવા તેનો અર્થ તેઓ એક રીતે કરતા હોય કે બીજી રીતે કરતા હોય પણ તે છાપી પ્રગટ કરવાનો પ્રતીવાદીને ઘટતો પ્રસંગ હતો કે નહી? જ્યારે પ્રતીવાદીએ એ ટીકાનો અર્થ છાપી પ્રગટ કીધો ત્યારે તે પોતાના ખરાં દીલથી અને પ્રામાણીકપણાથી માનતો હતો કે તે અર્થ ખરો છે, એ વાત રજુ થએલી મુખજુબાની ઉપરથી ખુલ્લી માલુમ પડે છે, અને વળી મહારાજના હીમાયતી (બારીસ્ટરે) એ વીષે પ્રતીવાદીને પોતાની મતલબ પ્રમાણેનો જવાબ મેળવવાને કાંઈ પુછ્યું નહીં. પ્રતીવાદી સંસ્કૃત ભાષાથી વાકિફ નહીં હોવાને લીધે જેઓની ઉપર તેનો વિશ્વાસ હતો. તેઓને તેનો અર્થ પુછયો અને તે પ્રમાણે તેણે છાપી પ્રગટ કીધો.

(૪) હવે પ્રતીવાદીએ કેવો અને કોની ઉપર હુમલો કીધો છે? પહેલું અને મુખ્ય એ કે તેણે પોતાના લોકોમાં ચાલતી મોટી અનીતિ અને ખરાબી ઉપર હુમલો કીધો છે. કેટલીક પહેડી થઈ ધર્મગુરૂઓ પોતાના સેવકોની દીકરીઓ સાથે છીનાળું કરતા હતા, એ વાત પ્રતિવાદી ખરી માનતો હતો. 'ઈલાઈ'ના છોકરાઓની પેઠે મંદીરમાં ખુલ્લે દરવાજે તેઓ છીનાળું કરતા હતા; 'ઈલાઈના છોકરાઓની પેઠેજ ધર્મને નામે અને ધર્મને બાને છીનાળુ કરતાં હતાં જે વાતની વીરૂધ્ધ તેણે લખ્યું છે તે આ વાત છે. તેણે જોસથી, કડવા સકુનથી અને ગુસ્સામાં આવીને લખ્યું છે તો તેમ લખવામાં એક જાહેર લખનાર દાખલ તે પોતાની ફરજ બાહાર ગયો નથી. એ જણાવવા માટે બોલવું એ નકામું છે. લોકોના ફાયદાને માટે આ વાત જરૂરની છે તે એ કે આવું દુષ્ટ કામ હીંમતથી બાહેર પડીને એક દમ તોડી પાડવું જોઇએ. આવી બાબત ઉપર જોસથી કડવાસથી અને ક્રોધથી લખવું એ શું લાઇબલ કહેવાય? ત્યારે શું અસલના પેગમ્બરો લાઇબલ લખનારા હતા? ત્યારે શું ખ્રીસ્તી ધર્મના પહેલ વહેલા ધર્મોપદેશકોએ લાઇબલ લખ્યું હતુ? ત્યારે શું દુનીઆ પેદા

થઈ તે વખતના માણસોએ ચોદ્દાઈ અને અનીતિ વીષે ધીકકાર જણાવ્યો છે તેઓએ પણ શું લાઇબલ લખ્યું હતું ? આવી (દુષ્ટ) વાતની ઉપર પ્રતીવાદીએ હુમલો કીધો છે. હવે એ હુમલો કેની ઉપર કીધો છે તે તપાસીયે, જે લોકો અને વાદી પોતે આવું દુષ્ટ કામ કરે છે તેની ઉપર તેણે હુમલો કીધો છે, મહારાજો અને મહારાજ લેખે વાદી પોતે આવું દુષ્ટ કામ કરે છે તેની ઉપર એણે હુમલો કીધો છે. લાઇબિલની આખી બીનામાં 'મહારાજો' એ બોલ વાપર્યો છે. 'વલ્લભાચાર્યના પંથ સિવાય કલીયુગમાં બીજા ઘણા પાખંડો અને પાખંડી મતો ઉભા થા। છે, પણ મહારાજોના પંથ જેવી નફટાઈ, ખંદાઈ, બેહાઈ, લુચ્ચાઈ, અને ઠગાઈ બીજા કોઈ પણ પંથવાળાએ કીધી નથી'—'તે ટીકા પ્રમાણે મહારાજો ચાલીને પોતાના સેવકની વહુ દીકરીઓને બગાડો છો.' આવું લખવામાં મહારાજો જેઓ દુષ્ટ કર્મ કરે છે તેની ઉપર હુમલો કીધો છે. વાદી એ મધ્યેનો એક મહારાજ છે તેની ઉપર પણ એ છેલ્લું વાકય લાગુ પડે છે, અને તેથી તેની આબરૂને નુકસાન પહોંચ્યું છે એવું કહેવામાં આવ્યું છે. હું તે કબુલ કરૂં છું; પણ એમ કહું છું કે તેમ કરવામાં પ્રતીવાદીને વ્યાજબી પ્રસંગ મળ્યો હતો. એ મહારાજોનાં માઠાં કરતુકોની વીરૂધ્ધ થઈને તે જાહેર પાડવાથી લોકોને જે મોટો ફાયદો થાય તે ઠેકાણે એક માણસની આબરૂને નુકશાન થયું હોય તે ગણતરીમાં આવી શકતું નથી. પ્રતીવાદીએ જે માઠાં કરતુકોની વીરૂદ્ધ લખ્યું છે તે વાદીની ખાનગી અનીતિની વીરૂદ્ધ નહીં, પણ મહારાજ લેખે તેની જાહેર અનીતિની વીરૂદ્ધ લખ્યું છે.

(૫) એ હુમલો કરતી વેળાએ પ્રતીવાદી એ હકીકત કોની આગળ જાહેર કરે છે ? તે હકીકત તે જાહેર લોકોની આગળ જાહેર કરે છે અને આવી બાબતનો ફરીઆદ કરવાનું તથા એ વાત જાહેર કરવાનું ફકત જાહેર લોકો આગળ છે; કારણ કે એવી વાતમાં જાહેર લોકો સત્તા ધરાવનારા, અમલ ચલાવનારા, તથા ઈન્સાફ કરનારા ગણાય છે મહારાજો લાઇબિલની બીનામાં જણાવેલી અનીતિ કરે છે; તે અટકાવવાને તેના ઉપર દીવાની અથવા ફોજદારી અદાલતની સત્તા ચાલી શકતીજ નથી રજુ થએલી મુખજુબાની ઉપરથી માલુમ પડે છે કે સઘળા મળીને ૬૫ કે ૭૦ મહારાજ છે, તે મધ્યે શ્રીનાથજીવાળો મહારાજ વડો મહારાજ કહેવાય છે, અને એ શ્રીનાથજીનું મંદીર માર-

વાડના રણના એક ખુણામાં છે. ત્યાંનો વડો મહારાજ મોજ શોખમાં પડેલો ઇશ્વર છે, અને તે બીજા મહારાજો વચ્ચે પડી શકે એ વીષે હમને કાંઇપણ જણાવવામાં આવ્યું નથી. બરાબર જોતાં તો દરેક મહારાજ લાઇબિલ મધ્યે જણાવેલી જે અનીતિ કરે છે તે પોતાના વિચાર પ્રમાણે સારૂંજ કામ સમજે છે. મેં એક વેળાએ એવું ધાર્યું કે જીવણજી મહારાજ મોટો કહેવાય છે અને બીજા મહારાજોના કરતાં વીદ્યા તથા ચોખ્ખાઈમાં જરા ઠીક છે તે બીજા મહારાજોમાં વડો હશે; પણ તેવું ધારવામાં મારી ભુલ માલુમ પડી, જીવણજી પણ બીજા મહારાજોનો બરોબરીઓ છે એવું માલુમ પડયું છે. જયારે કેટલાક આબરૂદાર ગ્રહસ્થોએ બીજા મહારાજોનો વ્યભીચાર અટકાવવાને એ મહારાજને વીનંતી (અરજ) કરી ત્યારે તેણે કહ્યું કે હું એ વાતમાં કાંઈ કરી શકનાર નથી. મહારાજો વ્યભીચાર કરે છે એ વાત તેણે કબુલ કીધી અને તેને વાસ્તે તેણે દીલગીરી જણાવી; પણ તેનો અટકાવ કરવાને તે વચમાં પડી શકયો નહી; તે બોલ્યો 'બધા પોતાના ઘરના ધણી છે; અહીંઆના મહારાજો બધા મારા બરોબરીઆ છે; કેટલાક મારાથી ઉમરે મોટા છે; હું એકલો તે શું કરૂ? મહારાજોની આ અનીતીનો અટકાવ કરવાને વાસ્તે જે પ્રમાણે ધર્મની સત્તા નહીં હતી. તે પ્રમાણે દીવાની અથવા ફોજદારી સત્તા નહીં હતી, જે અપરાધ તેમની ઉપર મુકવામાં આવતો હતો તે અમર્યાદા તેમજ અનીતિનો હતો ખરો; પણ ધારા પ્રમાણે તે ફોજદારી અપરાધ નહીં હતો. (સ્ત્રીઓને બગાડવામાં) કાંઈ જબરદસ્તી અથવા ફુસલાવણી નહીં હતી. આ પંથના સેવકોની વહુ દીકરીઓ પોતાની ખુશીથી, પોતાના હાથમાં મોટી ભેટ લઇને, કૃષ્ણ અવતારી મહારાજોથી સંભોગ કરી બ્રહ્મ (ઇશ્વર) ની સાથે લીન થઈ જવા જતી હતી, અને તે કદાચ તેઓના ધણીની પરવાનગીથી નહી તો પણ તે વીષે તેઓના ધણી અખાડા કરી જતા હતા. ત્યારે મહારાજોની આવી અનીતિ વીશે જે ધણીના પેટમાં દુઃખે તે ધણી એ બાબત સુધારો કરવાની મતલબે પોતાનીં દાદ કયાં જઈ ગુજારે? તેને હાથ એકજ ઉપાય હતો અને ફકત એકજ રહ્યો હતો, અને તે એ કે વર્તમાન પત્રની મારફતે લોકોના વિચારને તે વાત સોંપવી, આ પ્રમાણે પ્રતીવાદીએ કીધું. તે વલ્લભાચાર્યના પંથનો હોવાને લીધે તેમ કરવાનો તેનો હક હતો. દેશી વર્તમાન પત્રોના અધિપતી લેખે તેમ કરવાની તેની ફરજ હતી. લોર્ડ એલીનબરોના બોલમાં જો બોલીએ તો 'આવી ખરાબી જાહેર લોકની

નજર આગળ ખુલ્લી કર્યા વગર રહેવા દીધી તો તે હમેશ સુધી ચાલુ રહેવાની અને વર્તમાન પત્રોને જે છુટાપણું આપવું જોઈએ તેનો છેડો આવી ચુકયો, હવે જે લોકોના વિચારને માટે પ્રતીવાદીએ એ લાઈબિલની બાબત જાહેર કીધી છે તે લોકોને પણ પ્રતિવાદીના જેવીજ તે બીના ફાયદા ભરેલી તથા ફરજની હતી, જાહેરમાં એવો કોઈબી માણસ નહી હશે, જે આવું દુષ્ટ કર્મ કચડી નાખવાને તોડી પાડવાને ફાયદા ભરેલું નહિ સમજશે, જાહેરમાં એવો કોઈ શખ્શ નહી હશે કે જે એવાં દુષ્ટ કર્મનો અટકાવ કરવાને તથા તે તોડી નાખવાને તે પોતાનો ફરજ નહી સમજતો હોય. લાઈબિલની બીનામાં જે આરોપ મુકવામાં આવ્યો છે તે આરોપ નીતિના અને બધાં લોકોના મુખ્ય કાયદાની વીરૂધ છે, અને તે દુષ્ટ કર્મ અટકાવવામાં બધા લોકોનો લાભ અને બધા લોકોની ફરજ છે. ત્યારે હવે એવી ખરાબી અટકાવવાની અને તોડવાનીજ મતલબથી મહારાજો વીષે પ્રતીવાદીએ લખ્યું અને તેમાં વાદીની આબરૂ ઉપર હુમલો થયો તો એ પ્રમાણે કરવામાં મારા વિચાર પ્રમાણે તો જે પ્રસંગ હતો તે વાજબી હતો. અને જ્યાંસુધી એવું સાબિત નહીં થાય કે પ્રતીવાદીએ ઉન્મતપણાથી વાદીનું નામ લખીને હદની બહાર ગયો ત્યાંસુધી લખાએલી બીના લાઈબિલ ગણાતી નથી. હવે સવાલ એ છે કે પ્રતીવાદીએ વાદીનું નામ લઇને તેના ઉપર હુમલો કીધો છે પણ એ હુમલો કહેવાતો નથી. અગર તેને હુમલો કહીએ તો તે હુમલો કરવાનું તરતનું કારણ શું હતું. એ તપાસીએ તો માલુમ પડે છે કે વાદી પોતે જાહેર વર્તમાન પત્રોમાં તકરાર કરવાને બહાર પડયો આ વાત લાઈબિલની બીના ઉપરથી ઉઘાડી માલુમ પડે છે અને જે મુખજુબાની પડી છે તે વીષે એ બાબત કાંઈ પણ શક રહ્યો નથી. વાદીએ મુંબઈનાં વર્તમાન પત્રોમાં તકરાર કરવાની મતલબથી કેટલીએક બીના પ્રગટ કરી હતી અને તેમાં પ્રતીવાદી તેની સામી બાજુનો હતો તેને વીષે ટીકા કરવામાં આવી હતી. તે મધ્યેની કેટલી-એક બીના વાદીએ પોતાના સેક્રેટરી ગોરધનદાસની મારફતે પ્રતીવાદીના પત્ર 'સત્ય પ્રકાશ' માં તથા ચાબુક અને બીજાં પત્રોમાં લખી મોકલી હતી અને "સ્વધર્મવર્ધક" ચોપાન્યું વાદીએ કહાડીને તેમાં પણ લખી હતી. લાઇબલની બીનામાં વાદી જદુનાથજી મહારાજનું નામ જે વાપરવામાં આવ્યું છે તે 'ચાબુક' માં તથા 'સ્વધર્મ વર્ધકમાં' વાદીની તરફથી એ બીના છાપવામાં આવી હતી તેજ ઉપરથી વાપરવામાં

આવ્યું છે. પ્રતીવાદી પોતાની મુખજુબાનીમાં જણાવે છે કે એ બીના-ઓમાં મહારાજે સુધારાવાળાઓને ઠપકો આપ્યો છે કે તેઓ શાસ્ત્રના આધાર વગર લખે છે, એટલા માટે પ્રતીવાદી જણાવે છે કે વાદીની એ ચેતવણી ઉપરથી હું શાસ્ત્રના આધાર પ્રમાણે લખવા લાગ્યો, અને અસલના હીંદુ ધર્મ ઉપર હાલની લાઇબિલની બીના લખી એ બીના સન ૧૮૬૦ ના અકટોબરની ૨૧ મી તારીખે લખાએલી છે. તેનું મથાળું 'હિંદુઓનો અસલ ધર્મ' કરીને છે અને તે મધે શાસ્ત્રનો દાખલો આપીને શરૂઆતમાં જણાવ્યું છે. કલીયુગ મધે પાખંડી ધર્મ અને પાખંડી મત ઉભાં થશે. કલીયુગ બેઠાને ૫૦૦ વરસ થઈ ચુકયાં છે, અને મહારાજનો પંથ ૪૦૦ વરસ ઉપર ઉભો થએલો, એટલા માટે તે પાખંડી હોવો જોઇએ.' ત્યારપછી સપટેમ્બર મહીનામાં વાદીએ જે બીના ભાયખલા તથા વાલકેશ્વરના રસ્તા ઉપર જવાની લખી તે વીષે જણાવ્યું છે. વાદીના આ દાખલાની ઉપર પ્રતિવાદીએ ટીકા કીધી છે, અને ત્યારપછી તેણે હીંદુ શાસ્ત્રના આધારથી જણાવ્યું છે કે વલ્લભાચાર્યનો પંથ પાખંડી છે. ત્યારપછો તે જણાવે છે કે જે હથીઆરથી 'મહારાજ પોતાનો બચાવ કરવા બહાર પડયા છે, તેજ હથીઆર મહારાજને પોતાને આડે આવીને નડશે' ત્યાર પછી ગોકલનાથજીની ટીકા લખી છે અને તેન ઉપર તેણે ગુસ્સામાં આવીને ટીકા કરી છે. ત્યરપછી લાઇબિલની બીનાના જે છેલ્લા ભાગ ઉપર ઘણી તકરાર થઈ તે ભાગ દાખલ કરવામાં આવ્યો છે. તે આ પ્રમાણે:-

' જદુનાથજી મહારાજે 'સ્વધર્મ વર્ધક' ચોપાન્યું કહાડવા માંડયું છે
' તેને અમે પુછ્યે છીએ કે તમે કેવી રીતે ધર્મનો વધારો કરવા માંગો છો?
' તમારા વડીલોએ ભોળા લોકોની આંખમાં ધુળ નાંખીને આંધળા કીધાં
' છે, તેઓને દેખતા કરવા માગો છો; કે ધર્મનું ખોટું અભીમાન ધરીને
' ભોળા લોકોને વધારે ઠગવા માગો છો? જદુનાથજી મહારાજ! તમો
' જો ધર્મનો વધારો અથવા ફેલાવો કરવા ' માગતા હો તો તમે પોતે સારા
' આચરણ પકડીને તમારા બીજા મહારાજોને ઉપદેશ કરો. ધર્મગુરૂ પોતે જયાં
' સુધી વ્યભીચારના સમુદ્રમાં ડુબેલા માલુમ પડશે ત્યાંસુધી તેઓથી ધર્મનો
' બોધ થઈ શકવાનો નથી. ગોકલનાથજીએ ઉપર જણાવેલી ટીકા કરીને
' તમારા વૈષ્ણવ માર્ગને મોટો સાહીનો ડાઘ લગાડયો છે તે પ્રથમ કહાડી
' નાખો, તે ટીકા કરનાર ઉપર ધીકકાર નાંખો, તે ટીકા પ્રમાણે મહારાજો
' ચાલીને પોતાના સેવકની વહુ દીકરીઓ બગાડો છો તેથી હાથ ઉઠાવો અને

'રસ મંડલી જેવી અનીતિને એકદમ નાશ પમાડો જ્યાંસુધી તમો તેમ 'કરશો નહી ત્યાંસુધી તમારાથી ધર્મનો ઉપદેશ અને સ્વધર્મનો વધારો 'થઈ શકવાનો નથી એ સત્ય કરીને જાણજો.'

"હવે આ ઉપરથી શું ખુલ્લું માલમ નથી પડતું કે આ બીના મધે વાદીનું નામ જે મુખ્ય વાપર્યું છે તે એટલાજ માટે કે વાદી પોતે 'સ્વધર્મ વર્ધક' ચોપાનીઆંનો પ્રવર્તાવનાર તથા બનાવનાર દાખલ બહાર પડયો હતો? તથા એવું શું માલુમ નથી પડતું કે વાદી પોતાની ખુશીથી અધિપતી દાખલ બહાર પડયો એટલા માટે લાઇબિલની બીનાનો આ છેલ્લો ભાગ લખવામાં આવ્યો છે? જુબાની ઉપરથી એવું માલમ પડે છે કે વાદીનું નામ એ લાઇબિલની બીના મધે વાપરવામાં આવ્યું છે તે તાણી તોડીને, અથવા વગર કારણે અથવા કીના કપટથી પ્રતિવાદીએ વાપર્યું નથી; પણ પોતે વલ્લભાચાર્ય પંથની તરફથી વલ્લભાચાર્ય પંથનો વધારો કરવાને તકરારના મેદાનમાં ઉતરેલો તે ઉપરથી વાપરવામાં આવ્યું છે.

"છેલ્લું એ લાઇબિલની બીનામાં સાહેદી ઉપરથી શું કાંઈ પણ કીનો કપટ માલુમ છે પડે છે? તેમાં શું કાંઇ પણ વેર માલુમ પડે છે? શું કાંઈ પણ કડવાસ માલુમ પડે? અથવા વાદીની આબરૂને નુકસાન પહોંચાડવા સારૂ તેનું નામ શું દુશ્મનાઇથી વાપરેલું માલમ પડે છે? મારા દીઠામાં તેવું કાંઈપણ આવતું નથી. તે પોતે પોતાની ખુશીથી મહારાજોનો બચાવ કરવા પહેલવાન થઈ બહાર પડયો હતો. જે હુમલો કરવામાં આવ્યો છે તે મુખ્ય કરીને મહારાજોના વર્ગને લાગુ પડે છે, અને સંજોગ એવો બન્યો છે કે મહારાજોની તરફથી વાદી પોતે બહાર પડવાને લીધે તે એ લડાઇમાં હોળીનો નાળીએર થઇ પડયો છે. જે હુમલો કરવામાં આવ્યો છે તે હુમલો વાદીની ખાનગી આબરૂ ઉપર નહી પણ મહારાજ લેખે જાહેર નીતિથી ઉલટું કામ વાદી કરે છે તેની ઉપર કરવામાં આવ્યો છે. લાઇબલની બીનાની મુખ્ય મતલબ હુમલો કરવાની દીસતી નથી પણ મહારાજોને ઉપદેશ કરવાની છે અને અંતઃકરણથી તેઓને વિનંતી કીધી છે કે એ અનીતિ છોડી દઈને પવિત્રપણે ચાલો કે જેથી કરીને ધર્મનો વધારો ફત્તેહમંદીથી થઈ શકે. એ લાઇબિલની બીના ઉપરથી મુખ્ય મતલબ વાદીની ઉપર વેર લેવાની માલુમ પડતી નથી; પણ જે મોટી અને શરમ ઉપજાવનારી અનીતિનો અટકાવ કરાવવામાં પ્રતિવાદી અને તેના ધર્મભાઇઓને અતિ ઘણો ફાયદો છે, અને જે મોટી અને શરમ ભરેલી અનીતિમાં

વાદી બીજા મહારાજોની પેઠે પડેલો છે, તેનો ખરા દીલથી અટકાવ કરવાની મતલબ એ લખાણ ઉપરથી માલુમ પડે છે. ડૉક્ટર વીલસન સાથે હું એકમત થાઉં છું કે સઘળી વાતોનો વિચાર કરતાં લાઇબિલની બીના મધ્યે ઘણીજ નરમાશથી બોધ કરેલો છે, અને તે મધ્યે લોકોના વિચારને ઈન્સાફ સોંપ્યો છે કે જ્યાં સુધી ધર્મગુરૂઓ પવિત્રતાઈથી ચાલશે નહીં ત્યાં સુધી તેઓ પોતાની મહેનતમાં પાર પડશે નહી. ડાકટર ભાઉ દાજીના વિચાર સાથે પણ હું મળતો થાઉં છું કે 'કોઈ પણ સાધારણ સમજનો અથવા સાધારણ મનશકિતનો માણસ લખનારની મુખ્ય મતલબ શું છે તે સમજી શકશે, તે એ કે ફકત વાદીની ઉપરજ અનીતિનો અપવાદ મુકયો નથી; પણ એવી અનીતિથી દુર રહેવાને મહારાજોના આખા વર્ગને બોધ કીધેલો છે.' આ કારણને લીધે હું ધારૂં છું કે એ બીના પ્રગટ કરવાનો પ્રસંગ વ્યાજબી હતો.

"હું ધારૂં છું કે પ્રતીવાદીને એ બીના પ્રગટ કરવામાં લાભ અને હકક હતો એટલુંજ નહી, પણ તે પ્રગટ કરવાથી એક મોટી અનીતિની વીરૂદ્ધ થઇને તેણે પોતાની સંસારી અને નીતિની ફરજ બજાવી છે. હું ધારૂં છું કે તેણે જે બીના છાપીને પ્રગટ કીધી છે. તેની અગાઉ તેણે જે છાપ્યું તે પોતાના અંતઃકરણથી એ સાચું માનતો હતો હું ધારૂં છું કે એવે પ્રસંગે એવી બાબતે જે જાહેર લોકોના ઇન્સાફને સોંપવી જોઈએ તે લોકોના ઈન્સાફનેજ તેણે સોંપી છે. હું ધારૂં છું કે તેણે એવા લોકોના ઈન્સાફને તે બાબત સોંપી કે જે લોકોને તેના જેવોજ લાભ અને તેનાજ જેવી ફરજ હતી હું ધારૂં છું કે લાઈબિલની બીનામાં તેણે વાદીનું નામ વાપર્યું છે. તે કાંઈ પણ કીના કપટથી નહી, પણ વાદીને બીજા મહારાજોનો હીમાયતી ગણીને વાપર્યું છે. હું ધારૂં છું કે લાઈબિલની બીના મધે જે શબ્દ વાપર્યાં છે તે શબ્દમાં વેર અથવા કીનો કપટ માલુમ પડતો નથી પણ જે મોટી અનીતિ અને ખરાબીથી લખનારની પોતાની જાતની ઉપર, તથા આખી પ્રજાની ઉપર તથા માણસ જાતની કુદરતી આબરૂ અને પદવી ઉપર મોટો ડાઘ હતો તેની વીરૂદ્ધ થઈને તે કહાડી નાખવા માટે તેણે દેશહીતકારી ઈચ્છાથી હીંમત દેખાડી છે એવું માલુમ પડે છે. આ સઘળાં કારણોને લીધે મારો અભીપ્રાય એવો છે કે જે લખાયેલી બીનાને માટે ફરીયાદ કરવામાં આવી છે તે લાઈબિલ નથી અને તે સબબે તે બાબતનો ચુકાદો પ્રતીવાદીના લાભમાં થવો જોઇએ.

પહેલી 'પ્લી' સીવાય બીજી કેટલીક પ્લી જે નજીવી છે તેને વીષે નામદાર ચીફ જસ્ટીસ સાથે હું એકમત થાઉં છું, માટે તે વીષે બોલવાની હું કાંઈ

જરૂર જોતા નથી. પણ મોટામાં મોટી જે સાતમી ' પ્લી ' જસ્ટીફીકેશનની એટલે લખાએલી બીનાની દરેક વાત સાબીત કરવાની છે તે વીષે હું બોલું છું. મારો અભિપ્રાય એવો છે કે એ પ્લી મધ્યેની દરેક મુખ્ય વાત, (એટલે) તેમાં લખેલી વલ્લભાચાર્ય પંથના મતની દરેક વાત, મહારાજોની અનીતિ અને દુરાચરણને લગતી દરેક વાત, અને અગત્ય કરીને વાદી (જદુનાથજી મહારાજ)ની અનીતિ અને આચરણ વીષેની દરેક વાત પુરેપુરી સાબીત થઈ ચુકી છે.

એ વીષે હું મારો અભીપ્રાય ચાર જુદા જુદા ભાગ કરીને જણાવું છું (૧) વલ્લભાચાર્ય પંથના મત અને સીધ્ધાંત વીષે પડેલી સાહેદી ( ૨ ) એ પંથના લોકો પોતાના ધર્મગુરૂ મહારાજોને કેવી રીતે માને છે તેને વીષે પડેલી સાહેદી-( ૩ ) મહારાજોના વ્યભીચારી આચરણ વીષે પડેલી સાહેદી-( ૪ ) વાદી ( જદુનાથજી મહારાજે ) પોતે કીધેલા વ્યભીચાર વીષે પડેલી સાહેદી.

( ૧ ) **વલ્લભાચાર્ય પંથના મત અને સીધ્ધાંત વીષે**--આ વીષે મારો વિચાર લંબાણથી આપવાની મારી મતલબ નથી. આ (સાતમી ) મોટી ' પ્લી 'માં જે જે વાકય પંથના ધર્મપુસ્તકો મધ્યેથી ટાંકયા છે, તે સઘળા સાબીત થએલા છે અને ખરા પડયા છે. વલ્લભાચાર્ય પંથવાળાઓમાં જે ગ્રંથો ધર્મપુસ્તકોની પેઠે ગણાય છે તે મધ્યેથી ટાંકેલા વાકયોનો તરજુમો ખરો છે એવું સાબીત થયું છે; પણ એવી રીતે ટાંકેલાં કેટલાએક વાકય અને અગત્ય કરીને તે દુશ્મનને હરાવવાની મતલબથી ટાંકેલા હોય ત્યારે તે ઉપરથી દરેક ધર્મના પાયા વીષે ખરૂં મત બાંધવું દેખીતું મુસ્કેલ છે. પણ આ વીષે કેટલાક વીદ્વાનોએ મુખજબાની આપી છે તેની મદદથી હમે ઘણોખરો વિચાર બાંધી શકીએ છીએ. ડાકટર વીલસનનું નામ યુરોપના નામીચા પુર્વ દેશોને લગતી શોધ કરનારા વિદ્વાનોમાં પ્રખ્યાત થયેલું છે, તેણે આ બાબત ધ્યાનથી તપાસી છે અને તે કહે છે કે વલ્લભાચાર્યનો પંથ નવો છે, અને એ પંથ સ્થાપનારાઓ કૃષ્ણને બાલ્યાવસ્થામાં ઈશ્વર ગણીને તેની સેવા કરે છે.

' એ પંથ નવો છે તે વળી આ ઉપરથી પણ માલુમ પડે છે કે તે ' પુષ્ટીમાર્ગના નામથી ઓળખાય છે. પુષ્ટીમાર્ગનો અર્થ મોજનો માર્ગ થાય ' છે એટલે તેઓ તેને વ્યભીચારની મોજ કરીને સમજે છે.' આ ટુંકી વાત ' ઉપરથી પુષ્ટીમાર્ગના મતનો સાર માલુમ પડે છે. ૧૬૦૦૦ ગોપીઓનો પ્યારો ( યાર ), ૧૬૦૦૦ પટરાણીઓનો ભરથાર, કામદેવનો દેવ, એવો જે કૃષ્ણ તેનીજ મુખ્ય સેવા વલ્લભાચાર્ય પંથવાળાઓ કરે છે. આ ઉપરથી પુષ્ટી માર્ગના આખા પંથ ઉપર વ્યભીચારનો અને સૌથી સરસ છીનાળાનો ડાઘ લાગે છે. દાખલા તરીકે જોવું હોય તો બ્રહ્મ સંબંધની વાતને એ લોકો વ્યભી-

ચારની મતલબે કેવી રીતે ઉલટાવી નાખે છે તે જુઓ. અસલ બ્રાહ્મણોના મત પ્રમાણે સર્વ વ્યાપક. અવિનાશી, આખા જગતનો આત્મા, એવો જે 'બ્રહ્મ' તે સદા સર્વદા અખંડ રહે છે, અને તેમાંથી જગતનાં સર્વ પ્રમાણુઓ ઉત્પન્ન થયા કરે છે, એ 'બ્રહ્મ' ની સાથે સંબંધ કરવાને અને તેમાં લીન થઈ જવાને દરેક મનુષ્ય ઇચ્છા રાખે છે અને મનુષ્ય દેહ ત્યાગ કર્યા પછી દરેક મનુષ્ય ( પોતાની કરણીથી ) લીન થઈ જશે એવું ( હીંદુશાસ્ત્રમાં ) લખેલું છે. વલ્લભાચાર્ય પંથના ધર્મગુરૂઓ આ અસલના મોટા મતને ,તદન રદ કરી નાખે છે એટલુંજ નહીં. પણ તેને લાંછન લગાડે છે. જારભાવની પ્રીતી વીષે વાદીએ ( પોતાના ચોપાનીઆમાં ) ધર્મને હીણું લગાડનારી અને નઠારી બાબત લખી છે તે વીષે ઘણું બોલવાની મારી ઇચ્છા નથી; બૃહત્ વામન પુરાણુની સત્તાથી તે ( પોતાના ચોપાનીઆમાં ) દાખલો આપે છે તે આ પ્રમાણે છે-' ઘણાક કાળ સુધી વેદની શ્રુતિઓએ પુર્ણ પુરૂષોત્તમ ભગવાનના દર્શન કરવાને પ્રાર્થના કીધી, તે પ્રાર્થના પ્રમાણે તેમને દર્શન થયા ત્યારે તેઓને સ્ત્રી રૂપે થઈને ભગવાન સાથે ભોગ કરવાને કામની ઇચ્છા ઉત્પન્ન થઈ, તે ઇચ્છા ભગવાને ( કૃષ્ણ અવતારમાં ) પુરી પાડી, અને એ શ્રુતીઓએ સ્ત્રી રૂપે ગોપીઓ થઈને વ્રજના વનમાં જારભાવની પ્રીતીથી કૃષ્ણની સાથે ભોગ કીધો.

વાદી જારભાવની પ્રીતિ વીષેની બીના લખનાર અથવા લખાવનાર છે, એમાં કાંઇપણ સંદેહ નથી. તે ઉપલી વાત ટાંકીને જણાવે છે કે જારભાવની પ્રીતીમાં કાંઈ પાપ હોય તો શ્રી કૃષ્ણે વેદ ( ની શ્રુતીઓ ) સાથે ભોગ કરવા માટે તેમને ગોપીઓનો અવતાર આપ્યો નહીં હોત પણ ઇશ્વરની સાથે જારભાવ કરવામાં કાંઈ પાપ નથી, કેમકે ઇશ્વર સર્વ રૂપે એટલે સર્વ આકારમાં છે, તે પીતા રૂપે છે અને ભરથાર રૂપે છે. ભાઈ રૂપે છે અને પુત્ર રૂપે પણ છે ઇશ્વર ઉપર જે ધણી જે ભાવે પ્રીતી રાખવાની ઇચ્છા કરે તો તેની ઇચ્છા તે ભાવે પુરી પડે છે. એ પ્રમાણે 'અવીનાશી બ્રહ્મ' ની સાથે આત્માનો સંબંધ કરવાના પવિત્ર અને ઉંચા વિચારને આ ઇશ્વરના સ્ત્રીલંપટ અવતાર સાથે જારકર્મ કરવાને ઉલટાવી નાખવામાં આવ્યો છે. એટલું નહી, પણ આ વાત મહારાજોએ આગળ વધારી છે, હમણાં કલીયુગમાં કૃષ્ણની સાથે સંભોગ કરી બ્રહ્મ સંબંધ થઈ શકતો નથી, માટે બ્રહ્મ સંબંધ બીજી રીતે થવો જોઇએ. એ બીજી રીત કઈ તે વીષે મથુરાદાસ લવજી નામનો સાક્ષી આ પ્રમાણે કહે છેઃ—'કળીયુગમાં બ્રહ્મ સંબંધ ફકત મહારાજની મારફતે થઇ શકે છે, અને તે એવી રીતે કે મહારાજો વૈષ્ણવોની બાયડીઓ સાથે સંભોગ કરીને કરે છે '

"માટે બ્રહ્મની સાથેનો સંબંધ કૃષ્ણની સાથેનો સંભોગ, અને મહારાજોની સાથેનો વ્યભીચાર એ એકજ વાત કરી નાખી છે. કેમકે ડૉકટર વીલસન કહે છે અને તેજ પ્રમાણે આ ('પ્લી')ના બીજા ભાગના સાક્ષીઓ ઉપરથી પણ માલુમ પડે છે-કે 'ઘણા ખરા સેવકો મહારાજને ઇશ્વરનો અવતાર કરીને માને છે. વલ્લભાચાર્ય પંથવાળાઓ એવું કહે છે કે વલ્લભાચાર્ય અને તેના કુલના બધા મહારાજો કૃષ્ણના અવતાર છે,' હવે આવો પંથ જે ઇશ્વર સાથે લીન થઇ જવાના પવિત્ર વિચારને ધર્મ ગુરૂઓ સાથે વ્યભીચાર કરવાના વિચાર સાથે જોડી નાંખે છે તે પંથ (ના ધર્મગુરૂ) સઘળી વાતે લંપટ છે એવું સાહેદી ઉપરથી માલુમ પડે છે. રાસલીલા અથવા જારભાવની રમતને આ દુન્યામાં મોટું સુખ માન્યું છે. રાસલીલા અથવા જારભાવનાની રમતને જ ગોલોક અથવા સ્વર્ગનું સુખ ગણ્યું છે. મહારાજનું એક મુખ્ય નામ પણ રાસલીલાનું સાગર કરીને છે, અને જયારે મહારાજ મરી જાય છે ત્યારે તે મરી ગયો એમ કહેવાતું નથી. પણ તે લીલા વિસ્તાર્યો એટલે તેણે પોતાની લીલા વિસ્તારી ગોલોકમાં અમર કરી એમ કહેવાય છે.

હરેક પંથમાં ધર્મના અથવા પવિત્ર ગીતો ગવાય છે તે ઉપરથી તે પંથના ધર્મ સંબંધી વિચાર માલુમ પડે છે. વલ્લભાચાર્ય પંથની સ્ત્રીઓ મહારાજોની હજુર તેમને માન આપવાને જે ગીત ગાય છે તેથી એ પંથના ધર્મ સબંધી વિચાર ઉપર જણાવ્યા પ્રમાણે માલુમ પડે છે પુર્વ દેશના કામરૂમી જુસ્સા એ ગીતમાં માલુમ પડે છે. એક યાર અને જે વળી ઇશ્વર પોતે હોય તેને મળવાને પ્યાર અને જુસ્સા ભરેલી ઇચ્છા એ ગીતોમાં માલુમ પડે છે; અને વિષ્ણુ પુરાણમાં ગોપીઓને વીષે જણાવેલું છે કે કૃષ્ણ વગર હરેક પળ તેઓને કરોડો વરસ જેવડી મોટી થઇ પડતી હતી. અને તેઓના બાપ ભરથાર તથા ભાઇઓ મના કરતા હતા તોપણ તેઓ પોતાના યાર કૃષ્ણની સાથે લીલા કરવાને રાતના જતી હતી. તેવીજ હાલના વખતમાં વલ્લભાચાર્ય પંથવાળાઓની વહુ દીકરીઓ મહારાજને આગળ ગીતો ગાય છે. અને તે મધ્યે જાર ભાવની પ્રીતીનું સુખ ભોગવવાને વાસ્તે તેઓ બેહદ ઇચ્છા અને અતી ઘણી આતુરતા દેખાડે છે, અને તે વાત વાદીએ પોતે કબુલ કીધી છે. મથુરાદાસ લવજી કહે છે કે 'વ્યભીચારી ભાવના ગીત બાયડીઓ મહારાજની આગળ ગાય છે તે મેં ઘણીવાર સાંભળ્યાં છે.--ખટાઉ મકનજી કહે છે

કે 'વ્યભીચારને ટેકો મળે એવાં શરમ ભરેલાં અને નાગાં ગીત ગાવામાં આવે છે.' અને તે ગીતની મતલબ એ છે કે 'તમારા સેવકો (અમારા ભરથારો) કહે કે હમે તમારા ભરથાર છીએ; પણ બરાબર જોઇએ તો તમેજ (મહારાજો) હમારા ભરથાર છો'. કેટલાંક ગીતોનાં તરજુમા હમારી આગળ રજુ કરવામાં આવ્યાં છે, અને તેની મતલબ ઉપર જણાવેલી મતલબને મળતી આવે છે. તે મધ્યેના કેટલાક ફકરા હું નીચે આપું છું.

'અતીરે ઉલટ ગણો આવે મારે અંગે
'સામ સુંદર વર બેઠા છે સંગે ૧
'મુખડું જોયા વીના પાણી ન પીઉં રે
'રસીક સુંદર વર જોઈ જોઈ જીઉં રે, ૨
'મુજને ન વારીશ મારીરે માડી
'દરશન કરવાને જાઈશ દહાડી. ૩
'સગપણ તો સામળીઆનું સાચું
'બાકી સરવે દીસે છે કાચું.
'કહેશે તેને કેહેવા રે દેશું ૪
'આપણ સરવે સાંભળી લેશું. ૫

---

'આપ સારૂ મેં લોક લાજ નવ ધરીજો.
'વલભ કુલ છે કામગારા કાનજો.
'એ વાલાની પાસે થઇને દાસી.
'લોકોની લાજથી હવે હું નથી બીહીવાની રે લોલ.
'વલભકુળ છે કામણગારા કાનજો.
'કરડાને કણકારે મનડા હરી લીધાં રે લોલ,
'આપ છો પરમેશ્વર સરૂપ જો.
'વલભ વર વરીને હું અતી પ્રેમથી રે લોલ.
'વલભ વરને શરણે સુખીઆ થાશું.
'તેઓની સંગતથી વઇકુંઠ પામશું. રે લોલ.

'આ બાબત હવે એકજ વાતની ઉપર વિચાર કરવાનું રહ્યુ છે; તે એ કે જે પુસ્તકો મહારાજોના પંથના કહેવાય છે તે પુસ્તકોમાં મહારાજોને કેવી રીતે ગણવામાં આવ્યા છે અને તેમની સેવા પૂજા કેવી રીતે કરવાનું જણાવેલું છે. જે ફકરા આ મુકદમાની તપાસની વેળાએ સાબીત થયા છે તે ફકરાઓથી સાતમી પ્લીનો ઘણોએક ભાગ ખરો માલુમ પડે છે.

'જે કોઈ પોતાના ગુરૂ અને ઠાકોરજી એટલે ઈશ્વરની વચ્ચે ભેદ (અથવા તફાવત) સમજે તે (મુઆ પછી) સીચાના નામનો પક્ષી થાય.'

'આપણે આપણા ગુરૂને ઈશ્વર પ્રમાણે માનવો જોઈએ એટલુંજ નહી. પણ ઈશ્વર કરતાં પણ વધારે માનવો જોઈએ કેમકે જો ઈશ્વર ક્રોધ કરે તો ગુરૂદેવ આપણું રક્ષણ કરે પણ ગુરૂ જો ક્રોધ કરે તો આપણું રક્ષણ કરવાને કોઈ શકિતવાન નથી." તેટલા માટે ઇશ્વર અને ગુરૂની સેવા જરૂર કરીને કરવી જોઇએ.' જેવી ઈશ્વરની સેવા તેવીજ ગુરૂની સેવા કરવી જોઇએ.' 'આ જગતમાં ઘણી જાતના પ્રાણી છે. તેઓ સર્વેમાં આપણ ભાગ્યશાળી છીએ કે શ્રી વલ્લભાચાર્યજી તથા શ્રી ગોસાંઈજી તથા તેમના સર્વે બાલકો (એટલે મહારાજો) જેઓ શ્રી પુરૂષોત્તમ રૂપ સાક્ષાત ઈશ્વર છે તેમને શરણે છીએ.'

"વધારે લંબાણ કરવાની જરૂર નથી. આ વાકય ઉપરથી માલુમ પડે છે કે જે પ્રમાણે ઈશ્વરની પુજા કરવી જોઇએ તેવીજ પુજા મહારાજોની કરવી જોઇએ તથા મહારાજો ઈશ્વરના અવતાર છે એવું પુસ્તકોમાં લખેલું છે. જ્યારે આવી ચીજો એ પંથના ધર્મ પુસ્તકોમાં લખી હોય, જ્યારે જાર કર્મથી ઈશ્વરની સાથે સંબંધ કરવાનું દેખાડવામાં આવ્યું હોય, જ્યારે એક વ્યભીચારી બૈરી પોતાના યારને મળવાને વાસ્તે જેવી આતુરતાથી પ્યાર રાખે તેવો ઈશ્વર ઉપર પ્યાર રાખવાનું કહેલું હોય, જ્યારે સ્વર્ગને જારભાવની રમત રમવાની જગ્યા ગણી હોય, અને છેલ્લું જ્યારે એ પંથના ધર્મ ગુરૂઓની સેવા ઈશ્વરના અવતાર પ્રમાણે કરવાને જણાવ્યું હોય ત્યારે, વલ્લભાચાર્ય પંથના સાધારણ સમજવાળા સખ્સો કૃષ્ણ અને મહારાજમાં થોડો અથવા મુદ્દલ ભેદ નહી રાખે તથા મહારાજને આંધળી ભકતીથી સેવે અને તેઓની વહુ દીકરી ઇશ્વરની સાથે લીન થવાના ભરોસાથી મહારાજને ભેટવાને જાય તો તેમાં કાંઈ નવાઈ જેવું નથી.

**( ૨ ) મહારાજોના સેવકો મહારાજોને કેવી રીતે માને છે!**

હવે જોવાનું માત્ર એટલુંજ રહ્યું છે કે ઉપર જણાવેલી વાતો અમલમાં કેટલે દરજે આવે છે! એ વીષે જે પુરાવો પડયો છે તે મજબુત છે જે સાક્ષીઓ વાદીની તરફનો પુરાવો આપવાને પેહેલ વહેલા આવ્યા તેઓએ પણ એ વીષે સાક્ષી આપી છે. પ્રતીવાદીની તરફના સાક્ષીઓએ પણ એ વીષે સાહેદી આપી છે. વાદીએ પ્રતીવાદીનો પુરાવો રદ કરવાને જે સાક્ષીઓ રજુ કીધા તેમની પણ એ વીષે સાક્ષી પડી છે. અને વાદીની પોતાની સાક્ષી પણ એ વીષે પડી છે. જે શખ્સો વાદીની તરફથી શરૂઆ-

તમાં સાક્ષી પુરવાને આવ્યા તેઓ આ બાબત વીષે પોતાના વિચાર જેવા ખુલ્લા દીલથી અને સમજ પડે એવી રીતે જણાવતા હતા તેવા પાછળના પ્રતીવાદીનો પુરાવો રદ કરવાને આવેલા સાહેદીઓ ખુલ્લા દીલના નહીં હતા. પાછળના સાહેદીઓએ કેટલીએક બાબત ઉપર જે જવાબ આપ્યો છે તેમાં તે તેઓની જવાબ આપવાની હપછપ ઉપરથી તથા કેટલીએક બાબત ઉપર તેઓ ઘણી સાવચેતીથી બોલતા હતા તે ઉપરથી ખુલ્લું માલમ પડે છે કે તેઓને ચેતાવીને ભણાવી રાખ્યા હતા, કે તેઓ એ વીષે જો હા પાડશે તો વાદી (મહારાજ) ના મુકદમાને નુકશાન પહોંચશે, એવી સાવચેતી પ્રથમના સાક્ષીઓએ દેખાડી નહીં હતી. વાદીના પહેલા સાક્ષીઓમાંથી એક ઘણોજ આબરૂવાળો સાક્ષી ગોપાલદાસ માધવદાસ શું કહે છે તે જુઓ:—

'હમે મહારાજને પગે પડીએ છીએ; તેને તીલક કરીએ છીએ; ફુલના "હાર પહેરાવીએ છીએ. જે પ્રમાણે મુર્તીને આરતી ઉતારવામાં આવે છે 'તે પ્રમાણે મહારાજની આરતી ઉતારીએ છીએ સેવકો તેને હીંડોળામાં 'બેસાડીને ઝુલાવે છે, હમારા પંથના કેટલાક લોકો કહે છે કે મહારાજ "ઈશ્વર છે. અને કેટલાક લોકો તેમ માનતા નથી. કેટલાક ભાટીઆ અને 'કેટલાક વાણીઆ મહારાજને ઈશ્વર માને છે ત્યાર પછી તે ઘણી હલકી 'અને કંટાળા ભરેલી વાત જણાવે છે તે એકે મહારાજનાં ચાવેલાં પાન સોપારી સેવકો ખાય છે, જે પાણીમાં મહારાજનું મેલું ધોતીયું ધોવાય છે તે 'પાણી સેવકો પીએ છે, જે પાણીથી મહારાજના પગ ધોવાય છે તેને "ચર્ણામૃત' એટલે પગનું અમૃત કરીને ગણવામાં આવે છે.' એ સાક્ષીનો 'ભાઈ તથા સુલેહનો અમલદાર વરજીવનદાસ માધવદાસ કહે છે કે કેટલાક વાણીઆ મહારાજને ઈશ્વર કરીને માને છે જ્યારે મહારાજ મરણ પામે છે ત્યારે 'બોલે છે કે, 'લીલા વિસ્તાર્યા' એટલે પોતાની જારભાવની રમતનો 'વધારો કીધો. જ્યારે મહારાજ નાય છે ત્યારે હું તેના ઉપર ઓચ્છવ '(તહેવાર)ને દહાડે કેસર નાખું છું. મુર્તીને પણ ઓચ્છવને દહાડે 'કેસરસ્નાન કરવામાં આવે છે, હમારા પંથના લોકો મહારાજનું કેટલુંક હલકું કામ પણ કરે છે. હું સુલેહનો અમલદાર છું તો પણ 'એક વખત મહારાજની ગાડીના કોચબૉક્સ ઉપર બેસીને તે ગાડી '(વૈષ્ણવ) લોકોની મોટી ભીડમાંથી મેં હાંકી હતી. મહારાજની તરફના 'પ્રથમના સાક્ષીઓએ આ પ્રમાણે જણાવ્યું હતુ.

"પ્રતિવાદીની તરફના સાક્ષીઓએ આ વીષે ઘણોજ પુરાવો 'આપ્યો છે. પણ તેઓની મુખજુબાની હું થોડાજ વાક્યમાં ટાંકું છું. 'પ્રતીવાદી પોતે જણાવે છે કે 'મહારાજોના સેવકો મહારાજોને ઈશ્વરનો 'અવતાર અથવા સાક્ષાત પુર્ણ પુરૂષોતમ કરીને માને છે. ઠાકોરજી અથવા 'ઈશ્વિરની મુર્તીની પુજા આર્તી ઉતારીને તથા હીંડોલામાં ઝુલાવવાની, તથા 'પગે લાગવાની જે પ્રમાણે થાય છે તે પ્રમાણે મહારાજોની પણ થાય છે. 'જે પાણીથી મહારાજ નાહ્યા હોય છે, તે પાણી મહારાજના માણસો 'વૈષ્ણવોને પીવાને આપે છે તે મેં દીઠું છે. આ ઉપરથી તથા તેઓ 'વાત કરે છે તે ઉપરથી હું કહી શકું છું કે મહારાજોને ઈશ્વિર પ્રમાણે 'ગણવામાં આવે છે.' મી૦ નારાયણ દીનાનાથજી, આ કોર્ટનો એક દુભાષીઓ છે; (પણ તેણે 'વ્યભીચાર' તથા 'સુરત' એ (સંસ્કૃત) શબ્દોના અર્થ પોતાની મુખજુબાનીમાં જણાવતી વખતે પોતાના ઓધ્ધાની ખરેખરી ફરજના કરતાં પોતાના મિત્ર, મોટા મહારાજ જીવણજીની મિત્રાઇ ઉપર વધારે ધ્યાન આપ્યું હોય એમ હું ધારૂં છું.) મહારાજોને ફકત ગુરૂ પ્રમાણે ગણવામાં આવે છે, અને બીજા સઘળા પંથના ગુરૂઓની પેઠે તેમની પુજા પણ મુર્તીના જેવીજ થાય છે, પણ ઈશ્વિરના જેવી થતી નથી. એવું સાબીત કરવાને મી૦ નારાયણ દીનાનાથજી આતુર હતો, પણ વલ્લભાચાર્ય પંથ સિવાય બીજા કોઈ પણ પંથમાં ગુરૂનો ઓધ્ધો વંશપરંપરાનો નથી અને બીજા પંથના ગુરૂઓ સંન્યાસી રહે છે, તથા ગુરૂનાં ચાવેલાં પાન સોપારી ખાવાં, ગુરૂનું ચર્ણામૃત પીવું, ગુરૂને હીંડોળામાં ઝુલાવવા, ગુરૂને તેલ ઘસીને નવડાવવા, ગુરૂના પગની રજ ખાવી; એવી સેવા બીજા પથના ગુરૂઓની થતી નથી, એ બધી વાત મી૦ નારાયણ દીનાનાથને ઉલટ પાલટની વેળાએ કબુલ રાખવી પડી હતી. હવે આ બાબત પ્રતીવાદીના બીજા બે સાક્ષીઓની જુબાના વીષે જણાવીશ; મથુરાદાસ લવજી તથા ડાકટર ભાઉ દાજી. મથુરાદાસ લવજી ગંભીર, આબરૂવાળો, ખરો સખ્સ છે; તેણે વલ્લભાચાર્ય પંથના પુસ્તકો સારી પેઠે વાંચ્યાં છે, અને તેના પ્રમાણીકપણા વીષે કાંઇ પણ શક ઉપજાવવામાં આવ્યો નથી. તેણે આ બાબત વીષે નીચે જણાવેલી સાક્ષી આપી:—

'પુર્ણ પુરૂષોત્તમ (ગોલોક એટલે મોટા) સ્વર્ગમાં છે અને તેની 'સેવા ઈશ્વિરની પેઠે થાય છે. તેના અવતાર વલ્લભ (આચાર્ય) વીઠ્ઠલ'નાથજી, અને વલ્લભકુળના બાળક (મહારાજો) છે. વલ્લભ '(આચાર્ય) ઈશ્વિરના મુખાર્વીંદ એટલે મ્હોડાંનો અવતાર કહેવાય છે.'

આ દેખીતી અજાયબ જેવી વાતને વાદી ( મહારાજ ) પોતાની જુબા-
'નીમાં બોલેબોલ એક મત થયો છે. 'મહારાજો ઈશ્વર ગણાય છે
'પુર્ણ પુરૂષોત્તમ તથા મહાપ્રભુ એ શબ્દો મહારાજોને લગાડવામાં આવે
'છે. અને ઘણું કરીને તેઓની સેવા કરતી વખતે એ નામથી તેઓને
'બોલાવે છે. ભાટીઆ જ્ઞાતનો મોટો ભાગ મહારાજને ઈશ્વર પ્રમાણે
'માને છે, અને દરેક મહારાજની છબીની પુજા કરે છે. અને 'જીવ-
'ણજી,' 'જદુનાથજી' એ પ્રમાણે દરેક મહારાજનું નામ દઈ નેજ
'જુદી જુદી રીતે સ્મરણ કરે છે. હમારાં પુસ્તકોમાં એવી પુજા કરવાનું
'કહેલું છે, અને તેવીજ પુજા ઈશ્વરની થાય છે. બીજા પંથમાં (ગુરૂની)
'એવી સેવા થતી નથી. હમારા પંથના લોકો ગુરૂના ચર્ણસ્પર્શ કરે
'છે; તેમને હીંડોળામાં ઝુલાવે છે; મુર્તીને જેમ પવિત્રો ધરાવે છે તેમ
'તેઓને પણ ધરાવે છે; જે રજ ઉપરથી તેઓ ચાલે છે તે લઈને
'પોતાનાં મ્હોડામાં મુકે છે. જ્યારે તેમની પુજા કરે છે ત્યારે તેમને
'મહાપ્રભુ અથવા શ્રી પ્રભુને નામે બોલાવે છે, આવી પુજા તેઓ મહા-
'રાજની કરે છે તે હું સમ ખાઇને કહું છું. કેમકે મુર્તીઓ અંદર
'હોય છે. મારા કુટુંબના કેટલાએક શખ્સ, જેમકે મારો પોતાનો ભાઈ
'મહારાજને ઈશ્વર માને છે. મહારાજને ઈશ્વરી પદ્વી જે મળે છે તે
'તેઓ કદરૂપા અથવા ગમે તેવા હોય તો પણ જન્મતી વખતે મળે
'છે, અને તેઓ પાછળથી અજ્ઞાન, વ્યભીચારી, અથવા ગમે તેવા દુરા-
'ચરણી નીકળે તેનો કાંઈ દરકાર રાખવામાં આવતી નથી.'

"આ વીષે છેલ્લી જુબાની હું ડાકટર ભાઉ દાજીની ટાંકુ છું,
'એ ગૃહસ્થ વીદ્યા અને સ્વતંત્રપણાને માટે મુંબઈનાં દેશીઓમાં આગેવાન
'છે, જાતે બ્રાહ્મણ છે અને વલ્લભાચાર્ય ધર્મ પાળતો નથી, પણ
'વલ્લભાચાર્ય પંથના ઘણા ખરા તવંગર સેવકોમાં તે ડાકટરનો ધંધો
'ચલાવે છે. અને દશબાર વરસથી જેટલા મહારાજો મુંબઈમાં આવ્યા
'ગયા છે તેઓની મુલાકાત તેણે લીધેલી છે. એ ડાકટર કહે છે કે
'મહારાજના ઘણા ખરા સેવકો તેઓને કૃષ્ણનો અવતાર માને છે, અને
'તેમની પુજા પણ તેવીજ રીતે થાય છે તે મેં દીઠું છે. મહારાજ
'મુર્તીની પુજા કરી રહે છે તે પછી સેવકો મહારાજની પુજા કરે છે. સેવકો
'મુર્તીનાં દર્શન કરે છે તેના કરતાં વધારે વાર મહારાજોના દર્શન કરે છે.
'સેવકીઓ મહારાજના ચર્ણસ્પર્શ કરીને પોતાની આંખ ઉપર પોતાના
'હાથ લગાડે છે તે મેં દીઠું છે. મહારાજનું નાહેલું પાણી તેના સેવકોને

'પીવાને આપે છે અને તે લેવાને સેંકડો વૈષ્ણવો એકઠા થાય છે તે મેં જોયું છે.'

"એ પ્રમાણે વાદીની તરફથી પહેલ વહેલા સાહેદી આવ્યા તેમની તથા પ્રતીવાદીની તરફના સાક્ષીઓની મુખ જુબાની મેં ટાંકી છે, અને તે ઉપરથી મહારાજના ભાવકી સેવકો તેઓને કેવી રીતે માને છે એ માલુમ પડી આવે છે. આ વાત તોડવાને વાસ્તે વાદીએ પાછળથી બીજા સાક્ષીઓને બોલાવ્યા તથા પોતે સાહેદી આપી. એ સાક્ષીઓની મુખજુબાનીથી મારાં મન ઉપર ઘણીજ થોડી અસર થઈ છે, અને તેઓએ કેટલીક વાત ભોળપણાથી કબુલ કરી દીધી છે. આ સાક્ષીઓએ કઈ કઈ વાત નામુકર જશે તેની તેઓને સારી પેઠે ખબર હતી. મહારાજને લોકો ઇશ્વર જેવા માને છે કે નહી, તથા તેઓને ઇશ્વરનો અવતાર ગણે છે કે નહીં તે વીષે શું બોલવું તે તેઓ જાણતા હતા. એ બાબત વીષે જે ઢબથી તેઓ પોતાની જુબાની આપતા હતા અને કેટલાએક દેખીતા સવાલોનો જવાબ એક સરખી રીતે આપતા હતા તે ઉપરથી બારીકીથી જુબાની તપાસનારા હરકોઈ સખ્સની ખાત્રી થવી જોઈએ કે તેઓએ કેવી સાહેદી આપવી તે વીષે તેઓને અગાઉથી ભણાવી અને કેળવી રાખ્યા હતા. તે (શીખવેલી) સાહેદી એવી મતલબની કે લોકો મહારાજને ઇશ્વર નહી, પણ ગુરૂ કરીને ગણે છે. વાદીની તરફના બેરીસ્ટરે જ્યાં સુધી તેઓની તપાસ કીધી ત્યાં સુધી તો તેઓ એ વાતને વળગી રહ્યા પણ ઉલટ પાલટ તપાસમાં તેઓનો ખરો ભાવ અને સાચી આસ્થા માલુમ પડી આવી. ખરો ભાવ અને સાચી આસ્થા હું કહું છું તેનું કારણ એ છે કે પ્રથમ તેઓ તાણી તોડી તથા પોપટની પેઠે જવાબ દેતા, તથા ઉલટ પાલટમાં તેઓથી ખરે ખરૂં બોલાઈ જવાતું હતું. પરશોતમદાસ દયારામ નામનો એક સાક્ષી બોલ્યો કે 'હું મારા ગુરૂને માનું છું અને જે પ્રમાણે મારે ઇશ્વરની પુજા કરવી જોઈએ તે પ્રમાણે તેની પણ પુજા હું કરૂં છું.' ભુખણદાસ કિસોરદાસ નામનો બીજો સાક્ષી બોલ્યો કે 'મહારાજ થઈને પાપ કરેજ નહીં.' ભાઈચંદ કેવલચંદ બોલ્યો કે 'મહારાજને હું મારા ગુરૂ પ્રમાણે ગણું છું. હમે મહારાજને ઇશ્વરને ઠેકાણે માનીએ છીએ. હું 'મહારાજને ઇશ્વરનો અવતાર માનું છું.' મનસુખરામ નરોતમ બોલ્યો કે 'મહારાજને હું ગુરૂ પ્રમાણે તથા ઇશ્વરના અવતાર પ્રમાણે ગણું છું. ગુરૂ થઈને પાપનું કામ કરેજ નહી, બીજાઓને જે વાતથી પાપ લાગે તે વાત કરવાને ગુરૂને છુટ છે કે નહી તે હું કહી શકતો નથી.' વાદીના સાક્ષીઓની મુખજુબાની છોડીને

વાદીની પોતાની સાક્ષી તપાસીએ તો શું માલમ પડે છે? ઘણીએક વખત જુદી જુદી રીતે તેણે ના પાડી; પણ અંતે સપડાઇ ગયો. વાદી જણાવે છે કે 'હું ઇશ્વરનો અવતાર નથી. મારા સેવકો મને ઇશ્વરનો અવતાર કરીને 'માને છે તે હું જાણતો નથી. તેઓએ મને ગુરૂ પ્રમાણે ગણવો જોઇએ 'એમ હું જાણું છું, તેઓ ગુરૂને ઇશ્વરની મારફતે સુખ અપાવનારા તથા 'ઇશ્વરની પ્રાપ્તી કરાવનારા સમજીને મને ગુરૂની પેઠે પુજે છે. કોઈ પણ 'માણસને મેં એમ બોલતાં સાંભળ્યો નથી કે અમારા સેવકો હમને 'ઇશ્વરની પેઠે પુજે છે, પણ હમે ધર્મ ઉપદેશ કરીએ એટલા માટે અમને ગુરૂની પેઠે પુજે છે.

મહારાજની સેવા ઇશ્વર પ્રમાણે અથવા ઇશ્વરના અવતાર પ્રમાણે થાય છે એ વાત આવી રીતે વાદી સાફ નામુકકર ગયો છે પણ તેણે પણ પોતાની સઘળી લુચ્ચાઈ તથા સાવચેતી છતાં ઉલટ પાલટ તપાસમાં એવું કબુલ કરવું પડયું કે જેથી ઉપર નામુકકર કરેલી વાત સઘળી રદ થઈ તેને જે વાત કબુલ કરવી પડી તે એ કે મુંબઈ મધ્યે કેટલાક સેવકોને મેં સમજાવ્યા તેની અગાઉ અમને ઇશ્વર કરીને તેઓ માનતા હતા. અને આ વાત તે પ્રથમ નામુકકર ગયો હતો અને જણાવ્યું હતું કે કોઇપણ મારા સેવકોએ કોઈ પણ ઠેકાણે અને કોઈ પણ વખતે અમને 'ઇશ્વર કરીને 'માન્યા નથી. તે (પોતાની) મુખજુબાનીમાં કહે છે વલ્લભ (આચાર્ય) 'અને ગોસાંઇજી એ બે મહારાજો જેને હું ઇશ્વરનો અવતાર માનું છું 'તે બે સિવાય બીજા મહારોજોને ઇશ્વર નહી, પણ ફકત ગુરૂજ માનવા 'એવો મેં મારા સેવકોને બોધ કીધો છે.' એ પંથના સ્થાપનાર વલ્લભ 'વીષે તો જે દેખીતી અજાયબ જેવી વાત મથુરાદાસ લવજીએ જણાવી 'છે તેની સાથે વાદી બોલે બોલ મળતો થાય છે, તે એ કે 'વલ્લભ '(આચાર્ય) ઇશ્વરના મુખાર્વીંદ એટલે મ્હોડાનો અવતાર છે. પણ ગોસાંઇજી 'સિવાય બીજા મહારાજોને ફકત ગુરૂ સમજવા એવો મેં બોધ કીધો છે. 'વલ્લભ કુળના સઘળા બાળક (મહારાજો) ઇશ્વરના અવતાર છે એવું 'માનવાથી તેં તેઓને અટકાવ્યા છે, અને જ્યાંસુધી મેં તેઓને આવી 'રીતે વાર્યા ત્યાંસુધી તેઓ અમને ઇશ્વર માનતા હતા. જ્યારે હું 'અહીં આવ્યો ત્યારે કેટલાક લોકો અમને ઇશ્વર માનતા હતા અને 'કેટલાએક તેમ નહીં માનતા હતા. થોડા લોકો ઇશ્વર પ્રમાણે માનતા 'હતા અને ઘણા લોકો તેમ નહી માનતા હતા!'

"ત્યારે (મહારાજો ઇશ્વર મનાય છે કે નહીં) એ બાબત ઉપર જે સાહેદી પડી છે તેનું પરિણામ શું ગણવું જોઈએ! મારા અભીપ્રાય

પ્રમાણે તો તેનું પરિણામ આવું ગણવું જોઈએ-તે એ કે, પેહેલું, મહારાજોના પંથના પુસ્તકોમાં એવું જણાવેલું કે મહારાજો ઇશ્વરનો અવતાર છે અને તેઓને ઇશ્વર પ્રમાણે માનીને તેમની સેવા પણ ઈશ્વર પ્રમાણે કરવી જોઈએ. બીજું, ગમે તેમ હો, પણ વલ્લભાચાર્ય પંથના થોડી સમજના સેવકો મહારાજોને ખરેખર ઈશ્વરના જેવા સમર્થ માને છે, તથા એવું સમજે છે કે મહારાજો પાપ કરે નહીં, તથા મહારાજની સેવા ઈશ્વરના જેવીજ કરવી જોઇએ. અને મહારાજનાં અંગ એટલાં તો પવિત્ર છે કે સંભોગ કરવાનાં કામ જે બીજા માણુસોને કમકમાટ ભરેલાં લાગે તે કામ મહારાજોની સાથે કીધાથી ધર્મનાં અને વખાણવા લાયક ગણાય.

"આ સાતમી 'પ્લી' ના હવે બીજા બે ભાગની સાહેદીની તપાસ હું કરવા માગું છું અને તે એ કે (૩) ઘણા ખરા મહારાજોની અનીતિ વીષે પડેલી સાહેદી તથા (૪) વાદીની પોતાની અનીતિ વીષે સાક્ષીઓને કેટલું વજન તથા માન આપવું તે વીષે થોડોએક વિચાર કરવાની જરૂર છે. પહેલાં પ્રતીવાદીના સાહેદીઓ વીષે; બીજું, વાદીના સાહેદીઓ વીષે; તથા ત્રીજું, વાદીની પોતાની સાહેદી વીષે.

"પેહેલું પ્રતીવાદીના સાક્ષીઓ વીષે. પ્રતીવાદીએ અને તેની તરફના સાક્ષીઓએ જે સાહેદી આપી છે તેથી તેઓએ પોતાની ઉપર ઘણા લોકોનો કોપ વ્હોરી લીધો છે, એ વાત વીષેની પાધરી મુખજુબાની પડી છે, એટલુંજ નહીં પણ દરરોજ આ કોર્ટ મધ્યે લોકોની ભીડ તથા દેખાવ જોવામાં આવતો હતો તે ઉપરથી પણ માલુમ પડે છે અને તે પ્રમાણે આવો લાંબો મુકદમો સંભાળનાર હરેક ન્યાયાધીશને માલમ પડયા વગર રહેજ નહી ધર્મ ભાઈઓનો ધર્મ દ્વેશ, નાત ભાઈઓના નાત જાતના વ્હેમ અને જુના દોસ્તારોનો ધીક્કાર અને અભાવ, એ સઘળી વાત પ્રતીવાદી અને તેના સાક્ષીઓની વિરૂદ્ધ હતી. એ લોકોને પોતાના ધર્મ ભાઇના અપમાન તથા નાતભાઈઓની નાત બહાર કરવાની સજા સામે થવું પડયું હતું. એ લોકોની ઉપર હુમલો થવાની ધાસ્તી પણ થોડી નહીં હતી. એ લોકોની વિરૂધ્ધ તેમના ધર્મ ભાઈઓનો જુસ્સો કેવો હતો તે દેખાડવાને વાદીની તરફના સાક્ષીઓની મુખજુબાનીમાંથી બે ફકરા હું ટાંકું છું. ગોપાલદાસ માધવદાસ કહે છે કે 'પ્રતીવાદી છાપા મધે મહારાજોની વિરોધ્ધ લખે છે તેને નાતબહાર મુકવા માટે માટે મારી પાસે બે સખ્સો આવ્યા આવ્યા હતા. તેઓએ કહ્યું કે

જે પ્રમાણે ભાટીઆઓએ બંદોબસ્ત કીધો છે તે પ્રમાણે આપણા વાણીઆઓએ પણ કરવો જોઇએ. આ મુકદમામાં લોકોને સાહેદી આપતાં
'અટકાવવા વાસ્તે ભાટીઆઓએ જે લખત ઉપર સહી કીધી હતી
'તે સહી થયા પછી એક અથવા બીજે દીવસે તેઓ મારી પાસે
'આવ્યા હતા. બંદોબસ્ત એટલે અપરાધીઓની છેલી સેસનમાં કાન્સ્પીરસીનો મુકદમો નીકળ્યો હતો તેજ જે બે જણ મારી પાસે આવ્યા તેઓના નામો પ્રભુદાસ અને જેકીસનદાસ. તેઓ, હું, અને પ્રતીવાદી
'(કરસનદાસ) ત્રણે વાણીઆ છીએ.'

"દામોદર માધવજીએ કહ્યું કે વલ્લભાચાર્ય પંથમાં જે શખ્સ અમારાથી
'ઉલટા વિચારનો નીકળે તેને અમે માનીએ નહીં. અમે તેની સાથે કાંઈ વેહેવાર
'રાખીએ નહી. તે પોતાનું ઘર ઝાલીને બેસે, અને અમે તેનાથી અળગા
'રહીએ. જે જે શખ્સો એવું વિચારે છે કે મહારાજ માઠાં કામ કરે છે તેવા
'શખ્સોને અમે ન્યાતબહાર ગણીએ. લખમીદાસ ખીમજી તથા મથુરાદાસ
'લવજી સાથે હું બોલું નહીં, કેમકે તેઓએ આ કોર્ટમાં મહારાજની
'વિરૂધ્ધ સાક્ષી આપી છે."

"હીંદુઓ પોતાના વિચારમાં અને કામમાં કેટલા થોડા સ્વતંત્ર હોય છે, તેઓ પોતાના આખા જન્મારા સુધી કુટુંબના અને ન્યાત જાતનાં ફાંસમાં કેવા બંધાયલા હોય છે. ન્યાત બહારની ભયંકર સજાથી તેઓનું પોતાનુંજ નહીં પણ પોતાના વાહલાં બાયડી છોકરાઓનું સુખ કેવું નાશ પામે છે, એ સઘળી વાતોનો જે લોકો વિચાર કરે છે તે લોકો ઘણું કરીને એવોજ મત બાંધશે કે પ્રતીવાદીની તરફથી જેઓ મુખજુબાની આપવાને આગળ પડયા છે તે ફકત પોતાની વાતની સચ્ચાઈને વાસ્તે અને તે વાત જાહેર કરવાની પોતાની ફરજ છે એવી તેઓની ખાત્રી હોવાને વાસ્તે તેઓ આગળ પડયા છે. કેમકે એ સાક્ષીઓમાંના ઘણાખરાઓ સ્કુલના (વિદ્યાર્થી) નથી, અથવા વર્તમાન પત્રના અધિપતી નથી, અથવા ધર્મને નહીં માનનારા નાસ્તિક નથી; પણ તેઓ ગંભીર, આબરૂવાળા, કુટુંબવાળા, જુવાન વયના પુરૂષો છે, પોતાના અસલ ધર્મને પુરી રીતે માને છે, અને પોતાના અસલના શાસ્ત્રની સત્તાને અતીઘણું માન આપે છે.

"લખમીદાસ ખીમજી ભાટીઆ ન્યાતના બાર મોટા શેઠીઆ માંહેલો એક શેઠ છે. મંગળદાસ નથુભાઈ વાણીઆ ન્યાતમાં સુલેહનો અમલદાર અને સારી પેઠે પંકાયલો હીંદુ, છોકરીઓની નીશાળનો સ્થાપનાર છે.

તથા ખટાઉ મકનજી અને મથુરાદાસ લવજી, તથા એવીજ આબરૂના બીજા સાહેદીઓ પોતાના ધર્મ ભાઇઓના ધીકકાર તથા ન્યાતીલાઓનો ફીટકાર હાંસલ કરવાને જે વાત પોતે ખરી માનતા નહીં હોય તેને વીષે સાહેદી પુરવાને કદી આવતેજ નહીં. ડાકટર ભાઉ દાજી વલ્લભાચાર્ય પંથમાં નથી, અથવા તે પંથ પાળનારોની જાતનો નથી; પણ એ પંથ પાળનાર તવંગર લોકોમાં ડાકટરનો ધંધો ચલાવી મોટો નફો હાંસલ કરે છે, અને દશબાર વરસ થયાં મુંબઇ મધ્યે જેટલા મહારાજોએ આવ-જાવ કરી છે તેઓની મુલાકાત લીધી છે. આ વાત મનુષ્યના સાધારણ સ્વભાવથી ઉલટી છે કે ડાકટર ભાઉ દાજી હાથે કરીને ખોટી સાહેદી આપીને પોતાના નફા ભરેલા ધંધાને ખલેલ તથા નુકસાન પોંચાડે, પણ તેની પુરી ખાત્રી હતી કે મારે જે કહેવું છે તે સાચુંજ કહેવું છે તથા સાચું છે એટલા માટે જાહેર કરવું જોઈએ. આ બધાનો સાર એટલોજ નીકળે છે કે પ્રતીવાદીની તરફથી જે સાહેદી પડી તે સાહેદી ફકત પોતાની ફરજ સમજી તેઓએ પુરી છે, અને તે ફરજ એ કે જે વાતની તેઓએ સાહેદી પુરી તે ખરી અને લોકોના ફાયદાની હતી.

'હવે વાદીની તરફથી જે લોકોએ સાક્ષી આપી છે તેઓની હાલત જુદી તરેહની છે. આ વાત ખરી કે મહારાજોને ઈશ્વર પ્રમાણે માનતા નથી, પણ ગુરૂ પ્રમાણે માને છે એ વાત જણાવવાની તેઓએ જેવી સંભાળ લીધી હતી તેવી સંભાળ તેઓએ આ વાત જણાવવામાં પણ લીધી હતી તે એ કે અમે કદી કોઈ મહારાજની અનીતિ દીઠી અથવા સાંભળી હોત તો તે અમે ખુલ્લી રીતે જાહેર પાડત, અને અમારા ગુરૂની ગુપ્ત વાત ઉઘાડી પાડવાને આંચકો નહીં ખાત. પણ એ સાક્ષીઓએ આ વાત જણાવી તે કોડીના વજનની થઈ પડે છે, કેમકે એ મધ્યેના ઘણાએક સાક્ષીઓએ સોગન ખાઈને કહ્યું કે અમે આ કોર્ટમાં આવ્યા ત્યાં સુધી મહારાજના વ્યભીચારની વાત સાંભળી નહીં હતી, અને બીજાઓએ કહ્યું કે અગર એ વાત અમે સાંભળી હોય તોપણ તે અમે (સાચી) માનીએ નહીં. ભૂખણદાસ કીશોરદાસ કહે છે કે ' મહારાજ પાપ કરેજ નહીં. હર-ગોવનદાસ મુલચંદ કહે છે કે 'બધા મહારાજ સારા છે; મહારાજ ખરાબ 'હોયજ નહીં, મહારાજની અનીતિ વીષે હું કાંઈ વાત સાંભળું તો તે 'સાચી માનુંજ નહીં. મહારાજ અનીતિ કરેજ નહી. નરોતમદાસ હરીભાઈ 'કહે છે કે 'મહારાજના વ્યભીચાર વીષે હું કાંઈ ફરીઆદ સાંભળું તો 'હું તે માનું નહીં, મહારાજ ખરાબ કામ કરેજ નહીં.'

"આ બાબત વીષે વાદીના સાક્ષીઓએ જે ઢબથી મુખજુબાની આપી છે તે ઢબ ઉપર ધ્યાન પોંચાડવાની જરૂર છે. એ જુબાનીમાં તમામ નનો ભણવામાં આવ્યો છે, અને તેની મતલબ આ પ્રમાણે 'તમે પ્રતીવાદીઓના સાક્ષીઓ કહો છો કે મહારાજોની આબરૂ ઘણું કરીને ખરાબ છે, અને અમે વાદીના સાક્ષીઓ કહીએ છીએ કે અમે તેવું કાંઈ સાંભળ્યું નથી. વળી તમે પ્રતીવાદીના સાક્ષીઓ કહો છો કે સુરત, બેટ, દ્વારકા વગેરે ઠેકાણે વાદીની આબરૂ ખરાબ બોલાતી હતી, અને અમે વાદીના સાક્ષીઓ કહીએ છીએ કે અમે કેટલાક સુરતથી, કેટલાક બેટથી, કેટલાંક દ્વારકાથી તથા જે જે ઠેકાણેથી આવ્યા છીએ અને અમે કહીએ છીએ કે વાદીની આબરૂ ખરાબ છે એવું અમે સાંભળ્યુંજ નથી;' આ નનો ભણવાની સાહેદીને કોઈ પણ વાતે વજન મળતું નથી. કેમકે એવું પણ બની શકે જે નાની વાત પણ ખરી હોય અને હાની વાત ખરી હોય. જે માણસ બીજાની વીષે એવું જણાવે છે કે તેની આબરૂ ફલાણે ઠેકાણે ખરાબ હતી અને ત્રીજો માણસ અથવા તે જગા જો મોટી હોય તો બીજા ૭ માણસ આવીને કહે કે અમે તેની આબરૂ ખરાબ સાંભળી નથી, તો તેથી આગલી સાહેદી રદ જાય નહી. પણ આવી (નનો ભણવાની જાતની) સાહેદી પુરવા જે લોકો આવ્યા હતા તેઓ મધ્યે ઘણી તરેહના શખ્શો માલુમ પડયા અને તેઓએ કબુલ કીધું કે અમે જો મહારાજના આબરૂ ખરાબ સાંભળી હોય તો અમે તેની ઉપર ધ્યાન આપીએ નહી. એટલુંજ નહી પણ અમે તે ખરી પણ માનીએ નહીં તેટલા માટે આવી તરેહની સાહેદી સઘળી રીતે તમામ વગર વજનની થઈ પડે છે.

"વાદીના સાક્ષીઓની જુબાનીને કેટલું થોડું વજન ઘટે છે તે વિષે જો વિચાર આપવાની કાંઇ જરૂર હોય તો તે પણ મળી શકે છે. તેઓ પોતાના ગુરૂની તરફથી સાહેદી આપવાને ઘણી મોટી ફરજ સમજતા હતા. અને તે ફરજ પુરી પાડવાને તેઓ મધ્યેના ઘણા ખરા આગળ પડયા હતા. તેઓએ કહ્યું કે અમારો ગુરૂ ખોટું કામ કરે તો તે વીષે સાક્ષી આપવાને અમારી ફરજ છે; પણ ગુરૂ જો ભુડું કામ કરતો હોય તો તેની તરફ તેઓની સાક્ષી આપવાની ફરજ નથી, એવું તેઓએ જણાવ્યું નહીં. તેઓએ જે ફરજ બજાવી તે ફરજ જો તેઓ ન બજાવે તો તેઓને ઘણા લોકોનો ધિક્કાર ખમવો

પડે, અને બજાવે તો પોતાના જાત ભાઈઓમાં અને ધર્મ ભાઈઓમાં કીર્તી મળ્યા વગર રહે નહીં. એ પ્રમાણે વાદીના સાક્ષીઓને મહારાજની તરફથી સાહેદી આપવામાં દેખાતી ઉલટ તથા હોંશ હતી કેમકે મહારાજ તેમના ઈશ્વર નહીં હશે પણ ગુરૂ તો છે ખરાજ, અને તેમની ઉપર તેમના દુશ્મન સુધારાવાળાઓએ હુમલો કરવાનો અધર્મ કીધો હોય એવું તેઓ સમજતા હતા. લોકોની આવી ખુલ્લી સમજ હોય, એ કોઈથી ના પડાશે નહીં, અને કેટલીક વાતે તે સમજણ કીર્તિ ભરેલી પણ કહેવાય. પણ તેથી તેમની મુખજુબાનીનું વજન ઘણુંજ ઓછું થઈ પડે છે તે જણાવવાની જરૂર નથી.

"હવે આપણે વાદીની પોતાની સાક્ષી ઉપર ધ્યાન પહોંચાડીએ તો આ વાત આપણને વગર શક રાખે કબુલ કરવી પડશે કે તેની ઉપર જે અપવાદ મુકવામાં આવ્યા છે તે અપવાદ ખોટા પડવાને લીધે તેની મુખજુબાનીનું વજન જતું રહે છે. વાદીના હીમાયતીએ જણાવ્યું છે તે ખરી વાત કે 'ફોજદારીમાં જે પ્રમાણે પ્રતીવાદિ જેવી હાલતે પોંચે તેવીજ હાલતને વાદી પણ પોંચ્યો છે.' એક વાત સિવાય તે એવી હાલતે પુગ્યો છે ખરો; પણ ફોજદારીમાં પ્રતીવાદીને સોગન ખાઈને પોતાનો મુખજુબાની આપવાનો લાભ મળતો નથી તે લાભ વાદીને આ મુકદમામાં મળ્યો છે. ઈંગ્રેજી કાયદો એવો છે કે સોગન આપ્યા વગર સાક્ષી લેવાયજ નહીં; પણ કેટલાક મુકદમામાં મુખજુબાનીની સચ્ચાઇને માટે સોગનનો ઉપર ભરોંસો રાખી શકાતો નથી. જે ઠેકાણે હરેક માણસની જીંદગી અને છુટાપણું જોખમમાં આવી પડયું હોય ત્યારે કાયદાની ખુબીથી અને વાજબીની રાહે તે શખ્સના સોગનની સચ્ચાઈ તમામ વજન વગરની થઈ પડે છે. અને કાયદા પ્રમાણે સોગન વગર સાહેદી ગણાય નહીં તેટલા માટેજ ફોજદારીમાં પ્રતીવાદી પોતાની તરફથી પોતાની મુખજુબાની આપી શકતો નથી. પણ જે ઠેકાણે માણસની આબરૂ જોખમમાં આવી હોય તે ઠેકાણે તેમ થતું નથી, એટલે તેને પોતાની આબરૂના બચાવને માટે સોગન ખાઈને સાહેદી આપવાની છુટ આપવામાં આવે છે. પણ જે પ્રમાણે થોડી કે ઘણી આબરૂ જોખમમાં આવેલી હોય છે તે પ્રમાણે ઘણીજ આબરૂ જોખમમાં આવી પડેલી હોય છે તેના બોલવાની સચ્ચાઇ ઉપર ઘણોજ થોડો ભરોસો રહે છે. વાદીના ગળામાં જાણે ફાંસો આવી ગયો હોય એવી હાલતમાં તેને સાહેદી આપવાની ફરજ પડી છે. જે અપરાધ તેની

ઉપર મુકવામાં આવ્યા છે તે અપરાધ નામુકકર જવામાં તેને ફાયદો છે, અને એ અપરાધ જો ઘણો મોટો હોય છે તો તે નામુકકર જવામાં લાભ બી ઘણો હોય છે. અને જે દેશમાં લોકો સચ્ચાઈને વધારે માન આપતા હોય તે દેશમાં પણ એવી હાલતમાં આવેલાં માણસની સચ્ચાઈ ઉપર ભરોસો રાખવો મુશ્કેલ છે. આવા મુકદમામાં સામસામા પડેલા સોગન તપાસવાથી સચ્ચાઈ માલુમ પડતી નથી, પણ બીજી રીતે માલુમ પડે છે.

**( ૩ ) મહારાજોના વ્યભીચારી આચરણ વીષે પડેલી સાહેદીનો હવે વિચાર કરીએ**—આ વીષે જે મુખજુબાની પડી છે તે જથાબંધ છે, પણ હું ફકત કેટલાક મુખ્ય વાકય એ જુબાનીમાંથી ટાંકું છું. લખાએલી બીના લાયબલ છે કે નહીં તે વીષે વિચાર કરતી વખતે પ્રતીવાદીની સાક્ષો ઘણી વાર ટાંકી છે એટલા માટે મથુરાદાસ લવજી નામનો સારી માહીતગારી ધરાવનાર અને આબરૂદાર, વલ્લભાચાર્ય પંથમાં જન્મેલો અને ભાટીઓ સાક્ષી શું કહે છે તે તપાસીએ. મથુરાદાસ કહે છે કે 'બાળપણથીજ મારો બાપ મને કહેતો હતો કે 'માહારાજો વ્યભીચાર કરે છે તે અસલ ધર્મ પ્રમાણે વ્યાજબી નથી 'ત્યારથી એ ઉપર મારૂં ધ્યાન લાગેલું છે. મહારાજોના વ્યભીચારની 'વાત ઘણા લોકો જાણે છે, પણ ઘણા એક કારણોને લીધે તેઓ 'જાહેર પાડતા નથી. આઠ દશ વરસ થયાં મારા મિત્રોને હું સમજાવતો 'આવ્યો છું કે મહારાજો વ્યભીચાર કરે છે એ ઘણું ખોટું કામ 'છે. સન ૧૮૫૫માં મહારાજનો વ્યભીચાર અટકાવવાને અમારા ન્યાતના 'લોકોએ તજવીજ કીધી હતી અને તેમાં હું પણ સામેલ હતો તેઓએ 'તે વીષેનું એક લખત કીધું તે લખતની મતલબ એ હતી કે રાતના 'સ્ત્રીઓને મહારાજના મંદીરમાં જતી અટકાવવી. મહારાજોની તરફથી 'એ વીષે થોડા દિવસ ઉપર હેંડબીલ નીકળ્યું હતું, અને આ કોર્ટ 'મધ્યે સાહેદી દાખલ તે લખત રજુ કરવાને અટકાવવામાં આવ્યું 'હતું, લખત બાબત એવો ઠરાવ થયો હતો કે લખતમાં જણાવેલી 'એ વાત એક વરસ સુધી અમલમાં લાવવી નહી અને તેમ ઠરાવ 'થવાનું કારણ એ કે ભુલેશ્વરના બ્રાહ્મણો ( સાથે તે વખત છપન 'ભોગનો કજીઓ ચાલતો હતો તેઓ ) મહારાજની વિરૂદ્ધ કાંઈ બોલી 'શકે નહી. ઉલટપાલટમાં મથુરદાસે જણાવ્યું કે ઉપલો ઠરાવ કરવાને જે સભા મળી હતી તેમાં હું હાજર હતો, હું સોગન ખાઈને

'કહું છું કે એ બંદોબસ્ત વ્યભીચારને વીષે તથા શિયાળામાં રાતની 'વખતે બાયડીઓને મંદીરમાં જતી અટકાવવા વીષેનો હતો. તે બંદો- 'બસ્ત કરવાનું કારણ એ નહીં હતું કે તેઓને રસ્તા અને ગલી કુંચી એ રખડતી અટકાવવી. તેનું કારણ ફક્ત એટલુંજ હતું કે મહારાજો 'વ્યભીચાર કરતાં બંધ પડે. ત્યાર પછી એજ સાક્ષીએ કેટલાએક મહારાજોની અનીતિ દીઠી છે તે જણાવે છે. તે કહે છે કે કેટલા 'એક મહારાજો પોતાના પગના અંગુઠાથી પોતાની સેવકીઓના હાથ દાબે છે એ વ્યભીચાર કરવાની નીશાની છે. જ્યારે કોઇ બાયડી મહારાજની 'સામે જુએ છે ત્યારે મહારાજ પોતાની આંખથી ઈશારત કરે છે 'અને હસે છે અને ઈશારત જો અંદરના ઓરડામાં જવાની હોય છે 'તો તે અંદરના ઓરડામાં જાય છે. આ બીના હું મારી પોતાની 'આંખે દીઠેલી કહું છું. ત્યાર પછી એ સાક્ષી એ મહારાજોના નામ ' દે છે. તેઓને એ પ્રમાણે ઈશારત કરતાં તેણે દીઠા છે, અને એક વેળાએ તો એક મહારાજે એક ઈશારત કીધી તે ઘણીજ નાગી અને લજામણી હતી અને તે ઈશારતમાંથી ફક્ત એકજ મતલબ નીકળી શકે. ' હું સોગન ખાઈને કહું છું કે મહારાજોના સુવાના ઓરડામાં મેં ઘણી સ્ત્રીઓને જતાં આવતાં દીઠી છે,' ત્યાર પછી એક મહારાજને એક ભાટીઆની સ્ત્રી સાથે ગોકળદાસ તેજપાલની વાડીમાં વ્યભીચાર કરતાં દીઠો હતો તેની સઘળી હકીકત તેણે જાહેર કીધી છે, અને તે પ્રમાણે તેણે એકલાએજ નહીં પણ, બીજા કેટલાએક આબરૂદાર શખ્સોએ દીઠેલ તેના નામ પણ તેણે દીધાં.

"હવે તન, મન, ધન અર્પણ કરવા વીષે સાક્ષી જણાવે છે કે ' છોકરીઓ પરણ્યાની અગાઉ તે થતું નથી. એ 'સમર્પણ કૃષ્ણને ' કરવામાં આવે છે 'સીદ્ધાંત રહસ્યમાં' સર્વે વસ્તુ કૃષ્ણને અર્પણ ' કરવાનું કહેલું છે. મહારાજ કૃષ્ણને ઠેકાણે ગણાય છે તેથી મહારાજ ' અને કૃષ્ણમાં કંઈ ભેદ સમજવો નહી. સમર્પણ થયા પછી બાયડીઓ ' સાથે મહારાજ પોતાની મરજીમાં આવે તેમ કરે છે. તેઓ (પોતાની) ' સેવકીઓ સાથે જાર કર્મ કરે છે, અને એવી મતલબનાં નામ પણ ' મહારાજને આપવામાં આવ્યાં છે. મહારાજનું એક નામ રાસલીલા ' મહોદધી છે અથવા જારભાવની રમતનો સાગર એટલે કૃષ્ણની પેઠે ' ઘણી સ્ત્રીઓ સાથે તે સંભોગ કરી શકે. આ વાત અમારામાં પ્રસીદ્ધ છે ' કે સમર્પણ થયા પછી અમારા લોકોની વહુ દીકરીઓને મહારાજ

'પોતાની નજરમાં આવે તેમ કરે છે. આખી દુનીઆ જાણે છે કે 'મહારાજો વ્યભીચારનો અપરાધ કરે છે આ વાત એટલી પ્રસીદ્ધ છે તોપણ મહારાજની સત્તા તેવીને તેવીજ રહી છે.

' ત્યાર પછી એ સાક્ષીએ જીવણજી મહારાજને વ્યભીચારનો અટકાવ કરવાને અરજ કરી હતી તે વીષે જણાવે છે. જીવણજી કહે છે કે 'બધા પોત પોતાના ઘરના ધણી છે ( મહારાજોમાં ) વ્યભીચાર ઘણો 'વધી પડયો છે તેનો અટકાવ કરવો ઘણો મુશ્કેલ છે, એ વીષે 'મારા વડીલ તથા બરોબરીઆઓને મારાથી કહેવાય નહીં, અને જો હું 'કહું તો તેઓ મને માને પણ નહીં. બધા માહારાજોને મોટી પેદાશ 'બાયડીઓથી મળે છે, અને એ પેદાશ જો એકદમ બંધ પડે તો 'તેઓ પોતાનો ખર્ચ કેમ નીભાવી શકે. એક અફીણી અફીણ ખાવાની 'ટેવ એકદમ મુકી શકતો નથી, તેજ પ્રમાણે વ્યભીચારનું વ્યસન 'એકદમ છોડવું ઘણું મુશ્કેલ છે. ધીરજ પકડો અને હું ધીમે ધીમે 'વ્યભીચાર કહાડી નાખવાની તજવીજ કરીશ.

" આ સાહેદીની વીરૂદ્ધ એક પણ વાત જણાવવામાં આવી નથી, તથા આ સાહેદી મુદલ લુલી પડી નથી; પણ આપણા જોવામાં આવશે કે તેને મળતી શક વગરની બીજી સાહેદી બી પડી છે અને તેથી મારી ખાત્રી થાય છે કે એવી અનીતિ ઘણું કરીને ચાલુ અને પ્રસીદ્ધ હતી, જીવણજી એ વીષે નામુકકર જતો નથી તે તે વાત કબુલ કરે છે અને તેનો અટકાવ કરવાને પોતાની અશકિત જાહેર કરે છે.

" ડાકટર ભાઉ દાજી કહે છે કે 'સ્ત્રીઓ સાથે મહારાજો જે 'ચાલ ચલાવે છે તે વીષે મારો વિચાર ઘણો હલકો છે.' ચાંદીના દરદને વાસ્તે વાદી સિવાય બીજા ત્રણ મહારાજોનું ઓસડ મેં કીધું છે. જીવણજી મહારાજને એક વખત મેં પોતે વ્યભીચાર વીષે ઠપકો આપ્યો છે. 'જીવણજીએ કહ્યું કે બીજા મહારાજોનો વ્યભીચાર અટકાવવાને મારામાં શકિત નથી.'

" લખમીદાસ ખીમજી કહે છે કે વ્યભીચાર સંબંધી મહારાજોની 'આબરૂ ઘણી હલકી છે. તેઓની આબરૂ નઠારી છે તે મારી સમજ 'પ્રમાણે વ્યાજબી છે. મેં પોતે દશ, બાર અથવા પંદર મહારાજોના 'વ્યભીચાર તથા દુરાચાર દીઠા છે. વાદીએ પોતે મારી પાસે આઠ 'દશ મહારાજનાં નામ લઈને તેઓના દુરાચાર તથા વ્યભીચારની વાત 'કહી સંભળાવી છે. વાદી બોલ્યો કે તેઓ વ્યભીચાર કરે છે. મેં તે

'વીષે ઘણાઓને સમજાવ્યા. અને એક મહારાજ સિવાય બીજા સર્વે 'મહારાજોએ તે ચાલ છોડી દેવનું કબુલ કીધું.' એક બીજી વાતમાં 'વાદીએ સાક્ષીને કહ્યું 'મારો અંત લ્યો માં, તમો પુરૂષો પાસેથી મને 'શું પેદાશ મળે છે, મારી મુખ્ય પેદાશ બાયડીઓથી થાય છે. અમારી 'પેદાશ વધારવાને તમે જો કાંઈ ઉપાય કરો તો અમે એ ચાલ છોડી 'દઈએ' સને ૧૮૫૫ માં ભાટીઆનું મહાજન મળ્યું હતું અને તે 'પછી વ્યભીચાર સંબંધી જીવણજી મહારાજ સાથે અમારે વાત થઈ 'હતી. ડાકટર ભાઉ દાજીએ મહારાજને કહ્યું કે 'તમારી ચાલ સુધારો. નીશાળો કહાડો, મહારાજો વ્યભીચારના છંદમાં પડેલા છે તેનો અટકાવ કરવાને કાંઈ બંદોબસ્ત કરો ત્યારે જીવણજીએ કહ્યું કે બીજા મહારાજો મારૂં સંભળશે નહીં, એ વીષે બંદોબસ્ત થવો મુશ્કેલ છે કેમકે મહારાજોની મુખ્ય પેદાશ બાયડીઓથી થાય છે;

મી૦ મંગળદાસ નથુભાઈ એજ પ્રસંગ વીષે કહે છે કે 'મહા-'રાજોની હાલની ચાલ વીશે જીવણજીએ ઘણી દીલગીરી જણાવી અને 'કહ્યું કે મહારાજોની સઘળી પેદાશ બાયડીઓથી થાય છે અને એ '(વ્યભીચારનું) છંદ તેઓ છોડી દે એ ઘણું મુશ્કેલ છે.

"એ બાબત ઘણીજ સારી આબરૂ અને મોટા ભરોસાવાળા સાક્ષીઓએ સાહેદી આપી છે તેની મતલબ આવી છે. એ સાહેદી ઉલટપાલટ વખતે બીલકુલ લુલી પડી નથી. એ સાહેદી વિશે સામે-વાળાઓએ શું રદીઓ આપ્યો છે? આ ખરી, તરેહ તરેહની, અને એક મળતી જે જથાબંધ સાહેદી પડી છે તેની વિરૂધ્ધ વાદીની તર-ફથી શું કેહેવામાં આવ્યું છે? નનો ભણવા સિવાય બીજું કાંઈ પણ કેહેવામાં આવ્યું નથી; વાદી અને તેના સાક્ષીઓએ ફક્ત એટલુંજ કહ્યું કે વાતની અમને મુદ્દલ ખબર નથી તથા તે અમે માનતાજ નથી.

"એ વીશે વાદીની પોતાની સાહેદી કેવી છે તે જુઓ. લખમી દાસ ખીમજી સાથ તેને જે વાત થઈ હતી તે નામુકરર જાય છે, અને મહારાજાના વ્યભીચારની સાધારણ વાત વીશે કહે છે કે 'બીજા 'કોઈ મહારાજો વ્યભીચાર કરે છે કે નહીં તે હું જાણતો નથી તેઓને 'મેં બાયડીઓની સાથે ખરાબ ચાલ ચલાવતાં કદી દીઠા નથી. છ.પામાં 'લખ્યા પ્રમાણે તેઓ અનીતિવાન છે. હું તેઓને નીરઅપરાધી સમજું 'છું. અને જો અપરાધી હોય તો તેઓ શાસ્ત્રથી ઉલટા ચાલે છે.

"પ્રતીવાદીનો પુરાવો રદ કરવાને જે સાક્ષીઓ આવ્યા તે તો એનાથી બી વધ્યા. તેઓએ જણાવ્યું કે અમે આ કોર્ટમાં આવ્યા તેની થોડા મહીના અગાઉ મહારાજોની નીતિ તથા પવિત્રાઈની વિરૂધ્ધ કાંઈ સાંભલ્યુંજ નહીં હતું. કેટલાક બોલ્યા કે મુંબઇના છાપામાં તેઓએ સાંભળ્યું તથા આ ફરીયાદી ચાલી ત્યાં સુધી એટલુંજ નહીં પણ આ 'કોર્ટમાં આવ્યા અને બારીસ્ટરે પુછ્યું ત્યાં સુધી મહારાજોની નીતિની વિરૂધ્ધ કાંઇ સાંભળ્યુંજ નહીં હતું. આ તો બેહદ થયું, આવુંજ ફકત સમજીએ કે લોકો પોતાના ગુરૂની વિરૂધ્ધ કાંઈ પણ વાત જોવી નહીં, સાંભળવી નહીં, અથવા માનવી નહીં એવો હઠ પકડી બેઠા હોય એ કલ્પના સિવાય તેમના બોલવા ઉપર કાંઈ પણ ભરોસો આવી શકતો નથી અને ભુખણદાસ કીશોરદાસ, હરગોવનદાસ મુલચંદ તથા નરોત્તમદાસ હરીભાઇ તથા તેના જેવા બીજાઓ પેઠે તે એવું માનતા હતા કે 'મહારાજ માઠું કામ અથવા પાપ કરેજ નહીં, તેને મહારાજની વિરૂધ્ધ કાંઈ પણ વાત સાભળીએ તો તે અમે માનીએજ નહીં.'

"એ ઉપરથી ન્યાય શાસ્ત્રમાં સાહેદી તપાસવાનું તથા એને લગતા સઉથી જાણીતા કાયદા આ મુકદમાને લગાડીએ તો એવું માલુમ પડે છે અને તે ઉપરથી ફકત એટલોજ સાર નીકળે છે કે ઘણાખરા મહારાજો લાઇબિલની બીનામાં તથા સાતમી 'પ્લી' માં જણાવ્યા પ્રમાણે અનીતિ કરતા હતા, અને તેઓના વ્યભીચારની વાત ઘણીજ પ્રસીધ્ધ હતી.

**(૪) વાદી (જદુનાથજી મહારાજે) પોતે કીધેલા વ્યભીચાર વીષે પડેલી સાહેદી**—આ વીશે પ્રતીવાદીનો પુરાવો રદ કરવાને વાદી સિવાય બીજા કોઈની સાહેદી પડી નથી, તેટલા વાસ્તે પ્રતીવાદીએ જે કાંઈ પુરાવો આપ્યો છે તે રદ કરીને વાદીની સાહેદી કબુલ રાખવાને એક મુખ્ય વાત એવી લેવી જોઇએ કે તેથી તેની સચ્ચાઈની પરીક્ષા થાય; એ મુખ્ય વાત મળી આવે છે અને તેની પરીક્ષા કાંઈ પણ સંદેહ વગર થઈ શકે છે. અને તે મુખ્ય વાત વાદી સાફ નાકબુલ ગયો છે. સને ૧૮૬૦ માં લાઇબિલની બીના છપાઈ તેની થોડા દીવસ અગાઉ તથા થોડા એક દીવસ પછી વાદીને ચાંદીનો આજાર થયો હતો એવું પ્રતીવાદીઓના સાક્ષીઓએ જણાવ્યું છે અને બીજી તરફથી વાદી સાફ નાકબુલ ગયો છે. વળી એક તરફ જણાવવામાં આવ્યું છે કે અગાઉ પણ તેને ચાંદીનું દરદ થયું હતું અને તે દરદ મટાડવાને તેણે કફીત ઉપાય કામે લગાડયો હતો. એ વાત તેણે કબુલ કીધી હતી.

(એ દરદનાં એવા ઈલાજ યુરોપની ફોજદારી કોર્ટોમાં પણ ઘણીવાર સાંભળવામાં આવ્યા છે.) બીજી તરફથી એ દરદની વાત વાદી પોતે સાફ નાકબુલ જાય છે

'હવે આ વીષે કેવી સાહેદી પડી છે? લખમીદાસ ખીમજી કહે છે કે વાદીએ મને કહ્યું કે તમે ડાકટર ભાઉ દાજીને મારી પાસે લાવો; મને સાત આઠ દિવસ થયાં ચાંદીનું દરદ થયું છે. વાદીએ તેની આગળ 'કહ્યું કે 'મુંબઈમાં ખરાબ સ્ત્રીની સાથે સંગ કીધાથી એ દરદ મને 'થયું છે, અને મને જ્યારે અગાઉ એ દરદ થયું હતું ત્યારે, ચોખી 'બૈરી સાથે સંગ કર્યાથી તે મટી ગયું હતું. શાસ્ત્રમાં એ વીષે કાંઇ 'બાધ નથી, તોપણ તે અજમાસ ફરીથી કરવાને હું ખુશી નથી; 'કેમકે એ રીતે સંગ કીધાથી તે બાયડીનેબી દરદ લાગ્યું હતું.' એ 'દરદને લગતી લખમીદાસ ખીમજી એટલી વાત જણાવે છે.

"વાદી પોતાની મુખજુબાનીમાં જણાવે છે કે 'લખમીદાસ ખીમ- 'જીની સુચના ઉપરથી મેં ડાકટર ભાઉ દાજીને બોલાવ્યો હતો; પણ 'છોકરીઓની નીશાળ બાબત બંદોબસ્ત કરવાને બોલાવ્યો હતો. વાદી સાફ જણાવે છે કે મેં લખમીદાસને ચાંદીનું કહ્યું નહી હતું અથવા ચાંદીને વીષે લખમીદાસ સાથે મારે કાંઇબી વાત થઇ નથી અથવા મુંબઇમાં કોઇ ખરાબ સ્ત્રી સાથે સંગ કરવાની વાત મેં કીધીજ નથી અથવા એ દરદ મટાડવાને વાસ્તે અગાઉ કોઈ ચોખી સ્ત્રી સાથે સંગ કરવાની વાત પણ મેં કીધી નથી.

"એ ઉપરથી ડાકટર ભાઉ દાજીની સાહેદી પડી છે. દશ બાર વરસ થયાં મુંબઈમાં જેટલા મહારાજોએ આવ જાવ કીધી છે તે સઘળા મહારાજોએ ડાકટર ભાઉ પાસેથી દવા લીધી છે, અને વાદી સિવાય બીજા ત્રણ મહારાજોને એ ડાકટરે ચાંદીની દવા આપી છે. ડાકટર ભાઉ 'કહે છે કે 'સને ૧૮૬૦ માં આશરે ૨૦ મી સપ્ટેંબરે લખમીદાસ ખીમજી 'તથા વીશ્વનાથ નારાયણ મંડળીક સાથે હું વાદીને ઘેર ગયો. એ બે 'ગૃહસ્થો ઉઠી ગયા પછી વાદીએ મને કહ્યું કે મને ચાંદી થઈ છે, 'અને તે ગરમીને લીધે થઇ હોય એમ તેણે મને જણાવ્યું એ વીષેની 'પુરી હકીકત હું તમને પછી કહેવડાવીશ. બીજે દહાડે સવારના તેના 'સેક્રેટરી ગોરધનદાસની સાથે બધી હકીકત કહેવડાવી. ગોરધનદાસે કહ્યું 'કે મહારાજને ચાંદીનું દરદ થયું છે; મેં કહ્યું તેનું ઓસડ કર્યાની 'આગમજ મારે તે ચાંદી જોવી જોઈએ. તેણે મારી પાસે દવા માગી.

'મેં ફક્ત તેને મલમ લખી આપ્યો' ઉલટ પાલટ તપાસમાં ડાકટર
'ભાઉ કહે છે કે 'વાદીએ મને કહ્યું કે ચાંદીમાંથી પરૂ નીકળે છે, હું
'ખાત્રીથી કહી શકું છું કે તેણે 'ચાંદી—બોલ વાપર્યો હતો ચાંદીનો
'અર્થ ટાંકીનો મરજ સિવાય બીજો થાય છે. ટાંકીનાં દરદને માટે એ
'શબ્દ સાધારણ છે. અમસ્તો ફોલ્લો થયો હોય તેને ચાંદી કેહેતા નથી.'

"આના જવાબમાં વાદી કહે છે કે જ્યારે મેં ડાકટર ભાઉ દાજીની સાથે દરદ સંબંધી વાત કીધી ત્યારે મેં તેને કહ્યું કે ગરમાને લીધે મને ખુજલી થયેલી છે. આ વાત ડાકટર ભાઉ દાજીના કહેવાને મળતી આવે છે. વળી વાદી આ વાતબી કબુલ કરે છે કે તેની ઇંદ્રિ ઉપર ચાઠું પડયું હતું; પણ એ ચાઠું ચાંદીનું હતું એ વાત નામુકકર જાય છે, અને કહે છે કે ચાંદી શબ્દ 'મેં કદી વાપર્યો નથી. મેં 'ફક્ત ચાઠાંનો શબ્દ વાપર્યો હતો' તે વળી કહે છે કે 'મેં ડાકટર ભાઉ દાજીને એમ નહીં કહ્યું હતું કે વળતે દહાડે હું મારા માણસ સાથે તમને
'દરદની હકીકત કેહવડાવીશ.' આટલું કબુલ કરે છે કે 'વળતે દીને
'મેં ડાકટર ભાઉની પાસે ગોરધનદાસને મોકલ્યો હતો. પણ એક હાથની
'લખેલી ચોપડી લેવાને મેં તેને મોકલ્યો હતો, મેં ગોરધનદાસને કહ્યું
'હતું કે ડાકટર જે દવા આપે તે લેતા આવજો અને ચોપડી પણ
'પાછી લેતા આવજો. ગોરધનદાસ ઓસડનું કાગળ પાછું લાવ્યો.'

"હવે ડાકટર ભાઉ ખાત્રીથી જણાવે છે કે વાદીએ ચાંદી શબ્દ વાપર્યો અને વાદી પણ ખાત્રીથી જણાવે છે કે મેં તે શબ્દ વાપર્યો નથી એ વાતનો વીચાર ઘડીભર દુર કરીએ, તો પણ બીજી એક અગત્યની વાત વાદી નામુકકર જાય છે, અને તે એ કે મેં મારા દરદની હકીકત ડાકટર ભાઉને કહેવાને ગોરધનદાસને તેની પાસે મોકલ્યો નહીં હતો અને મોકલવાને જણાવ્યુંબી નહીં હતું. આ વાતનો સંદેહ દુર કરવાને ગોરધનદાસની જરૂર હતી. તેને શું સાહેદી દાખલ વાદીએ બોલાવ્યો? ના, નહીં બોલાવ્યો. તેનું કાંઈ પણ કારણ વાદીની તરફથી જણાવવામાં આવ્યું? ના ત્યારે એ ઉપરથી ખરૂં અનુમાન શું નીકળી શકે છે? તે કદાચ જો આવ્યો હોત તો ઉલટપાલટમાં તેને જણાવવાની ફરજ પડત કે દરદની હકીકત કહેવાને માટે ડાકટર ભાઉ દાજી પાસે મને વાદીએ મોકલ્યો હતો અને તે દરદની હકીકત ડાકટર ભાઉ દાજીએ જણાવી તેવીજ હતી.

"આ વાત આશરે ૨૦ મી સપ્ટેમ્બરે બની હતી. ત્યારપછી આશરે ત્રણ મહીને એટલે સને ૧૮૬૦ ના ડીસેંબરમાં વાદીએ ડાકટર ધીરજરામ દલપતરામને બોલાવ્યો. આ સાક્ષી (ડાકટર ધીરજરામ) કહે છે કે 'વાદીએ મને પોતાનાં દરદની હકીકત કહી. મેં તે ભાઈ મારી 'નજરે તપાસ્યો, વાદીને ઈંદ્રીના ફુલ ઉપર ચાંદી પડી હતી. વાદીએ 'દરદની જે હકીકત કહી હતી તે હકીકત મેં નજરે તપાસ કીધી તેની 'સાથે મળતી આવી. મેં પોતે ૭ સાત વખત એ ભાગને મારી નજરે 'તપાસી જોયો હતો. મેં એક મહીના સુધી તેની દવા કીધી હતી. એ 'દરદ ઉપર ચોપડવાને માટે બ્લેકવોશનું ઓસડ આપ્યું હતું, અને પેટમાં 'ખાવાને માટે વાદીને મેં પારાની ગોળી આપી હતી. તે ગોળી જ્યાંસુધી 'તેને મ્હોડું આવ્યું ત્યાંસુધી આપી. એક મહીનામાં ચાંદી રૂઝાઇ ગઈ. 'તેણે મને કહ્યું કે એક ખરાબ સ્ત્રી સાથે સંભોગ કીધાથી ત્રણ મહીના 'ઉપર મને એજ દરદ થઈ આવ્યું હતું. ઘણાં મરચાં ખાધાથી અથવા 'ગરમીથી એ દરદ થયું હોય એવું તેણે મને કહ્યું નથી, એ હું ખાત્રીથી 'કહું છું. હું તેની દવા કરવા જતો હતો તેવામાં એક દહાડે તેણે મને 'પુછયું કે કોઈ તાજી સ્ત્રી સાથે સંભોગ કીધાથી આ દરદ જાય કે નહીં? 'મેં કહ્યું કે ના. ત્યારે તેણે કહ્યું કે મેં એ વખત વાણીઆના બે જુવાન 'છોકરી સાથે એ વાતની અજમાયશ કરી હતી. પેહેલી અજમાયશમાં મને 'દરદ મટી ગયું; પણ બીજી અજમાયશમાં મટયું નહીં. કેમકે બીજી 'વેળાએ હું ઘણો નબળો થઈ ગયો હતો. તે બોલ્યો કે આ અજમાયશ મેં સુરતમાં કરી હતી.

"ડાકટર ધીરજરામની આવી મજબુત સાહેદી પડી છે. હવે વાદી 'તેના જવાબમાં શું કહે છે તે જુઓ. 'મેં ડાકટર ધીરજરામની સલાહ 'લીધી અને જે દવા તેણે લખી આપી તે મેં લીધી. મેં મારી હકીકત 'તેને કહી, તે હકીકત જેવી ડાકટર ભાઉ દાજીને કહી હતી તેવીજ તેને 'કહી. તે દરદ પાછું ઉપડી આવ્યું હતું. ડાકટર ભાઉ દાજી જ્યારે આવ્યો 'ત્યારે જે જાતનું દરદ હતું તેવુંજ દરદ પાછળથી પણ થયું હતું. મેં કહ્યું કે મેં ગરમ દવા ખાધી છે તેને લીધે તથા ખુજલીને લીધે એ દરદ મને થયું છે. એમ નહીં કહ્યું કે મને 'ચાંદી થઈ છે. તેણે (ડાકટર ધીરજરામે) મારી ઇંદ્રી તપાસી નથી. કોઇ પણ ખરાબ સ્ત્રી સાથે મેં કોઇ દહાડે સંગ કીધો નથી. હું તે કેમ કરૂં? એ કામ હમારા ધર્મથી ઉલટું છે. મેં કોઈ સ્ત્રી સાથે સંગ કીધો છે એવું મેં તેને કહ્યુંજ નથી

'અથવા કોઈ ચોખી બાયડી સાથે સંગ કીધાથી ચાંદી મટી જાય કે
'નહી એવું મેં તેને પુછયું પણ નથી, મેં બે વખત અજમાયશ કરી જોઈ, અને બીજા વખતની અજમાયશ પાર ન પડી. એવું પણ મેં કહ્યું નથી.'

'જે દવા વાદીએ લીધી તેની અસર તેના શરીર ઉપર જે થઈ
'તે વીષે તે કહે છે કે 'તેણે મને કેટલાંક પડીકાં આપ્યાં તે પાણી
'સાથે મેળવ્યાં તેથી રંગ કાળો થઈ ગયો. આ કાળું પાણી મેં વાપર્યું
'એને વાસ્તે ચુનાનું પાણી મેં મારે ઘેર તૈયાર કીધું હતું. મેં તેની
'અંદર પડીકું નાખ્યું તેથી તે કાળું થઇ ગયું અને પછી તે મેં
'લગાડયું. મેં પાંચ છ ગોળી ખાધી. ચાર પાંચ દહાડા સુધી એ ગોળી
'ખાધા પછી મારૂં ગળું દુખવા લાગ્યું તેથી એ ગોળી મેં ખાવી
'છોડી દીધી. ગળામાં દરદ થયું તેથી મેં દરરોજ એ ગોળી ખાવી
'બંધ કીધી. જયારે ગળું સુજી આવ્યું ત્યારે ટંકણખારનું પાણી મને
'કોગળા કરવાને આપ્યું. મારાં પેઢાં દુખવાં લાગ્યાં ત્યાર પછી ચાઠું
'રૂઝાઈ ગયું.'

'હવે આ મુખજુબાનીનું પરીણામ કેવું ગણવું જોઇએ! વાદી પોતે કબુલ કરે છે કે મ્હોડું આવ્યું ત્યાંસુધી મને પારાની દવા આપી
'હતી. મ્હોડું આવ્યા પછી થોડે વખતે ચાઠું રૂઝાઈ ગયું અને તે
'ચાઠું ઇંદ્રીના ફુલ ઉપર થયલું હતું એ બધી વાત છતાં વાદી કહે
'છે કે તે ચાંદી નહીં હતી, ઇંદ્રીના ફુલ ઉપર ચાઠું, વળી તેના ઉપર
'પારાની દવા, વળી એક ડાકટરે છ સાત વખત તપાસ્યા પછી જણાવે
'છે કે તે ચાંદીજ હતી. એવી સાહેદી એક બાજુએ પડી છે વાદી
'એકલોજ કહે છે કે મને ચાંદી નહી હતી, અને તેમ કહેવામાં તેને
'મોટો ફાયદો છે. કારણ કે વાત તેના જીવ ઉપર આવેલી છે.
'હશે જે કોઈ શખ્સોને સાક્ષીની તોલ કરવાની ટેવ હોય તેમના મનને
'ફકત ઉપર જણાવેલી બીનાથી કાંઈ પણ સંદેહ રહે નહીં, કે સચાઈ
'કોની તરફ છે, પણ એ વાત એટલેજ અટકતી નથી. વાદીની જુબાની
'વખતે તેના પોતાના મ્હોડામાંથી નીકળી ગયું કે આ મુકદમાની તપાસ
'ચાલતી હતી તેવામાં ત્રણ (બીજા) ડાકટરો પાસે તેણે પોતાની
'ઈંદ્રીની બારીક અને માઈક્રોસકોપ યંત્રથી તપાસ કરાવી હતી, અને
'એવું છતાં એ મધ્યેના એક પણ ડાકટરને સાહેદી આપવા માટે બોલા-
'વ્યા નહીં, આવી વાત ઉપર ઘણી ટીકા કરવી નકામી છે. ઉપરની બીના

'બધી શક ભરેલી હોય તો પણ આ પાછળની વાતથી તે વાદીની વીરૂધ ગયા વગર રહેજ નહિં; પણ ઉપલી વાતમાં પણ કાંઈ શક રહ્યો નથી. 'ત્યારે પાછલી વાતના ટેકાથી બીજો કાંઈ પણ સાર નીકળી શકવાનો નથી, પણ એટલોજ કે સને ૧૮૬૦ ના સપ્ટેંબર તથા ડીસેમ્બર મહીનામા વાદીને ચાંદીનું દરદ થયું હતું.

"ઉપર જણાવેલું ખાત્રી ભરેલું અનુમાન ઘણુંજ અગત્યનું છે અને તે ઉપરથી માલુમ પડે છે કે વાદીની મુખજુબાનો ઉપર કેટલો વીશ્વાસ રાખવો અને તેને કેટલું વજન આપવું. ભરોસાદાર જુબાની નામુકરર ગયાથી વાદીએ ફકત એકજ વખત જાણી જોઇને "પરજરી" એટલે ખોટા સોગન ખાવાનો અન્યાય કીધો છે એ·લુંજ નહીં પણ જે જે ઠેકાણે તે એટલો ભરોસાદાર મુખજુબાનીની વીરૂધ્ધ ગયો છે, તે બધી વાતમાં અને બધે પ્રસંગે તેની મુખજુબાની કોડીના વજનની થઈ પડે છે એ વાત એટલેજ અટકતી નથી. સને ૧૮૬૦ માં વાદીને ચાંદી એ વખત થઈ હતી, તે વીષે મને કાંઈ પણ શક રહ્યો નથી. જે ખોખાની ઉપર તેણે પોતાની આખી મુખજુબાનીનો પાયો રચ્યો છે તે ખોખું એકદમ તુટી પડે છે, અને તેની રચના લુચ્ચાઈથી તથા જુઠાઇથી કીધી છે એવું સાફ માલુમ પડે છે.

'વાદીની મુખજુબાનીની તપાસ ઘણો વખત સુધી ચાલી હતી તે સઘળા વખતમાં વાદીએ પોતારૂપી પવિત્રાઈ તથા વગર ડાગ લાગેલી ચોખ્ખાઈનું મોટી કળા અને સાવચેતીથી ડોળ ઘાલ્યું હતુ. જ્યારે તેને પુછવામાં આવ્યું કે તમે બેટ મધ્યે જુવાન સ્ત્રીની છાતી સાથે રમત કીધી હતી કે નહીં. ત્યારે તેણે જવાબ આપ્યો કે અરે હું કેમ કરૂં; જ્યારે હું બધી બાયડીઓને મારાં બચ્ચાં પ્રમાણે ગણું છું ત્યારે તેની છાતી ઉપર હાથ કેમ નાખું?' વળી જ્યારે તેને પુછવામાં આવ્યું કે 'મુંબઈમાં કોઈ સ્ત્રીની સાથે તમે ઇશકમાં પડયા હતા કે નહીં ત્યારે તેણે જવાબ આપ્યો કે 'બધી સ્ત્રીઓને હું મારા બચ્ચાં પ્રમાણે ગણું છું' વળી તેણે કહ્યું કે 'અમારા ધર્મમાં વ્યભીચારની મના હોવા છતાં 'શું કાળાભાઇને હું એમ કહું કે વ્યભીચારમાં બાધ નથી? મારા આખા 'જન્મારામાં વ્યભીચાર કીધો નથી તથા વ્યભીચારનો મને અનુભવ નથી 'ત્યારે વ્યભીચારથી તન્દુરસ્તીમાં સુધારો થાય એવી નવી વાત મારા મન'માંથી કેવી રીતે ઉત્પન્ન કરૂં? વ્યભીચારને હું ધીકકારૂં છું અમા'રામાં વ્યભીચારની બીલકુલ મના છે, પોતાની સ્ત્રી સાથે સંગ કરવે

'બ્યાજબી છે; પનુ કોઇપણ બાયડી સાથે અથવા કસબણુ સાથે ગેરવ્યાજબી 'છે એવું અમારામાં કહેલું છે.' મેં તેને સવાલ પૂછ્યો કે કોઇબી 'ખરાબ સ્ત્રી સાથે તમે સંગ કીધો છે કે નહિં? તે વાતની ના પાડતી વેળાએ તે બોલ્યો કે હું તે કેમ કરી શકું? એ કામ મારા 'ધર્મથી ઉલટું છે'

"ઘણીજ ખુલ્લી અને વગર શકની સાહેદી ઉપરથી મારી ખાત્રી થયલી છે કે લાઈબલની બીના છપાઈ તેજ વખતમાં આ માણુસને (એટલે વાદીને) ખરાબ સ્ત્રી સાથે સંગત કીધાથી ચાંદીનુ દરદ થયું હતું, આવી મારી ખાત્રી થયાથી વારે ઘડીએ પવિત્રાઈ વીષેના જવાબ તેણે આપ્યા છે તે કઠણુ દીલવાળા લુચ્ચા માણુસના જવાબ હોય એમ ગણવાની મને ફરજ પડી છે.

"સને ૧૮૬૦માં વાદીએ ચાંદીનું ઓસડ લીધું હતું તે ઉપરથી મને અનુમાન બાંધવાની જે ફરજ પડી છે, તે સિવાય એક બીજી અગત્યની વાત તેણે પોતાની મુખજુબાનીમાં જણાવી છે, અને તે હું મુદલ માની શકતો નથી: તે વાત એ કે વાદીએ તથા તેના ખવાસે સોગન ખાઇને ખાત્રીથી કહ્યું કે ચાર વરસ સુધી વાદી પોતાની સ્ત્રી વગર હતો અને તે મધ્યેના બે વરસ જાત્રામાં તેણે કહાડયા એ વખત વાદી પોતાની ભર જુવાનિમાં હોવા છતાં કોઈ પણ પ્રસંગે કોઈ પણ જાતની સ્ત્રી સાથે તેણે સંગ કીધો નહોતો; આ વાત દેખીતીજ એવી છે કે બનેજ નહી. એક જુવાન હીંદુ મહારાજ સન્યાસી નહીં પણ પુષ્ટીમાર્ગ એટલે મોજીલા પંથનો ધર્મગુરૂ તે પંથમાં કામણગારા કાનની પેઠે પુજાય– રાસલીલાનો સાગર ગણાય—તે શખ્સ પોતાની ભર જુવાનીના જોશમાં ચાર વરસ કોઈ પણ બાયડી સાથે સંગ કર્યા વગર રહે એ વાત માન્યામાંજ આવતી નથી. ઈન્સાફની અદાલતમાં આવી માનવામાં નહીં આવે એવી વાત થોડાજ સાક્ષીઓએ પોતાના મનલાંથી ઉપજાવી કહાડી હશે; પણ જયારે આપણે જોઇએ છીએ કે આ ચોખ્ખાઈનું ડોળ ઘાલનાર શખ્સ પુખ્ત ઉમરમાં, પોતાના દુશ્મનોના શહેરમાં અને પોતાની બાયડી છોકરાંઓ સાથે રહેવા છતાં પોતાના કામરૂપી વીકાર સમાવી શકયો નહીં, અને ચાંદી જેવું દરદ લઈને પણ વ્યભીચારની મોજ કીધી ત્યારે આ આયનાના જેવી દેખીતી જુઠાઈ શું કોઇ પણ વાતથી ઢંકાઈ શકાશે? એવું કહેવામાં આવ્યું કે વાદીને સંગ કરવાને ચોખ્ખી સ્ત્રીઓ જયારે મળતી હોય ત્યારે તે ખરાબ સ્ત્રીઓ સાથે સંગ કરવા જાયજ નહીં. આ

તકરારમાં કાંઇ પણ વજન નથી. જે લોકોમાં ઘણી સ્ત્રીઓ પરણવાનો ચાલ છે તે લોકોમાં ઘણી રાંડો પણ રાખવાનો ચાલ હોય છે; અને જે લોકો થોડા સંભોગની જરૂર સમજે છે અને તેથી કંટાળી પણ જાય છે તે લોકો વેશ્યા અથવા વ્યભીચારી સ્ત્રીઓને મુદલ આશરો આપતા નથી એ વાત દુનીઆની અને ઈતીહાસની માહીતગારી ધરાવનારા શખ્સો સારી પેઠે જાણે છે.

"ઉપર જણાવેલા કારણોને લીધે વાદીના સોગનને હું કાંઈ વજન આપી શકતો નથી; કેમકે તેની વીરૂદ્ધ ભરોસાદાર સાક્ષીઓની સાહેદી પડી છે

હવે વાદીએ પોતે વ્યભીચાર કીધો છે તે સાબેત કરવાને જે સાક્ષીઓએ સાહેદી પુરી છે તે સાક્ષીઓ ભરોસાદાર છે કે નહીં? મારો અભીપ્રાય એવો છે કે તેઓની ઉપર પુરેપુરો ભરોસો રહી શકે છે એ સાક્ષીઓનાં નામ લખમીદાસ ખીમજી અને પેલા બે જુવાન છોકરા કાળાભાઈ લલુભાઈ તથા ચત્રભુજ વાલજી. લખમીદાસ ખીમજીના બોલવા ઉપર કોઈ પણ રીતે શક ઉપજે એવું છંજ નહીં. તે ગંભીર, આબરૂદાર અને ચંચળ પુરૂષ છે, પોતાની ન્યાતનો મોટો શેઠીઓ છે, પોતાના પંથ મધ્યેની અનીતિ કહાડી તે ચોખ્ખા કરવાને આતુર દેખાય છે. અને તેણે જે સાહેદી આપી છે તે આસ્તે રહીને, ધીરજથી સાધી રીતે અને સઉ કોઈની ખાત્રી થાય તેમ આપી છે; તથા ઘણો વખત સુધી અને ઘણીજ બારીકીથી તેની ઉલટ પાલટ તપાસ કીધી તેમાં તે મુદલ ગભરાયો નથી અને પોતાની આગલી વાતની વીરૂધ્ધ એક બોલ પણ બોલ્યો નથી. જુવાન કાયસ્થ કાળાભાઇ લલ્લુભાઈ તે સદર અદાલતના શીરસ્તેદારનો છોકરો થાય તેણે ઘણીજ ચંચળાઈથી, ખુલ્લા દીલથી, બનાવટ વગર સ્વાભાવીક રીતે સાહેદી પુરી છે જેથી એવીજ ખાત્રી થાય છે કે તે જે કાંઈ બોલતો હતો તે સાચુંજ બોલતો હતો. જુવાન ભાટીઓ ચત્રભૂજ જરા ઓછો ચંચળ દેખાતો હતો તેણે પણ પોતાની સાહેદી ધીરજથી અને સફાઈથી આપી છે, અને કોઇ પણ રીતે તે લથડયો નથી.

"એવું જણાવવામાં આવ્યું છે કે એ બે જુવાન છોકરાઓની સાહેદી ઉપર ભરોસો રખાય નહી, શા માટે કે બેઉ જણ પ્રતીવાદીના ઘણા મિત્ર લાગે, તથા એક જણ એલફીન્સ્ટન ઈન્સ્ટીટ્યુશનમાં કેટલીક વાર સુધી પ્રતીવાદીના હાથ નીચે શીખતો હતો અને બીજો ડાકટર ધીરજરામનો ભત્રીજો લાગે. અગર જો એ સાક્ષીઓએ પોતાની વાતમાં

ગુંચવાડો કરી નાખ્યો હોત, અથવા પોતાની વાતને ખરી દેખાડવાને માટે રોગાન માર્યું હોત, અથવા તેઓ ઉલટ પાલટ તપાસમાં લથડયા હોત અથવા તેઓ જો ગભરાએલા માલુમ પડયા હોત, અથવા વાત કહેવામાં અચકાયા હોત અથવા તેઓએ પક્ષ ખેંચવાની ઉલટ દેખાડી હોત, તો એ સુચના વજન આપવા જેવી છે એવું મને લાગત; પણ એવી વેળાએ પણ વાજબીની રાહે એવું કહેવાને બની આવત કે આવા મુકદમામાં પ્રતીવાદીની મિત્રતાને ખાતર અને પોતાના પંથમાં સુધારો કરવાની અતીશય ઉલટને ખાતર બીજા કાંઇ પણ સબબ સિવાય કોઇ પણ શખ્સ પોતાની નાત જાતનો ધીકકાર પોતાને માથે ખેંચી કોર્ટમાં આવી ઉઘાડી રીતે મહારાજની અનીતિ વીષે બોલેજ નહી પણ આ બે જુવાન શખ્સોએ જે રીતે પોતાની જુબાની આપી છે તે રીત ધ્યાનમાં લેતાં એક જણ ધીરજરામનો સગો લાગે અને બેઉ જણ પ્રતીવાદીના મિત્ર થાય તેથી તેઓએ જે વાત કહી તે નહીં માનવાનું કોઈ પણ કારણ મળતું નથી. અને તે સાહેદીની વીરૂધ વાદી સિવાય બીજું કોઈ બોલ્યુંજ નથી. પણ વાદીની સાહેદી ઉપર જણાવેલાં ઘણાંએક કારણોને લીધે કોડીના વજનની પણ નથી.

"કાલાભાઇ લલુભાઇને વાદીની સાથે ઘણો બનાવ હતો તે પોતાની નજરે જોએલી બે વાત જણાવે છે. એક સુરતની અને બીજી મુંબઈની અને તે ઉપરથી વાદીએ વાણીઆની બે જુવાન સ્ત્રીઓ સાથે વ્યભીચાર કીધો તે વીષે કાંઇ પણ શક રહેતો નથી. પહેલી વાત સુરતમાં ત્રણ વરસ ઉપર બની હતી. આ સાક્ષી કાલાભાઈ કહે છે કે વાદીની પાસે હું તથા એક વાણીઓ દીવાનખાનામાં 'હતા એક વાણીઆની ૧૪-૧૫ વરસની જુવાન છોકરી મહારાજની 'દાસી સાથે આવી અમે બેઠા હતા તે દીવાનખાનામાંથી થઇને બાજુના 'ઓરડામાં ગઈ. તે વાણીઓ તરત ઉઠીને ચાલતો થયો' વાદી પણ ઉઠીને જે ઓરડામાં પેલી સ્ત્રી ગઇ ત્યાં ગયો. હું તે વેળાએ તેર વરસની ઉમરનો છોકરો હતો ત્યાર પછી હું પાન સોપારીનું બીડું લેવાને વાસ્તે મહારાજના ઓરડામાં ગયો. હું જેવો તે ઓરડામાં દાખલ થયો તેવો મેં મહારાજને કોચ ઉપર બેઠેલો પેલી જુવાન છોકરીને ચુમી લેતાં તથા કોટી કરતાં દીઠો. મેં તેના દર્શન કીધાં મહારાજ ઉઠયા અને મારો હાથ પકડીને મને બહાર લઈ આવ્યા. તેણે મને પાન સોપારી આપ્યાં પછી હું ચાલતો થયો, અને મહારાજ પાછા અંદર ગયા.

"એ પહેલી વાત. બીજી વાત મુંબઇમાં બની હતી. જુવાન કાલાભાઇને વાદીની સાથે મિત્રાઇ હતી, અને તેની સાથે વાતચીત કીધા ઉપરથી જાણતો હતો કે વાદી સુધરાઈનો ફાંકો રાખતો હતો. કાલાભાઈને શક ઉપજ્યો કે એ સુધરાઈનું ફક્ત ડોળ ઘાલે છે. કાલાભાઈ કહે છે કે 'મેં સાંભળ્યું હતું તે ઉપરથી મેં એક બાયડીને ધ્યાનમાં રાખીને ત્યાં જોઈ. લોકો તેની તરફ આંગળી દેખાડીને કહેતા 'હતા કે આ બાયડીની ઉપર મહારાજ ઈશ્કમાં પડયા છે. હું તે બાય'ડીની પાછળ પાછળ ગયો. તે તે દિવાન ખાનામાંથી થઈને અંદરના ઓરડામાં ગઇ. હું જઇને દીવાનખામાં બેઠો. વાદી ત્યાં હતો જે 'ઓરડામાં તે બાયડી ગઈ તે ઓરડામાં વાદી ગયો. હું જતો રહ્યો 'નહીં. સુમારે અરધો કલાક હું બેસી રહયો. વાદી બહાર આવ્યો. 'તેણે ફકત ધોતીઉં પહેર્યું હતું. હું હસવા લાગ્યો. તેણે મને હસીને 'પુછયું કે તું શા માટે હસે છે! મેં કહ્યું આપ સુધારો તો સારો 'કરો છો! તે હસી પડયો અને કાંઇ બોલ્યો નહીં ત્યારપછી તરત તે 'સ્ત્રી બહાર આવી. તેનો પોશાક ચુંથાયલો હતો. હું તેની સામે જોઇને 'હસ્યો, તે હસીને ચાલતી થઈ તેના પોશાક ઉપરથી હું કહું છું કે 'તે વાણીઆણી હતી તેના પોશાક અને ઘરેણાં ઉપરથી હું કહું છું કે 'તે કોઈ આબરૂવાળા ઘરની સ્ત્રી હતી.'

"કાલાભાઇની સાહેદી આવી પડી છે. એ સાહેદી તેણે ખુલા દીલથી આપી છે અને સ્વાભાવીક રીતે વર્ણવી છે અને તેથી વધારે સારી સાક્ષી આપવી મુશકેલ છે. એ સાહેદી ઉલટ પાલટમાં ઠુલી થઇ નથી. તેમજ વાદી સિવાય કોઈએ રદ પણ કીધી નથી વાસ્તે તે ખરી છે એવું માનવાને કાંઇ મુશકેલ પડતું નથી.

'ચત્રભુજ વાદીને ઘેર ઘણું કરીને જતો હતો. તે પોતાની મુખ જુબાનીમાં જણાવે છે કે તેણે એક ત્રીજી બાયડીને વાદીના સુવાના ઓરડામાં જતાં દીઠી હતી વાદીએ કહ્યું હતું કે હું મારા અનુભવ પરથી કહું છું કે ઘણી સ્ત્રીઓ સાથે સંગ કરવાથી માણસનું કૌવત વધે છે. એ વાત સાથે ચત્રભુજ તથા કાલાભાઈ મળતા આવે છે. એ વાત વાદી નાકબુલ ગયો છે, અને વાદીની તરફથી એવું જણાવવામાં આવ્યું છે કે એવી વાત છોકરાઓ આગળ થાયજ નહીં, પણ હું એમ વિચારતો નથી. આ દેશમાં સોળ સતર વરસના છોકરા તો ઘણું કરીને પરણેલા હોય છે અને એક બાળકના બાપ પણ હોય છે, એટલી ઉમ-

રના છોકરાઓ કોઈ પણ દેશમાં એવી બાબત ઉપર વાત કરે નહી એવું આપણા જાણવામાં આવ્યું નથી. વાદીએ વાતચીત કરવામાં મુખ્ય ભાગ લીધો, અને તે જુવાન પુરૂષોને તકરારના જવાબમાં એ પ્રમાણે કહે એમાં કાંઈ નવાઈ નથી

"હવે લખમીદાસ ખીમજીની સાહેદી વીષે, બેટ મધ્યેની વાદીની અનીતિનું તેણે વર્ણન કીધું છે. એ વાત છેલ્લે વિચારમાં લઈશું. તેની અગાઉ મુંબઈ મધ્યેની વાદીની અનીતિ વીષે જે જણાવ્યું છે તે વીષે હું બોલું છું. મુંબઇમાં વાદીએ સુધારાનું ડોળ ઘાલ્યું હતું. તે પહેલ વહેલું ઘણાખરા લોકોએ જેમ ખરૂં માન્યું તેમ લખમીદાસે પણ ખરૂં માન્યું હતું. સ્ત્રી કેળવણીનો વધારો કરવાને વાસ્તે તે આવ્યો હતો. પુનર્વીવાહની તકરાર કરવાને તે તૈયાર થયો હતો સુરતમાં તેણે છોકરાઓની નીશાળ કહાડીને તેમાં સંસ્કૃત અભ્યાસ કરાવવા માંડયો હતો એ વાત અત્રેના લોકોમાં પ્રસીધ્ધ થઈ હતી અને તે વાતથી વાદીને માન ઘટે છે. એ બધા બનાવોથી લખમીદાસ ખીમજીએ વાદીની અગાઉની અનીતિ વિચારમાં લેવાને બદલે વાદી જેવો મુંબઈ મધ્યે આવ્યો તેવોજ તેણે આ નવા મહારાજ સાથે સારી દોસ્તી કીધી. લખમીદાસ કહે છે કે વાદી મુંબઇમાં આવ્યા પછી બીજે ત્રીજે દહાડે 'હું તેને મળવા ગયો મેં તેની સાથે દોસ્તી કીધી હતી દહાડામાં 'બે ત્રણ વખત હું તેને મળવા જતો હતો. મારે ઘેર તેની પધ-'રામણી કીધી હતી તથા બીજા દોસ્તારોને તેની પધરામણી કરવાની 'મેં ભલામણ કીધી હતી. આ પ્રમાણે મેં એટલા માટે કીધું કે સુધારો 'કરવાને તેણે મને કબુલાત આપી હતી. અને તે સુધારો એકે આ 'અનીતિનો અટકાવ કરવો અને છોકરીઓને ભણવાની છુટ આપવી. 'પાછળથી મને એજ વિચાર બાંધવો પડયો કે તેણે પોતાની આગળની 'અનીતિ છોડી દીધી નથી તે મુંબઇ આવ્યા પછી ત્રણ ચાર મહીના 'સુધી ઠગાયો એક દહાડો હું તેના ઘર આગળ તેની પાસે બેસીને 'વાત કરતો હતો તેવામાં બે બાયડીઓ આવી. એક જણીના હાથમાં 'રૂપાની લોટી હતી અને તેની ઉમર વીસ વરસની હતી બીજી આસરે ચાળીસ વરસની વિધવા હતી તે જુવાન બાયડી કચ્છી ભાટીઆણી 'અને સૌભાગ્યવતી હતી.

"ત્યાર પછી આ સાક્ષી (લખમીદાસ) જણાવે છે કે 'એ જુવાન 'બાયડીને મહારાજની એક દાસી સુવાના ઓરડામાં લઈ ગઈ, અને

'વાદીએ મને ચોપાન્યાં છાપવાનો બંદોબસ્ત જલદીથી કરવાને વાસ્તે છાપખાનામાં જવાનું કહ્યું. હું ઉઠ્યો અને નીચે આવ્યો ત્યારે મારા 'મનમાં સંદેહ પડવાથી પાછો તેજ ઓરડામાં જઈને બેઠો. તે ઠેકાણે વિધવા સ્ત્રી બારણાની આગળ બેઠી હતી તે સિવાય બીજું કોઈ હતું 'નહી. જયાં સુધી તેઓ બહાર નીકળ્યા ત્યાં સુધી હું બેઠો હતો. 'મને જોઇને વાદીનું મ્હોડું ફીકું થઇ ગયું. ત્યાર પછી પેલી જુવાન 'સ્ત્રી બહાર આવી. તેનું મ્હોંડું હસ્તું હતું, ગુલાબી રંગની સાડી 'ચુંથાઈને કરચલી વળી ગઈ હતી, જયારે તે પ્રથમ આવી ત્યારે એ સાડી સારી હાલતમાં હતી. તે બહાર નીકળી ત્યારે તેના હાથમાં 'લોટી નહીં હતી. હું ધારૂં છું કે તે મહારાજને આપી હશે. બેઉ 'સ્ત્રી થોડીવાર રહીને ચાલતી થઈ તે વખતે હું બેસી રહયો, તે વખતે 'એ વીષે કાંઈ વાત કહાડી નહી; પણ સાંજના હું ફરીથી ગયો, મહા- 'રાજ મને અંદરના ઓરડામાં વાત કરવા લઈ ગયો, વાત તેણે શરૂ 'કીધી તે બોલ્યો કે તમે છોકરીઓની નીશાળો કહાડવા વીષે શું બંદો- 'બસ્ત કીધો? મંગળદાસ તથા બીજાઓને કહો અને એક ખરડો તૈયાર કરો મેં કહ્યું કે મહારાજ આ બધો ઢોંગ છે. તમે સુધરાઈનું ડોળ ઘાલો છો. અને છોકરીઓની નીશાળ કહાડવા ઈચ્છો છો; પણ અંદર- 'ખાનેથી આવાં માઠાં કામ અને વ્યભીચાર કરો છો. તેણે એવો જવાબ આપ્યો કે હા, તમને એવો શક ઉપજયો હશે પણ મેં કાંઈ એવું માઠું કામ કીધું નથી. હું તે સ્ત્રીના હાથનું આરોગવા ગયો હતો. મેં 'તેને જવાબ આપ્યો કે તમે તો મને એમ કહ્યું હતું જે બાયડીઓ મને આરોગાવવા આવે છે ત્યારે હું આરોગવા માટે ભીતર(અંદર) 'જતો નથી, અને તમે તે વખત આરોગવાને ભીતર ગયા ત્યારે તે 'વિધવાને બહાર શા માટે બેસાડી? તેનો જવાબ તેણે કાંઈ આપ્યો નહી, અને વાત ઉલટાવી નાખી.

"આ પ્રમાણે વાદીએ મુંબઈમાં રહીને જે અનીતિ કીધી છે તે વીષે પ્રતીવાદીના સાક્ષીઓએ પુરાવો આપ્યો છે. લખમીદાસ ખીમજીએ પંદર વરસ ઉપર બેટ મધ્યે જોયેલી વાત જણાવી તેનો છેલો વિચાર કરવાનું હવે બાકી છે. એ વીષે લખમીદાસ પોતાની મુખજુબાનીમાં 'શું કહે છે તે હું ટાંકું છું. બેટ મધ્યે લખમાંજીનું મંદીર છે. વાદીએ ત્યાં ગુલાલ ઉડાડયો હતો ત્યાં બાયડીઓ હતી. તેમની ઉપર ગુલાલ નાખ્યા પછી 'તેણે મંદીરના દરવાજા આગળ લોકોની ઉપર નાખ્યો. કઠોડાની બહાર

'ઉભેલા લોકોની ઉપર એ ત્રણ ખોબા ગુલાલ નાખ્યો ત્યારે તેઓથી અંદર 'જોવાઇ શકાયું નહી તેવામાં તરતજ તેણે એક ભાટીઆની જુવાન છોકરી 'દરવાજાની પાસે ઉભી હતી તેની છાતી ઉપર હાથ નાંખ્યો તે હસી પડી 'થોડા દીવસ પછી હું અને મારો મામો દામોદર દેવજી બેટમાં વાદીને 'મંદીરે ગયા. બપોરના એક કે દોહોડ વાગો હતો. વાદી પોતાના 'બીછાના ઉપર પડયો હતો હું અને મારો મામો તેના પગ દાબવા 'લાગ્યા મહારાજ જયારે અમથા સુતા હોય ત્યારે એ પ્રમાણે તેના 'પગ દાબવાનો ચાલ છે તેને ઈશ્વર પ્રમાણે ગણીને તેના પગ દાબવા 'એ હમારામાં પુણ્યનું કામ ગણાય છે. હમે તેના પગ દાબતા હતા 'તેવામાં જે છોકરીની છાતી ઉપર મહારાજે હાથ નાખ્યો હતો તે એક 'વીધવાની સાથે ત્યાં આવી વીધવા પહેલાં આવી અને મહારાજના કાનમાં 'કાંઈ કહ્યું; મહારાજે હમને કચું કે તમે બહાર જાઓ. હું તથા મારો મામો 'તરત બહાર નીકળ્યા છોકરી અંદર રહી. ત્યાર પછી વીધવાએ બહાર આવીને 'બારણું દીધું તથા સાંકળ પકડી રાખી. વીધવા હસવા લાગી અને મારા મામા 'ને કહ્યું કે એને પુછી જુઓ કે તમારે રાસલીલાનાં દર્શન કરવાં છે; હમે 'અંદર ગયા. વાદી તે છોકરી સાથે સંભોગ કરતો હતો. વાદીએ મારા મામાને 'પૂછયુકે એ (લખમીદાસ) આ દર્શનની ભેટ શું આપશે? મારા મામાએ કહ્યું 'કે તમારી સેવા કરશે. હું ભીતર ગયો તેની અગાઉ ૧૦૦ કોરી ભેટ આપવાને 'મારા મામાને કહ્યું હતું. હું દર્શન કરીને બહાર આવ્યો. મારી ઉમર તે વખતે '૧૮ કે ૧૯ વરસની હતી, (ભાવસી) વૈષ્ણવો મહારાજની રાસલીલાનાં 'દર્શન કરવામાં ધર્મનું કામ સમજે છે અને એ દર્શનની ભેટ આપવી 'પડે છે. જે વૈષ્ણવ દર્શન કરે છે તે અને જે બાયડી મહારાજ 'સાથે સંભોગ કરે છે તે બેઉ મહારાજને ભેટ આપે છે. મહારાજ 'સાથે સંગ કીધાથી ગૌલોક એટલે ૧૬૦૦૦ ગોપીઓનું સ્વર્ગ મળે છે એવી હમારા લોકોની સમજ છે.

"એ પ્રમાણે આ આબરૂદાર સાક્ષીએ સોગન ખાઈ જુબાની આપી છે, ઘણીજ સારી રીતે અને ખુલ્લા દીલથી આપી છે અને તેમાં તે ખરી વાત સિવાય કાંઈ પણ અજાયબ જેવી વાત કરતો નહીં હોય એવું તેની જુબાની આપવાની રીત ઉપરથી માલમ પડયું છે, અને ઉલટ પાલટ તપાસમાં કાંઇ પણ લથડયો નથી. વાદીને તેના હીમાયતીએ આ બાબત સવાલ પૂછયા ત્યારે તે આખી વાત નામુકર ગયો વાદી નાકબુલ ગયો તેની મુખજબાનીને કાંઈ પણ વજન મળવું નહી જોઇએ, એ ફરીથી બોલવાની કાંઈ જરૂર નથી. પણ આ

ટેકાણે તો વળી વાદી જરા આગળ ચાલ્યો છે અને લખમીદાસ ખીમજીના બોલવા ઉપર શક ઉપજાવવા વાસ્તે ત્રણ સાક્ષીઓ લાવ્યો છે; અને તેમાં તે એવું દેખાડવા માગે છે કે બેટ મધ્યે લખમીજીના મંદીરમાં વૈષ્ણવોની ઉપર કાંઈ ગુલાલ ઉડાડવામાં આવતો નથી અને ફક્ત મુર્તીની ઉપર નાંખવામાં આવે છે કેમકે તે મંદીર દેવીનું છે. એ મધ્યેનો પહેલો સાક્ષી દેવીદાસ હંસરાજ જે બેટ મધ્યે આગળ ગાયકવાડ દરબારનો કમાવીસદાર (વડો કારભારી) હતો તે આ વાત વીષે કાંઈ સાબેતી આપી શકતો નથી. તે કહે છે કે 'બધા મંદીરોમાં મુર્તીની ઉપર ગુલાલ નાખવામાં આવે છે; પણ જે મંદીરમાં દેવીની મુર્તી હોય છે તે મંદીરમાં વૈષ્ણવોની ઉપર નાખવામાં આવતો નથી. પણ આવી રીતે ગુલાલ ઉડાડવાનો કાયદો જણાવ્યો પછી પણ તે કબુલ કરે છે કે કદાચ કોઈ કોઈ વેળાએ દેવીના મંદીરમાં પણ ગુલાલ ઉડાડવામાં આવતો હશે. લખમીજીના મંદીરમાં કોઈ સાક્ષીએ ગુલાલ ઉડેલો જોયો હશે, મારૂં કહેવાનું એટલું કે મેં જોયો નથી.'

"રાજકોટનો ભાટીઓ મીઠારામ પરશોતમ કહે છે કે 'નવ દશ વરસ 'ઉપર બેટ મધ્યે હું ગાયકવાડ સરકારનો કર ઉઘરાવવા તથા મહારાજની સાથે 'મંદીરમાં જવાના કામ ઉપર હતો. બેટમાં દ્વારકાનાથજીનાં મંદીરમાં ગુલાલ 'ઉડાડવામાં આવે છે. મહારાજ તથા બ્રહ્મચારીઓ ઉડાડે છે.'

"ત્રીજો સાક્ષી પ્રેમજી પુંજા નામનો પોકરણો બ્રાહ્મણ જે મુંબઈ મધ્યે ભઠીઆરાનું કામ કરવા આવ્યો છે, પણ આગળ વીશ વરસ સુધી બેટ મધ્યે રાધાજીના મંદીરમાં ચાકરી કરતો હતો તે બીજા સાક્ષીની એ અગત્યની વાતથી ઉલટી જણાવે છે. લખમીજીના મંદીરમાં વૈષ્ણવોની ઉપર ગુલાલ ઉડતો નથી, એ વાતમાં તે એકમત થાય છે, પણ તે સોગન ખાઈને કહે છે કે દ્વારકાં-નાથજીના 'મંદીરમાં વૈષ્ણવો ઉપર નહી પણ, ગવૈયાઓ ઉપર નાખવામાં આવે છે. વળી મહારાજ ઉડાડતા નથી, પણ બ્રહ્મચારીઓ ઉડાડે છે.'

"હવે આ વાત જો અગત્યની હોય તો ઉપર જણાવેલી ઉલટી સુલટી સાહેદી રદ થાય છે, પણ એ વાત કાંઈ ઘણી અગત્યની નથી. આ ત્રણ શખ્સોની સાહેદી ઉપરથી માલુમ પડે છે કે લખમીજીના મંદીરની પાસે બીજા પાંચ નાનાં મંદીર આવેલાં છે અને તે ઘણાજ પાસે છે, અને કદાચ એવું પણ હોય કે લખમીદાસ ખીમજી એક મંદીર વીષે બોલતાં બીજા મંદીરનું નામ જણાવતો હોય, અથવા વાદીએ પોતાની મતલબ હાંસલ કરવા વાસ્તે એવો બનાવટનું કામ કીધું હોય. પણ લખમીદાસની બેટ મધ્યેની સાક્ષી વીષે એક બીજો વાંધો ઉઠાવવામાં આવ્યો છે અને તે એ છે કે તેણે જે કાંઈ વાત

જણાવી છે તે મલાજો રાખવાની સાધારણ રીતીઓથી ઉલટી છે એટલુંજ નહીં પણ માણસના સ્વભાવીક કાયદાથી પણ ઉલટી છે. આ તકરાર ઘણી દમ વગરની છે. જે લોકોએ ઈંગ્લાંડના લોકોની રીતભાત તથા તેઓના વિચાર સિવાય બીજા દેશોના લોકોની રીતભાત તથા વિચારો વીષે અનુભવ મેળવ્યો હશે, તેઓને એ તકરાર ઘણી વજનદાર માલમ પડશે નહી. ૧૯મા સૈકાના ઈંગ્રેજ લોકો 'પેટ્રોનીઅસ' અથવા 'મારશીયલ' નામના ગ્રંથકારો રોમન લોકોની રીતભાત વીષે લખી ગયા છે તે માનવાને અથવા કબુલ કરવાને આંચકો ખાશે, તો પણ આપણે જાણીએ છીએ કે એ ગ્રંથકારો ઘણા નામીચા અને વખણાએલા કહેવાય છે, અને તેઓ એટલાજ માટે વખણાઈ ગયા છે કે સંસારી રીવાજનું વર્ણન તેઓએ ઘણી સચાઈથી આપ્યું છે. તેટલા માટે એવી વાતની સચાઈ જાણવા સારૂ એવા લોકોના વિચાર અને રીવાજ સારી પેઠે જાણવા જોઈએ. નબળા મનના અને આંધળા વિચારના લોકો, જુલમી અને કુછંદી ધર્મગુરૂઓ, રાસલીલાની રમતથી પંકાએલો ઈશ્વર, રાસલીલારૂપી સુખની લાલચ દેખાડનારૂં સ્વર્ગ (ગૈલોક,) એ બધી વાતો આપણે ધ્યાનમાં લેવી જોઈએ છે. પણ એ બાબતને લગતી એક બીજી વાત છે અને તે તો આખી દુનીઆના જેવડો વિચાર કરવા જોગ છે. લખમીદાસને પોતાની વાતમાં એટલી તો થોડી નવાઈ લાગતી હતી કે ગોકળદાસ તેજપાળની વાડીમાં ઘણા લોકોની આગળ પોતાનો મામો હાલ કેટલાંક વરસ થયાં જંગબારમાં છે તેને વીષે અર્ધી મશ્કરીમાં અને ગંભીરાઈથી ટીકા કીધી હતી એ ટીકા કરતી વખતે કેટલાક આબરૂવાળા શખ્સો હતા તેનાં નામ તેણે પોતાની જુબાનીમાં લીધાં પણ તે લોકોને જયારે સાહેદીઓ તરીકે પ્રતીવાદીએ ઉભા કીધા ત્યારે લખમીદાસ ખીમજીની વાત ખોટી પાડવાને (વાદીની તરફથી) તેઓને એક પણ સવાલ પુછવામાં આવ્યો નહી.

વાદીની ઉપર અનીતિનો જે આરોપ સાતમી 'પ્લી' માં મુકવામાં આવ્યો છે તેના પુરાવામાં ઉપર જણાવેલી સાહેદી પડી મારા મનમાં એ સાહેદી વીષે કાંઈ પણ શક રહ્યો નથી જે અપરાધો મુકવામાં આવ્યા છે તે મારા વિચાર પ્રમાણે તો પુરેપુરા સાબેત થઈ ચુકયા છે. એ સાહેદીથી પુરેપુરી સાબેતી થઈ ચુકી છે કે જદુનાજી મહારાજ બીજા મહારાજોના કરતાં નીતિની વાતે કાંઈ પણ સારો નથી એટલુંજ નહી, પણ જાહેરમાં સુધારાનું ડોળ ઘાલીને પોતાની અનીતિ છુપાવવાની કળા અને લુચ્ચાઈ કરે છે, એ તેનામાં બીજા મહારાજોના કરતાં વધારે સફાઈ છે.

"સાહેદી ઉપર જે વિચાર મારે જણાવવા ઘટતા હતા તે જણાવ્યા પછી એક બાબત વીષે થોડા શબ્દો બોલવા ઇચ્છું છું.

"એવું કહેવામાં આવે છે કે આ મુકદમાએ કોર્ટનો ઘણો વખત ફોગટ રોકયો છે એ વિચાર સાથે હું એકમત થતો નથી. આ મુકદમો સાંભળવામાં ઘણો વખત ગયો છે એમાં તો કાંઈ પણ શક નથી. પણ હું મોટી ખુશીથી આશા રાખીને જણાવું છું કે તે સઘળો વખત નકામો ગયો નથી· આ મુકદમાની તપાસ જાહેર રીતે થઈ છે, અને તેથી પશ્ચિમ હિંદુસ્તાનના રહેવાસીઓ જે ઘણા ચંચળ ગણાય છે તેઓની ઉપર એની અસર થયા વગર રહેનાર નથી. આ મુકદમાની તપાસ થયાથી કેટલાક લોકો વિચાર કરવા લાગ્યા હશે અને ઘણા લોકો તપાસ કરવા મંડયા હશે. આ મુકદમો અમારી પાસે આવ્યો છે તે ધર્મ સંબંધી નહી પણ નીતિ સંબંધી છે. પ્રતિવાદી અને તેના સાક્ષીઓની તકરાર એટલીજ છે કે જે વાત નીતિથી નઠારી કહેવાય તે ધર્મથી સારી કહેવાયજ નહી. જે રીવાજથી નીતિનો પાયો ખોદાઇ જાય જે રીવાજથી લોકોના હક અવિનાશી અને અવીકારી નીયમનો ભંગ થાય, તે રીવાજ પ્રમાણે ધર્મને નામે અને ધર્મને પરવાને લોકોને ચાલવું પડતું હોય તો લોકોના ફાયદાને તથા માણસ જાતના સુખને માટે તે રીવાજની વીરૂદ્ધ થવું જોઇએ. અને તે રીવાજ ઉઘાડા પાડવા જોઈએ. આ શખ્સો એવા રીવાજની સામે થયા છે. આ શખ્સોએ એવા રિવાજ ઉઘાડા પાડયા છે. આ શખ્સોએ એક નઠારી અને જબર દસ્ત દગાઈની સામે મજબુત ઠરાવથી લડાઈ કીધી છે, અને તેમ કરવામાં તેઓએ પોતાને માથે કેટલું જોખમ અને કેટલો વીમો ઉપાડી લીધો છે તેનો પુરો ખ્યાલ આપણાથી થઈ શકતો નથી. તેઓએ હીંમતથી છાતી ઠોકીને નઠારા રીવાજ અને વહેમની સાથે બાથ ભીડી છે અને દુનીઆમાં બહાર પડીને જાહેર કર્યું છે કે હમારામાં જે નઠારી વાત પેઠી છે તે સારી નથી, હમારામાં જે જુઠાઈ દાખલ થઇ છે તે સચાઈ નથી. આ લખાણો બહાર ખુલાં પાડવામાં તેઓએ હીંમતનું અને રૂડું કામ કીધું છે. હવે એટલીજ આશા રાખવી જોઇએ છે કે તેઓએ જે કીધું છે તે ફોકટ નહી જશે; તેઓએ જે બીજ વાવ્યાં છે તેનાં ફળ ઉગી નીકળશે, તેઓએ જે હીંમત દેખાડી છે, અને જે ( ખરી વાત ) ને તેઓ વળગી રહ્યા છે તેનો બદલો તેઓને મળશે, તેઓના ઉપદેશથી તથા તેઓના દાખલાથી જે લોકોને વિચાર કરવાનું સુઝયું છે, જે લોકોની સામે થવાની હીંમત આવી છે, જે લોકોના ઘરબાર ધીકાર ભરેલા છીનાળામાંથી ચોખ્ખાં કરવાને તેઓએ મદદ કીધી છે, અને જે લોકોના આત્મા તેઓએ નીચી ગુલામગીરીમાંથી છોડાવ્યાં છે, તે લોકો એ શખ્સોની સાથે સામેલ થઈ એમની સંખ્યામાં વધારો કરશે."



( રા. યોગેશની અનુભવી કલમથી લખાયલાં બે ઉમદા પુસ્તકો. )

# હીપ્નોટીઝમ

યાને

# મોહિની વિદ્યા.




આપણા લોક આવી વિદ્યાને “ મેલી વિદ્યા ” કે “ જાદુ ” કહે છે પણ તે એક શાસ્ત્રીય વિદ્યા યાને ઈલ્મ છે. જેના પર પ્રયોગ કરવો હોય તેને ઉંઘમાં નાખવું, તેની પાસેથી અનેક જાતના કામો પોતાની મરજી પ્રમાણે કરાવવા. બીજાને વશ યાને તાબે કરવું ( એટલે વશીકરણ ) સુચનાઓ આપી અનેક માનસીક રોગો સારાં કરવા તેમજ પોતાની “ સ્વસુચના ” યાને ( auto suggetion ) દ્વારા સુધારણા કરવી વગેરે પ્રયોગો ચિત્રો આપી સમજાવ્યા છે. એંટીક પેપર સુંદર છપાઈ છતાં રૂ. ૨–૦

—:o:—

હીપ્નોટીઝમની બુકમાં આપેલ બાબદો ઉપરાંત આ બાબદના વધુ ખુલાસા “ **મેસમેરીઝમમાં** ” આપેલ છે, યોગ વિદ્યાના ગુઢ રહસ્યો, ભુતપ્રેત સબંધી માહીતીઓ, તમારા પોતાના આત્મામાં રહેલ અતુલ બળ સંબંધી માહીતી તથા આત્મ સાધનની કુંચીઓ સમજાવેલ છે. ચિત્રો સાથે સુંદર પુસ્તક રૂ. ૨–૦

☞ **ઉપલાં બન્ને એક સામટાંની કીં. રૂ. ૩–૮** ☜

# ચુંટી કહાડેલાં પુસ્તકો.

**અરેબ્યન નાઈટસ,** અસલ મી૦ જહાંગીર કરાણીએ છપાવેલી સંપૂર્ણ આવૃતિ, ચિત્રો વિનાની જુજ નકલો, સ્હેજ ખરાબ થયેલ પુઠાંની બાકી સીલક છે. મિત્રોવાલી અરેબ્યન નાઇટસ આજે રૂ. ૧૦–૧૨ માં પણ મલતી નથી. આમ છતાં આ દળદાર પુસ્તકના રૂ. ૪ ચાર.

**આપઘાત કે ખૂન ?** સાચત્ર છુપી પોલીસની વાર્તા. યુરોપ બધી વાતમાં વધી જાય ! ત્યાંના ડીટેકટિવો બેહદ બાહોશ હોય છે તેમ "શરીફ બદમાસો" પણ અજબ હુસ્યાર. આ ભેદભરી વાર્તાની કીંમત ફક્ત રૂ. ૨–૪.

**ઉમા–વિધવા વિપદ્,** હિંદુ સંસારમાં અભાગણી બાળ વીધવાઓની સ્થિતિ કેવી કંગાલ હોય છે તેથી કોણ અજાણ્યું છે ? મોહમાં ફસાતાં એકાદ પગથીઉ ચુકે એટલે "ખેલ ખલાસ" અતી કરૂણા જનક ચિતાર. કીં. રૂ. ૧–૮.

**ઉદયકાન્ત,** કર્તા રાણા દૌલતસિંહ શીસોદીઆ, હિંદુસંસાર સુધારાના સવાલ ચર્ચતી, યુવા યુવતીઓની ઉર્મીઓ અને ભાવી અભિલાષો બતાવતી પ્રેમ કથા કીં. રૂ. ૨–૦.

**એક તબીબની તવારીખ,** ૭ મ્હોટી સંસારી વાર્તાઓનો સંગ્રહ, "એક તુટેલું જીગર." "એક સંસારી સીતમગર." "ભેદી કુતરો." "એક કમનસીબ યુવાન્યો." "એક દુ:ખી બાયડી." શેઠાણીનો સંતાપ" આમ ૭ વાર્તાઓ કીં. રૂ. ૧–૮.

**અરેબ્યન કીસ્સા,** અરેબ્યન નાઇટસમાં ન આવેલી પણ તેના જેવીજ દીલકસ ચૌદ વાર્તાઓનો સંગ્રહ રૂ. ૧–૪.

**કલીઓપેત્રા,** મીસરની ચહેરે-નમુન પણ બેહદ હવસી રાણી. હજારો ને લાખો યોધ્ધાઓથી લડનારા બહાદુરો પણ આ નાજુક બદનની નાઝનીન પાસે ગુલામ બને છે, ચિત્રો સાથે, બાકી જુજ નકલો છે. કીં. રૂ. ૨–૮.

**ગમગીન ગુલાં,** યાને નાદાન પ્યારનું નખોદીઉ પરિણામ. મી૦ રફિકની કસાયલી કલમથી લખાયલી પારસી સંસારી નોવેલ કીંમત રૂ. ૧–૮.

**બળવાન બાળકી,** "જેન આયર" નામની અંગ્રેજીમાં લાખો નકલો જેની ઉડી ગઈ તે વાર્તાનું રા. ઉછરંગરાય ઓઝાની કલમથી લખાયલું અનુકરણ પ્રેમ–પરિક્ષા અને વિશુધ્ધ પ્રેમ માટે અપાતું આત્મ બલીદાન કીં. રૂ. ૩–૦.

**દુશ્મન-દારાબ,** પ્યારમાં મળેલી હાર, મી૦ રૂસ્તમ મીસ્ત્રીની કલમથી લખાયલી આ દીલકસ વાર્તાની બીજી આવૃતિ કીં. રૂ. ૧-૮

**પારકે પૈસે પરમાનંદ,** નામ તેવાજ ગુણ આ સંસારમાં અને આ સુધરેલા કહેવાતા જમાનામાં પ્રપંચીઓ ધોળે દીવસે કેવી ધાડો નાખે છે અને કાયદેસરની લુંટ કેમ કરાય છે તેનો અજબ ચિતાર દળદાર પુસ્તક કીં. રૂ. ૩-૦

**ઝેર કોણે આપ્યું ?** છુપી પોલીસની આ વાર્તા હિંદુ સંસારનો ચિતાર છે અને પવિત્ર પ્રેમ તથા પાપી પ્યાર વચ્ચેનો તફાવત, પૈસાનેજ પરમેશ્વર માનનાર પલીદ પીતાની પિશાચી લીલા અને છુપી પોલીસની ચાલાકી બેહદ સારી વાર્તા છે. રૂ. ૨-૦

**સપલની સુનાં** યાને એ ભરમનાં પુછો? મી૦ રૂસ્તમ મીસ્ત્રી એ લખેલ સંસાર સુધારામાં સડો બતાવતી એક ભેદભરી વાર્તા. દળદાર પુસ્તક છતાં કીં રૂ. ૧-૮.

**બે મુદ્રિકા.** એક સરખી બે વીંટીઓથી ઉકેલાતી એક અજબ પ્રેમ કથાની ન્હાનીશી હિંદુ સંસારી વાર્તા કીં. રૂ.૦-૮.

**ગૃહલક્ષ્મી,** સહનશીલતા. સંસ્કારીતા, અને પતિપ્રેમથીજ વિજય મેળવતી આદર્શ ગૃહદેવી. આ વાર્તા ખાસ કરી ઉછરતી કન્યાઓ તથા સંસાર પ્રવેશેલી પત્નિઓ માટે બેમુલ છે કીં રૂ. ૧-૮ કપડાની બંધાઈ રૂ. ૨-૦

**વિલાસીની** અથવા સત્યનો જય, દેશી રજવાળામાં આજે કેટલું અંધેર ચાલે છે, રાજાઓ જાણે પશુવૃતિ પોષનારાં અને તે વૃતિજ જાણે તેનું જીવન હોય. તે માટેજ તે કેટલી ખટપટ કરી કેવા કારસ્તાનો કરે છે તેના ચિતાર કીં રૂ ૨—૦

**શાહુચોર** એક ચંચલ ઉઠાવગીરનાં સાહસ કર્મો. મી૦ ભાગલીઆની આ વાર્તા એક અચ્છી ડીટેકટીવ નોવેલ છે. કીં રૂ ૨-૮.

**ગંજેસુલેમાની,** સુલેમાનના ખજાનાની શોધમાં નીકળેલી સાહસીક ટોળીની વાર્તા કીંમત રૂ. ૧-૪.

**જંગી જેરદસ્ત લુંટારો.** અને ભેદી ગુફા બે ઘડી મોજ આપતી આ વાર્તા જરૂર વાંચવા જેવીજ છે. કીં રૂ. ૦-૧૨.

**મુદ્રા અને કુલીન,** એક ઇતિહાસીક વાર્તા જેમાં એક બહાદુર (?) વોહરાજીની ગમત. જેમાં ખતીજાંબુ ને લુકમાનજી દેખાવ દે છે માઇસોરનાં "સ્ટાર ચેંબર"ની વીગત. કીંમત રૂ. ૧-૪.

**વધુવધ-યાને સ્ત્રીનું ખુન.** એક ફ્રેંચ ડીટેકટિવ નોવલ કેટલી બધી દીલકસ હોય છે અને **લેકોક** નામનો ડીટેકટિવ અમલદાર કેટલી ચાલાકીથી "શરીફ બદમાસો" ને પકડી ઝેર કરે છે તે માટે તો તમારે **વધુવધ** જરૂર વાંચવીજ જોઈએ. કી. રૂ. ૨-૮

**મહારાજ લાયબલ કેસ.** વલ્લભ સંપ્રદાયના કુળતિલક ! સુરતના યદુનાથજી બીજ રતનજીએ પોતાની આબરૂ સાફ કરવા સ્વ. સુધારક રત્ન કરસનદાસ મુલજી પર માંડેલ ફ્ર્યાદી. વાદીને ' લેને ગઇ પુત ને ખે આઇ ખસમ " ની જેમ " ખાય તો મરે અને મુકે તો અંધો થાય " તેમ આ કેસ કેટલી હદ સુધી ભારે પડયો અને આ આખો સંપ્રદાય અને તેનું બંધારણજ કેટલું સડેલું છે તેના સજ્જડ પુરાવા મુંબઈની હાઈકોર્ટમાં પુરવાર થયા છે કી. રૂ. ૨-૮

Maharaj Libel Case-English edition, full report of the trial, neatly got up. Price Rs. 3-0.

**એંગીકેસ** તથા **વોરંટલીલા,** એંગીકેસમાં મહારાજે ફકત "દારા સમર્પણ" કરાવવાવાળા કે જે મહારાજ લાયબલ કેસમાં પુરવાર થયા છે તેવાજ છે આમ નહીં પણ તેઓ ચોરી કરવામાં પણ પાવરધા છે તેની પુરવારી ભર કોર્ટમાં થઇ છે અને મહાસજ શ્રી જેલ યાત્રાયે પધાર્યા છે તથા "વોરંટલીલાતો છેક હમણા હમણાનો બનાવ છે મુંબઈના ઘનશ્યામલાલ મહારાજની વોરંટથી થયેલી ધડપકડ અને સર્ચવોરંટથી જડતી લઈ તેની ત્રીજોરીમાંથી નીકળેલ તેની એક ભાવકી સેવકીનું ઝવેરાતનું વર્ણન. કી. રૂ. ૧-૮

**ખુલાસે જાદુ** હાથ ચાલાકીના સેંકડો પ્રયેગો તથા રસાયણીક ખેલ બાજીઓનો સંગ્રહ બાકી જુજ પતો છે કી. રૂ. ૧-૮

**ગાઇડ ટુ ઇંગ્લીશ કોનવરસેશન** યાને બહુ સ્હેલાઇથી અંગ્રેજી વાતચીત કરતાં શીખવાની ચોપડી ૬૮૨ વાકયો તેના ગુજરાતીમાં ઉચ્ચાર તથા અર્થ કી. ૦ ૪ ફ્કત ચાર આનાજ ( સાડાચાર આનાની ટીકીટો મોકલી મંગાવી લ્યો. )

**મરજી પ્રમાણેના બાળક** અને તે પેદા કરવાની એક મહાન શોધ દાખલા દલીલો સાથ આ વાત પુરવાર થઈ છે. કી. રૂ. ૨-૦

**પુષ્ટિ માર્ગ** અથવા મ્હારાજોના પંથ. આ સંપ્રદાયની (ભીતરના) અંદરની સંપૂર્ણ માહીતી આપનાર, અનેક પુરાવાઓથી ભરપુર એક જાણુ ભેદુ ભાટીઆ વૈષ્ણવને હાથે લખાયેલ દળદાર ગ્રંથ કી. રૂ ૨–૮ પાકી બંધાઈ કી. રૂ ૩–૦

**હૃદય-જીવનનો પાયો** Out From the Heart. By James Allen નામની નીતિના સર્વ સામાન્ય સિંધ્ધાંતો અને અવિનાશી સત્યને સમજાવતી અપૂર્વ ગુંથણી આ સુંદર પુસ્તકમાં થયેલી છે. મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાએ ટ્રેનીંગ કોલેજો અને સેકન્ડરી સ્કુલોમાં લાયબ્રેરી બુક તરીકે તથા વડોદરા સરકારના કેળવણી ખાતાએ ઈનામો તથા લાયબ્રેરીઓ માટે મંજુર કરેલ છે. એંટીકપેપર તથા સુંદર બંધાઈ કી. રૂ. ૧-૦

**સિવાય અમારે ત્યાં દરેક જાતની વાર્તાઓ તથા સાહીત્યના ગ્રંથો મળી શકે છે. જેમાંથી થોડાંક અત્રે આપેલ છે.**

| | | |
|---|---|---|
| અઢારમી સદીનું હિંદુસ્તાન ... ... | ૧ | ૮ |
| અધીરી અરનવાજ પસ્તાયલી પારસણ ... .... | ૨ | ૮ |
| અદ્ભૂત વિક્રમાદીત્ય .... ... | ૧ | ૮ |
| આજ કાલનું હિંદુસ્તાન રા. ઠકકુરકૃત. ભાગ ૧–૨–૩–૪ | ૧૨ | ૦ |
| આર્ય આદીત્ય—બાપા રાવળ ... ... | ૦ | ૮ |
| ઉનાહ–પાપીનું પગલું .... .... | ૦ | ૮ |
| એલમ ચાર ... .... | ૨ | ૦ |
| અમૂલ્ય અમૃત–સંસારી વાર્તા ... .... | ૧ | ૧૨ |
| એમ. એ. બનાકે કયું મેરી મીટી ખરાબકી .... | ૨ | ૦ |
| ઓમર પાશા-ક્રીમીઆની લડાઈ સંબંધી રસીલી વાર્તા સચિત્ર | ૫ | ૦ |
| કથા સરિત સાગર ભાગ ૧–૨ વાર્તાઓનો ભંડાર છે ... | ૬ | ૦ |
| કલંકીત કૌંટેસ ... ... | ૩ | ૦ |
| કલંદરની કટાર ભાગ ૧ થી ૩ ... ... | ૭ | ૮ |
| કામરૂ દેશની કુટીલ કામીની .... .... | ૧ | ૧૨ |
| કુમી કલાંટ પારસી સંસારી વાર્તા ... ... | ૨ | ૦ |
| કુસુમાવલી રા પંડ્યાકૃત અપૂર્વ કાદંબરી .... | ૧ | ૧ |
| કંગાલ કેદી ભા. ૧–૨ .... ... | ૪ | ૮ |
| કુંદન અને કુસુમ ભા. ૧ થી ૮ .... ... | ૧૦ | ૦ |
| કાળરાત્રીનું ખુની ખંજર ભા. ૧ ૨ ... .... | ૫ | ૦ |

| | | |
|---|---|---|
| કુંજ કીશોરી | ૨ | ૪ |
| ગંધાતું ગુલાબ | ૩ | ૦ |
| કરણુ ઘેલો | ૨ | ૦ |
| કોચીનો શાહુકાર | ૩ | ૦ |
| ગંગા ગોવિંદસિંહ--અંગ્રેજોના અસહ્ય જુલમની વાર્તા | ૦ | ૧૨ |
| અનંગવિષ-સંસારી વાર્તા | ૩ | ૮ |
| અનારકલી યાને અપરાધી અકબર | ૩ | ૦ |
| ઔરંગજેબનો ઉદય | ૨ | ૦ |
| અદ્ભુત લુંટારો ભા, ૧-૨ સચિત્ર નવલકથા | ૪ | ૦ |
| ગુલાબસિંહ સ્વ. મણીલાલ નભુભાઈકૃત | ૪ | ૦ |
| કાદંબરી બાણભટની લખેલી અપૂર્વ પ્રેમકથા સચિત્ર | ૫ | ૦ |
| કત્લેઆમ નાદીરશાહની દીલ્લીપર ચડાઈ | ૨ | ૮ |
| કચ્છનો કાર્તીકેય યાને જાડેજા રા. ખેંગાર | ૩ | ૦ |
| ગંગા એક ગુર્જર વાર્તા | ૨ | ૪ |
| ગુર્જરી મુંબઈની શેઠાણી | ૨ | ૦ |
| ગોરા ભા. ૧-૨ બંગાળી ઉપરથી | ૬ | ૮ |
| **ગુલશીરીના** ઇરાનની છેલ્લી શાહજાદી | ૧ | ૮ |
| ચશમ ચોર. મુસલમીન સંસારી વાર્તા | ૩ | ૦ |
| ચંદ્રકલા સચિત્ર મી. દેલવાડાકર કૃત | ૨ | ૪ |
| ચાંદબીબી એક પ્રત્તાપી બેગમ | ૧ | ૦ |
| ચાલીસ ચ્હેરાનો માણસ ડીટેકટિવ | ૩ | ૮ |
| ચોર્યાસી વૈષ્ણવની વાર્તા | ૨ | ૮ |
| ચુડેલનો ચમત્કાર | ૩ | ૦ |
| ચુડેલનો વાંસો નટીની આત્મકથા ભા. ૧-૨ મી. ઠકકુર કૃત | ૮ | ૦ |
| ગુજરાતનો નાથ રા. મુનશીકૃત | ૪ | ૦ |
| કોનો વાંક ? ,, | ૪ | ૦ |
| પૃથ્વિ વલ્લભ ,, | ૧ | |
| મારી કમળા ને બીજી વાતો ,, | ૨ | ૦ |
| વેરની વસુલાત ,, | ૪ | ૦ |
| ચિતોડનો પુનરૂધ્ધાર | ૩ | ૦ |
| જનાનખાનાની બીબીઓ | ૧ | ૦ |
| જન રમુજ વાર્તા સંગ્રહ ભા. ૧-૨ સાથે | ૩ | ૦ |

| | | |
|---|---|---|
| જયન્તી સંતાલ વિદ્રોહ ઈતિહાસીક નવલકથા રા. ઠકકુર કૃત | ૨ | ૮ |
| ઝાંસીની રાણી સચિત્ર | ૩ | ૦ |
| ખેમાન સંગ્રહ હાસ્યરસના ટુચકા પુષ્કળ ચિત્રો સાથે | ૫ | ૦ |
| ગુલવાડીનું ગુલાબ દાદી તારાપુરવાલા કૃત | ૩ | ૮ |
| ડીટેકટીવ દવેંદ્ર | ૧ | ૪ |
| તલેસ્માતીક વીંટીઓ | ૦ | ૪ |
| દખણની દંતકથાઓ સચિત્ર | ૧ | ૮ |
| દાદી શેઠનો દીકરો | ૩ | ૦ |
| નદનવનનો નાશ ઇતિહાસીક વાર્તા | ૨ | ૮ |
| નટવર ચંડાળ ચોકડી સચિત્ર | ૩ | ૦ |
| નવો જમાનો અમૃત કે ઝેર | ૪ | ૦ |
| તિષ્ય ગુપ્ત સચિત્ર વાર્તા | ૨ | ૮ |
| દુ:ખી દાદીબા મી. તારાપુરવાલાની અસલ સચિત્ર આવૃતી | ૪ | ૦ |
| નશીબના નાઝ | ૨ | ૦ |
| નવલગંગા ભા. ૧-૨ સચિત્ર રા. દેલવાડાકરકૃત | ૪ | ૦ |
| નીલમ માણેક ભા, ૧-૨, ૩-૪, ૫-૬, ૭-૮ સચિત્ર દરેકના | ૩ | ૦ |
| નલીનીકાન્ત | ૧ | ૪ |
| નિર્દોષ હેમકળા સચિત્ર | ૧ | ૮ |
| ન્હાનો મોટી વાર્તાઓ ૧૫ સંપૂર્ણ વાર્તાઓ | ૦ | ૮ |
| પ્રભાત ચંદ્ર રસીક વાર્તા | ૧ | ૦ |
| પદ્મિની ભસ્મીભુત ચિતોડ ઇતિહાસીક | ૨ | ૮ |
| પાતાળની પ્રમદા ડીટેકટિવ | ૧ | ૦ |
| પ્યારનું એક પુલ સંસારી વાર્તા | ૧ | ૪ |
| નીલમ માણેકની સન્તતી સચિત્ર ૧ થી ૪ | ૪ | ૦ |
| પૃથુરાજ ચૌહાણ ને ચંદ બરદાયી સચિત્ર ઇતિહાસીક | ૩ | ૦ |
| પંચતંત્ર નીતિ અને ધર્મની રસમય વાર્તાઓમાં ગુંથણી | ૧ | ૮ |
| પાપ અને પ્રશ્ચાતાપ ભા. ૧-૨ | ૧ | ૮ |
| પીશાચ મંદીર ભા. ૧-૨ | ૪ | ૦ |
| પુનર્જન્મનો પ્રશ્ચાતાપ | ૨ | ૦ |
| પાટણની પ્રભુતા | ૨ | ૦ |
| બત્રીસ પુતલીના વાર્તા | ૨ | ૮ |
| બાજીરાવ બલ્લાળ | ૨ | ૮ |

| | | |
|---|---|---|
| બાઈ સાહેબ અજાયબભરી વાર્તા ... .... | ૧ | ૪ |
| બાલકોનો આનંદ ભા. ૧-૨ દરેકના ... | ૦ | ૧૦ |
| બેરીષ્ટરની બૈરી સચિત્ર વાર્તા રા. દેલવાડાકર ... | ૨ | ૮ |
| બે મુદ્રિકા ભેદ ભરી ન્હાની વાર્તા ... ... | ૦ | ૮ |
| પ્રેમની ખુમારી ભા. ૧-૨ ... ... | ૬ | ૦ |
| પ્રમાદધનની પ્રભુતા .... ... ... | ૪ | ૮ |
| પૃથુકુમાર સચિત્ર રા. દેલવાડાકર .... ... | ૨ | ૮ |
| પંચાસરનો જયશિખરી સચિત્ર ઐતિહાસીક વાર્તા ભા. ૧-૨ | ૬ | ૦ |
| બહુરૂપી બજાર ભા. ૧ થી ૬ ... ... | ૧૧ | ૦ |
| બાગે શયતાન ... ... ... | ૨ | ૦ |
| ભદ્રપુરની ભદ્ર શ્યામા ... ... ... | ૨ | ૦ |
| ભાગીરથીની ભુલ્ય સચિત્ર વાર્તા .... .... | ૨ | ૮ |
| ભદ્રંભદ્ર હાસ્યરસ પ્રધાન વાર્તા સચિત્ર ... ... | ૨ | ૦ |
| ભોલીસુનાં ગુલેશાહબાદ .... ... | ૦ | ૮ |
| ભોજ અને કાલીદાસ ઉમદા સાહિત્ય ( સચિત્ર ) ... | ૪ | ૦ |
| બીલોરનો ભુચ-ડીટેકટિવ વાર્તા ... .... ... | ૩ | ૦ |
| ભાઇશંકર ગ્રંથમાળા સાહિત્ય, નાટક તથા કાવ્ય .... ... | ૩ | ૦ |
| ભુલનો ભોગ ડીટેકટીવ વાર્તા .... ... ... | ૪ | ૦ |
| ભારત લોક કથા ભા. ૧ થી ૧૦ દરેકના ... | ૧ | ૮ |
| ભુજબળથી ભાગ્ય પરીક્ષા ... ... ... | ૨ | ૦ |
| ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય .... ... ... | ૨ | ૦ |
| મનોરમા મી. તારાપુરવાલા કૃત ... ... | ૨ | ૦ |
| મધુરી ભા. ૧-૨ સચિત્ર રા. દેલવાડાકર. .... ... | ૪ | ૦ |
| મણયલ્લા દેવી, ગુજરાતની માતા ... .... ... | ૪ | ૮ |
| માકી ચવિત્રી ... ... ... .... | ૪ | ૦ |
| મ્હોબત કે મુશીબત સચિત્ર ... ... ... | ૫ | ૦ |
| મહાકાળીનું ખડગ ... ... ... ... | ૨ | ૦ |
| મનોરંજક વર્તાઓ ૧૭ સંપુર્ણ વાર્તાઓ .... ... | ૦ | ૮ |
| મણી અને મોહન ... .... .... .... | ૨ | ૮ |
| મુરાદેવી ભા. ૧-૨-૩. ... ... ... .... | ૬ | ૦ |
| મફતનો નવાલો સેતાનને હવાલો ... ... ... | ૨ | ૦ |
| મોહિની. રા. દીવેટીઆકૃત ... ... ... | ૧ | ૮ |

| | | |
|---|---|---|
| મોહન મહાલ ... ... ... ... | ૨ | ૮ |
| મ્હોબતની મકતબ ... ... ... ... | ૧ | ૮ |
| મારી મુમઈની મુસાફરી ... ... ... ... | ૩ | ૦ |
| મુશ્કીલ આસાન ... ... ... ... | ૩ | ૮ |
| મંદારિકા, મદઘેલી મનોરમા સચિત્ર ... ... ... | ૩ | ૮ |
| યૌવનચક્ર ઠકકુર નારાયણકૃત ... ... ... | ૩ | ૮ |
| રાગ કે વૈરાગ ... ... ... ... | ૨ | ૮ |
| રાક્ષસોની રતિક્રીડા ... ... .... .... | ૨ | ૮ |
| રાજા દેવીદાસ ... ... ... ... | ૨ | ૮ |
| રત્ન લક્ષ્મી મી. તાલીઆરખાન કૃત ... ... | ૧ | ૦ |
| રજપુતોની રંગભુમી ... ... .... | ૩ | ૦ |
| રતન ભોજનું રમખાણુ ... ... ... | ૨ | ૮ |
| રાજયોગી ભા. ૧—૨ દરેકના ... | ૪ | ૦ |
| રીચમંડ વીલાનો વારસ ... .... ... | ૨ | ૮ |
| રૈનક મ્હેલની રાજખટપટ ર. અ. મ્હેતા .... ... | ૨ | ૮ |
| રાજવીર કથા. રજપુતોના ટેક અને શુરાતનની કથાઓ. જુજ સીલક છે | ૩ | ૦ |
| રસિક વાર્તાઓ ૧૧ સંપુર્ણ વાર્તાઓ ... ... ... | ૦ | ૮ |
| રમણી કે રાક્ષસી રા. ઠકકુર કૃત .... ... ... | ૩ | ૦ |
| લાલન વણજારી. સચિત્ર, રા. દેલવાડાકર .... ... | ૨ | ૦ |
| લોક કથા સંપુર્ણ ૨૧ વાર્તાઓ ... .... ... | ૧ | ૦ |
| લીના. રા. દેલવાડાકર ... ... .... ... | ૨ | ૦ |
| વસંત વિજય ભાગ ૧-૪ ... ... ... | ૧૧ | ૧૨ |
| વફાદારીનો વારસો દૌલતની દુન્યા ... .... | ૦ | ૧૨ |
| વનરાજ ચાવડો ... ... ... | ૧ | ૮ |
| વરઘેલી વનીતા સચિત્ર રા. દેલવાડાકર ... ... | ૩ | ૦ |
| વીણા ચીતોડની ચાતકી ... ... ... ... | ૧ | ૪ |
| વીર દુર્ગાદાસ .... .... .... .... | ૦ | ૧૨ |
| વિલક્ષણ કથા ગ્રંથ. નવ સંપુર્ણ વાર્તાઓ .... ... | ૧ | ૦ |
| વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ .... .... | ૨ | ૮ |
| વેર વસુલ ભા. ૧ થી ૪ દરેકના ... .... | ૩ | ૦ |
| વિપત્તીનું વાદળ ... .... .... | ૩ | ૮ |
| વર્માની વિવિધ વાર્તાઓ સચિત્ર ... ... | ૨ | ૦ |

| | | |
|---|---|---|
| સફેદ ઠગ. ડીટેકટિવ ભા. ૧-૨-૩ .... ... | ૪ | ૮ |
| સંતપ્ત શયતાન ... ... ... ... | ૬ | ૦ |
| સરસ્વતી ચંદ્ર. ભા ૧ લો ... ... ... | ૨ | ૮ |
| ,, ,, ૨ જો ... ... ... | ૨ | ૪ |
| ,, ,, ૩ જો ... ... ... | ૨ | ૮ |
| ,, ,, ૪ થો ... ... ... | ૫ | ૮ |
| સપલની સુનાં. પારસી સંસાર સુધારાની મ્હોકાણ .. ... | ૧ | ૮ |
| સુગંધમાં સડો પારસી સંસારમાંના કોરગાઓની કપટ જાળ... | ૨ | ૮ |
| સાધુ કે શયતાન. ભકિતમાર્ગના ઓઠાં નીચે ચાલતો વામ માર્ગ | ૨ | ૮ |
| સદ્ગુણી નસીમાં એક બોધદાયક વાર્તા ... .... | ૧ | ૦ |
| સીતમગર ... ... ... | ૨ | ૦ |
| સોનેરી ટોળી ભા. ૧-૨ .... ... .... | ૪ | ૮ |
| સત્યશોધકચંદ્ર. યોગ માર્ગની વાર્તા ... .... | ૦ | ૮ |
| સૌંદર્ય વિજય ભા. ૧—૪ ... ... ... | ૧૨ | ૮ |
| શાહજાદો ને ભીખારી ... ... ... | ૧ | ૦ |
| સ્નેહલગ્નની સુંદરી ભા. ૧—૨ ... ... | ૩ | ૮ |
| સુધારાનું શિખર મી. બનાજીની વાર્તા જુજ સીલક છે ... | ૩ | ૮ |
| શાહજહાનના છેલ્લા દીવસો મી. ઠક્કુર કૃત ... | ૨ | ૮ |
| સૌંદર્ય જવાળા ભા. ૧—૨ ... ... | ૩ | ૮ |
| હલદીઘાટનું યુધ્ધ ... .... ... | ૦ | ૧૦ |
| હેન્ડસમ બ્લેગાર્ડ પુષ્કળ ચિત્રો સાથે મી. પીજામકૃત ... | ૦ | ૬ |
| સુડાબોતેરીની વાર્તા ... ... ... | ૩ | ૮ |

## સંગીત, સાહિત્ય, જીવનચરિત્ર, ધાર્મીક વગેરે પુસ્તકો.

**સ્ત્રી શાસ્ત્ર**, યાને Feminology સ્ત્રીઓને આ પુસ્તક બહુજ ઉપયોગી છે, ખુબસુરત બનવાની કળા, બાળ બચ્ચાંની ઉત્પતીને લગતી તેમજ એક છોકરી માતા બને તે પહેલાં તેણે શું જાણવું, કેમ વર્તવું તે સંબંધી ગુપ્ત વાતોને ચિત્રો આપી સમજાવી છે, જુજ નકલો સીલક છે. ૪-૦.

**નર સુખ સાગર**, ઉપરના જેવી પણ સ્ત્રીઓને બદલે ખાસ કરી યુવાનો અને ઉમરે પુગેલા પુરૂષો માટે આ પુસ્તક ખાસ ઉપયોગી છે કીં. ૨ ૮

**જીવન-રહસ્ય** or sexual life આ પુસ્તકમાં તેના કર્તા મી. મ્હેતાએ એક દેશી રાજવંશીની મદદથી જર તથા જહેમત ખર્ચવામાં કંઈજ બાકી નથી રાખેલ. પુષ્કળ ચિત્રો સાથનું ખરૂં "કોકશાસ્ત્ર" કહીએ તો ચાલી શકે. સ્ત્રીઓ તેમજ પુરૂષો બન્ને વિના સંકોચે વાંચી શકે તેવી ભાષામાં "કોકશાસ્ત્ર" ના વિષયને આ કર્તાએ અચ્છી રીતે ચર્ચેલ છે, તેમાં વાત્સાયનાદી આર્ય કામશાસ્ત્ર પ્રણેતાઓ તેમજ "બ્લોક" "ક્રાફ્ટ ઈબીંગ" "હેવલોકઈલીસ" વગેરે જરમન અને વિદેશી કામ શાસ્ત્રાજ્ઞોના ઉતારા આપેલ છે. આમ છતાં કીંમત ફક્ત રૂ. ૫-૦ પાંચજ છે.

**પકવાન પોથી**-જાતજાતની બનાવટો, રોજના ખાવાના પદાર્થો, મીઠાઈઓ, રાઈતાં, ચટણી વગેરેની ઉમદા ચોપડી આ પુસ્તક સ્ત્રીઓ માટે ખાસ ઉપયોગી છે. કી. રૂ. ૩ ૦

| | રૂા. | આ |
|---|---|---|
| કમળાના (પતિ પ્રત્યે) પત્રો .... ... | ૨ | ૦ |
| પતિવ્રતા સતીઓ પુષ્કળ ચિત્રો સાથે સતીચરિત્રો ... | ૩ | ૦ |
| સતિ મંડળ ભાગ ૧-૨ .... .... | ૭ | ૦ |
| ગુંથણકળા. એક સોયાની તથા બે સોયાની બે ભાગમાં દરેકના | ૨ | ૦ |
| ભરત ગુંથણ. આર્ટપેપર પર બતાવેલ નમુનાઓ સાથે .... | ૨ | ૦ |
| સુંદરી સૌભાગ્ય સર્વસ્વ. સતી ચરિત્રો સચિત્ર ... | ૩ | ૦ |
| સાવીત્રી ચરિત્ર નાટક મહાન સતી સાવિત્રીના પતિવ્રત સંબંધી અતી તેજસ્વી ભાષામાં લખાયલી ચોપડી | ૧ | ૮ |
| સુંદરબ્હેન. સાસરે જતી યુવતીઓને માટે બોધદાયક .... | ૦ | ૧૨ |
| કબીરવાણી મહાન સંત કબીરજીના દોહરા તથા ચોપાઈઓ તેના અર્થ સાથે કબીરજીની સુંદર છબી અને કબીરજીના પદો | ૩ | ૮ |
| દીકરાને બાપની ખાનગી સલાહ ... ... | ૧ | ૦ |
| દીકરીને માતાની ,, ,, ... .... | ૧ | ૪ |
| કુદરતી ઉપાયો દવાદારૂ સિવાય દર્દો સફા કરવાની ચોપડી | ૧ | ૪ |

**રાગસ્તાન**. ભઈરવ, હીંડોલ, દીપકાદી રાગો તેમજ ભૈરવી, આશાવરી, સોહીની, વસંત, પરજ વગેરે રાગણીઓ તેમજ પ્રાચીન સાહેરોની દીલપસંદ ગઝલો મળી લગભગ ૧૫૦૦ રાગ રાગણીઓ અને તીલાનાઓ આપેલા છે કી. ૧—૮ કપડાના પુઠાની ૨ ૦

**મહારાણી વિકટોર્યાએ** લખેલી પોતાની હાઈલેંડની મુસાફરીની નોંધો કેટલીક ઐતિહાસિક ઘટનાઓ, દળદાર પુસ્તક ઘટાડેલી કીં. રૂ. ૧ ૦

**હિંદુસ્તાની સંગીત પધ્ધતિ** રા. ભાતખંડેની રાગરાગણીઓ સંબંધી લખેલી આ ચોપડી સંગીતના ઉચ્ચ જ્ઞાન માટે બહુજ ઉપયોગી છે.
કીં. રૂા. ૨ ૦

**સ્વર માલીકા** ઉપલાજ લેખકે લખેલી રાગરાગણીઓનો "નોટેસન" યાને સ્વરોની બાંધણી. ૦ ૧૨

હિંદુસ્તાની ગાયન ભાગ ૧ લો જેમાં અલાઉદ્દીન, લયલી મજનું, જહાગીરશા ગૌહર, એનજીર બદ્રમુનીર હવાઇ મીજલસના આખા ઓપેરા તથા બીજા કેટલાક નાટકોના ગાયનો, જુદા જુદા સાહેરોની ગઝલોનો સંગ્રહ
કીં. રૂા. ૧ ૦

હિંદુસ્તાની ગાયન સંગ્રહ ભાગ ૨ જો જેમાં શકુંતલા, ફરરોખસભા લાલ ઓર ગૌહર. પદમાવત, ખ્વાબે મ્હોબત. સીતમગર, ચંદ્રાવલી, લાલ રૂખ વગેરે નાટકની ચીજો અને જફર, આતેશ, નાસીખ વગેરેની પુરાણી ગઝલો તથા લાવણીઓ રૂબાઇઓ દોરાઓ. વગેરે કીં. ૧ ૦

થાણેવાલા મ્યુઝીક ગાઇડ હારમોન્યમ શીખવા માટે ઉપયોગી ૨ ૮

**ઇમાનના મોતી.** અલ્લાહના સુંદર નવાણું નામો તેની સમજણ સાથે, સ્વર્ગવાસી હાજીમહમદ અલ્લારખ્યાની લખેલી જુજ નકલો સીલક છે.
રૂા. ૫ ૦

**ઈસ્લામ અને દુનિયા** યાને મુસદદસે હાલી. હાલીની ઉર્દુ બયતો તેના ગુજરાતી બેતોમા તરજુમા સાથે, ઇસ્લામી બિરાદરોને તો ખાસ ઉપયોગી છે, કાવ્યની નજરે દરેકને પણ વાંચવા લાયક છે. ૧ ૮

વીજળી અને લોહચુંબક શાસ્ત્ર ૧ ૮

ગુપ્ત મનશકિતની મહાન શોધ ૦ ૧૨

ઇઝીલેટર રાઇટર અંગ્રેજીમાં પત્રવ્યવહાર શીખવાની ચોપડી ૧ ૮

સેલ્ફ ઈંગ્લીશ ટીચર ભાગ ૧-૨ માસ્તરની મદદ શિવાય અંગ્રેજી શીખવા માગનારને અતી ઉપયોગી દરેકની કી. રૂ. ૧ ૮

દરેક માણસનો વૈદ દર્દીનો દોસ્ત દર્દો તેના લક્ષણો તથા અંગ્રેજી અને દેશી ઉપાયો જુજ નકલોજ સીલક છે ૨ ૮

કાચ બનાવવાનો હુન્નર. તેની પુરતી સમજ સાથે ... ૧ ૦

**જીંદગી ભોગવવાની યુકિત.** ટીબેટના લામાઓના પુરાણા સંગ્રહમાંની એક ધર્મ અને નીતિના સાચા સિદ્ધાંત બતાવતી કીતાબનો તરજુમો. દુન્યાની દરેક સુધરેલી ભાષામાં આ બુક થઇ છે. કીં. કાચા પુઠાની રૂ. ૦-૧૨ તથા પાકા પુઠાની રૂ. ૧ ૦

| | | |
|---|---|---|
| પરમહંસ રામકૃષ્ણના બોધવચનો સ્વામી વિવેકાનંદના ગુરૂની પ્રસાદી ... ... .... ... | ૦ | ૮ |
| પ્રવીણ સાગર. શૃંગાર રસ પ્રધાન પુસ્તક સટીક.... ... | ૧૨ | ૦ |
| **મેઘદુત**—કવી કુલગુરૂ કાલીદાસ કૃત આ મહાકાવ્ય શ્રૃંગાર રસથી તરબોલ છે. સચિત્ર પુસ્તક સમર્થ ટીકા સાથે .... | ૩ | ૦ |
| મીરાતે આલમગીરી ઔરંગઝેબ બાદશાહની રાજનીતિ સબંધી ખરી નોંધો તથા ઇતિહાસીક પુરાવા ... ... | ૩ | ૦ |
| ગુજરાતી કહેવતો તેના અંગ્રેજી તથા ફારસી મુકાબલાને ગુજરાતી સમાજ .... ... ... | ૦ | ૧૦ |
| સંસાર સંગ્રહ. કરીઆણા, શાકભાજી ફળફળાદી તથા વેપારની વસ્તુઓના અંગ્રેજી નામોનો કોષ જુજ ( સ્ટેજ ) ખરાબ થયેલ નકલો સીલક છે ... ... ... | ૧ | ૮ |
| વિવેકવાણી Etiquette યાને સુધરેલી સમાજમાં કેમ વર્તવું તેની સમજ .... ... ... ... | ૨ | ૦ |
| વિદુર નીતિ ... ... .... .... | ૦ | ૭ |
| અનન્તાનુભુતી. In tune with the Infinite નામની અંગ્રેજીમાં જેની લાખો પ્રતો ઉડી ગઈછે તેનો મી૦ ઠકકુરનો અનુવાદ (વેદાંત સબંધી) ... .... .... | ૨ | ૮ |
| આત્મપુરાણ. વેદાંત જ્ઞાન સબંધી દળદાર પુસ્તક ... | ૮ | ૦ |
| ચંદ્રકાન્ત વેદાંતનો ઉત્તમ ગ્રંથ સાદી સરળ ભાષામાં ભા. ૧ લો | ૪ | ૦ |
| ,, ,, .... .... ,, ૨ જો | ૪ | ૮ |
| ,, ,, .... .... ,, ૩ જો | ૪ | ૦ |
| યોગ વશીષ્ટ મહારામાયણ ભા. ૧--૨ વેદાંત સબંધી વશીષ્ટ રૂષીનું જ્ઞાન ... .... .... ... | ૬ | ૦ |
| શ્રી વાલ્મીકી રામાયણ સંપુર્ણ સાતે કાંડાનું ભાષાંતર સચિત્ર આવૃતિ ... ... ... .... | ૮ | ૦ |
| શ્રીમદ્ ભાગવત સચિત્ર ગુજરાતી પ્રેસનું ભાગવત .... | ૮ | ૦ |
| ,, સસ્તા સાહિત્યનું ... ... | ૫ | ૮ |
| પંચદશી વેદાંતની ઉચ્ચકોટીનું જ્ઞાન લેવા ઉપયોગી ... | ૬ | ૦ |
| એકાદશોપનિષદ ઇશ, કેન, કઠ, માંડુકય, પ્રશ્ન, ઐતેરીય, તૈતેરીય, બૃહદારણ્યક, છાંદોગ્ય વગેરે ઉપનિષદો મૂળ તથા ભાષાંતર | ૮ | ૦ |

| | | |
|---|---|---|
| વિવેકાનંદ વિચારમાળા ભા. ૧ લા ૨ જો, ૩ જો ૪ થો દરેકના | ૩ | ૮ |
| ,, ,, ૫ મો.... ... ... | ૨ | ૮ |
| બ્રહ્મસુત્ર. શાંકરભાષ્ય સાથે ગુજરાતી તરજુમાં.... ... | ૬ | ૦ |
| પંચીકરણ. વેદાંતમાં પ્રવેશ કરનારને ઉપયોગી.... .... | ૨ | ૦ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા ચીદ્ઘનાનંદી ટીકા સાથે સચિત્ર ... | ૬ | ૦ |
| ,, જ્ઞાનેશ્વરી ,, ,, .... | ૬ | ૦ |
| ,, લોકમાન્ય તીલક કૃત .... ... | ૪ | ૦ |
| ,, સામાન્ય ગુજરાતી તરજુમો ... ... | ૦ | ૮ |
| ,, પંચરત્ન ... ... | ૧ | ૮ |
| શ્રી કૃષ્ણ ચરિત્ર. બંકીમ બાબુના બંગાલી પરથી ... | ૨ | ૮ |
| શ્રી પાતંજલ યોગસુત્રો મુળ સુત્રો તથા ગુજરાતી ભાષ્ય... | ૩ | ૦ |
| શિવપુરાણ. સચિત્ર મ્હોટું ૨૪ હજાર શ્લોકોનું ભાષાંતર ... | ૭ | ૮ |
| પારાસર સ્મૃતિ મૂળ તથા ટીકા સહીત ... ... | ૨ | ૦ |
| મનુસ્મૃત્તિ અર્થ અને ટીકા સહિત નવી આવૃતિ ... | ૫ | ૦ |
| વેદોકત ધર્મ પ્રકાશ વિષ્ણુ બાવાકૃત ... | ૧ | ૪ |
| ભતૃહરી શતક ચતુષ્ટય. શૃંગાર નીતિ તથા વૈરાગ્ય મુળ તથા અર્થ | ૧ | ૦ |
| વિદુર નીતિ .... ... ... | ૦ | ૬ |
| કામંદક નીતિસાર મુળ તથા ભષાંતર ... ... | ૧ | ૮ |
| નીતિ સુધા તરંગીણી ... ... ... | ૧ | ૮ |
| બૃહદ્ કાવ્ય દોહન ભા. ૧ લો ૭ મી નવી આવૃતી ... | ૪ | ૦ |
| ,, ૨ જો ... ... | ૩ | ૦ |
| ,, ૩-૪-૫-૬ ફરી છપાય છે .... | | |
| ,, ૭ તથા ૮ મો દરેકના ... | ૩ | ૦ |
| મણીકાન્ત કાવ્ય માળા .... .... ... | ૩ | ૦ |
| ભારત મ્યુસીક ગાઈડ ભા ૧ લો } ગાયનો તથા સારીગમ .... | ૧ | ૪ |
| ,, ,, ૨ જો } ... ... | ૧ | ૮ |
| રામાયણ તુલસીદાસજીનું સટીક ... ... ... | ૭ | ૮ |
| મસ્ત ફકીરની મસ્તી પુષ્કળ ચિત્રો સાથે હાસ્ય રસની લ્હાણ | ૨ | ૦ |
| કલાપીનો કેકારવ સચિત્ર નવી આવૃતી ... ... | ૪ | ૦ |
| ભકતીમાર્ગ વિરૂધ પુષ્ટીમાર્ગ. આ નન્હાની બુકમાં પુષ્ટી માર્ગ ભકતી માર્ગ નથી તે બતાવેલ છે ૧૦૦] નકલના ... | ૧ | ૮ |
| મુરખો હાસ્યરસ પ્રધાન .... ... ... | ૦ | ૭ |

| | | | |
|---|---|---|---|
| ઓલીઆ જોશીનો અખાડો ... ... ... ... | | ૨ | ૮ |
| વૈદક વિલાસ ભાગ ૧ લો લેકકના અનુભવી ટુચકા ... | | ૦ | ૧૦ |
| ,, ,, ,, ૨ જો ,, ,, ,, ... | | ૧ | ૪ |
| ભાવપ્રકાશ પુર્વ, મધ્ય અને ઉત્તર ખંડનું ભાષાંતર બે ભાગમાં | | ૧૦ | ૦ |
| कुट्नीमतम् । संस्कृत टीका समेत | કામશાસ્ત્ર સબંધી સંસ્કૃત પુસ્તકો | ૫ | ૦ |
| नागर सर्वस्व । ,, | | ૫ | ૦ |
| रतीरहस्य कोकपंडीत कृत । ,, | | ૪ | ૦ |
| वान्सायन काम सुत्र । | | ૮ | ૦ |

---

## જરથોસ્તી ભાઈઓ માટેના ગ્રંથો.

| | | |
|---|---|---|
| રશારપ નામુ ભા. ૧ લો ૨ જો દરેકની કીંમત ... | ૧ | ૦ |
| ,, બે ભાગ સાથે કપડાની બંધાઈ .... | ૨ | ૮ |
| અર્દાવિરાફ નામુ ... ... .... | ૧ | ૪ |
| દારાબનામુ ... ... ... | ૧ | ૦ |
| જરથોસ્તી નીતિ ધર્મ શીક્ષક ... .... | ૦ | ૪ |
| **જરથોસ્તી મજહબ** પારસી બાળકો માટે મજહબની ખુબીઓ સાદી ભાષામાં સવાલ જવાબમાં આપેલી છે. સ્કુલોમાં ચલાવવા લાયક ... .... .... | ૦ | ૪ |
| ઈરાનની મુખતેસર તવારીખ ... ... ... | ૦ | ૮ |
| ચત્રીકાનામુ ... ... ... ... | ૦ | ૧૨ |
| બમન નામુ ... ... ... | ૧ | ૮ |
| બાજધરનું ફ્રરવશીનું ... ... ... | ૦ | ૪ |
| સેતાયસ નામુ (જુજ ખરાબ થયેલી નકલો છે) આ નામું બહુ ઉપયોગી છે ... ... ... | ૧ | ૦ |
| યજસ્ને અને ગાથાઓનું ભાષાંતર ... ... | ૧ | ૮ |
| ખોરદેહ અવસ્થા. પોકેટ સાઈઝ ... ... | ૦ | ૮ |
| ,, ,, વધુ ન્હાની સાઈઝ ... ... | ૦ | ૬ |
| પુરાતન જમાનાના પારસીઓ ... ... | ૦ | ૧૨ |
| પારસી. લોકોના ધારા. અંગ્રેજી તથા ગુજરાતી વારસા હીસ્સા, લગ્ન, તલાક વગેરે સંબંધી કાયદા ... | ૦ | ૧૨ |
| શિવાય આવાં, હોરમજ, અરદીબેસ્ત, ગોશ, તીર, બહેરામ, સરોશ, શરોશ હાદોખ્ત વગેરે છુટી યસ્તો ગજવામાં રાખવા માટે દરેક ... ... ... | ૦ | ૨ |

# વીકટોરીયા નાટક મંડળીના નાટકની ચોપડીઓ.

## જબાને ઉર્દુ બ હર્ફે ગુજરાતી.

| | | |
|---|---|---|
| અલાદીન | ૦ | ૪ |
| અજાયબાતે પરસ્તાન | ૦ | ૮ |
| આશકકા ખુન | ૦ | ૮ |
| ઈન્સાફે મહમુદશા | ૦ | ૮ |
| ઇન્દર સભા | ૦ | ૪ |
| ખ્વાબે મહોબત | ૦ | ૮ |
| ગુરૂરે રાઅદશા | ૦ | ૮ |
| ગુલબાસનોબર ચેકદ ઉર્ફે ગુલ ને સનોબરસે કયા કીયા | ૦ | ૮ |
| ચંબેલી ગોલાબ [ફારસ] | ૦ | ૨ |
| છેલબટાઉ અને મોહના રાણી | ૦ | ૪ |
| જફાયે સીતમગર | ૦ | ૮ |
| જુલમે અઝલમ... | ૦ | ૮ |
| જહાંગીરશાહ ઓર ગૌહર | ૦ | ૬ |
| જલસો તથા ફરેબી મોહબત | ૦ | ૬ |
| તંબીઉલ ગુરૂર | ૦ | ૬ |
| તીલસ્મે જોહરા | ૦ | ૩ |
| નુરૂદીન ઓર નુરનઅફરોઝ | ૦ | ૨ |
| નયરંગે અફલાક | ૦ | ૩ |
| પુરન ભગત | ૦ | ૪ |
| પાક અસ્મત નાજીની ઉર્ફે જરખદીદ ખુરશેદ | ૦ | ૮ |
| પરીયોંકી હવાઈ મીજલસ | ૦ | ૩ |
| પદમાવત | ૦ | ૬ |
| ફરેબે ફીત્ના | ૦ | ૮ |
| ફરરોખ સભા | ૦ | ૩ |
| ફીસાને ઈશ્ક | ૦ | ૩ |
| ફીસાનયે અજાયબ | ૦ | ૮ |
| ફરેબે મહોબત નકલ | ૦ | ૨ |
| ભોલે મીઆં ( ફારસ ) | ૦ | ૨ |
| મીયાં પીસુ ઓર બીબી ખટમલ ( ફારસ ) | ૦ | ૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| મજહબે ઇશ્ક ઉર્ફે બકાવલી તાજુલમુલક | | | ... | ૦ | ૮ |
| લયલી મજનું | ... | ... | .... | ૦ | ૪ |
| લાલ ઓર ગોહર | ... | ... | .... | ૦ | ૪ |
| શંકુતલા | .... | ... | .... | ૦ | ૪ |
| સીતમગર આલમ | ... | ... | ... | ૦ | ૪ |
| સુયકુસ સુલેમાન | .... | .... | .... | ૦ | ૮ |
| સરારે ઇશ્ક | ... | ... | ... | ૦ | ૮ |
| સીતમે હામન | ... | .... | ... | ૦ | ૮ |
| હીર રાંજા | ... | ... | ... | ૦ | ૬ |
| હાતમ બીન તય | ... | .... | ... | ૦ | ૮ |
| હવઇ મીજલસ | ... | ... | ... | ૦ | ૨ |
| હુમાયુ નાસીર | ... | ... | ... | ૦ | ૮ |

## ગુજરાતી નાટકો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| અસલાજી | ... | .... | ... | ૦ | ૪ |
| ઉપકાર અપકાર અને અનરાયલ લાલબા | | | ... | ૦ | ૪ |
| **કમરલજમાન** | ... | ... | ... | ૧ | ૦ |
| **કરણી તેવી પાર ઉતરણી** | | ... | .... | ૦ | ૬ |
| જાલમ જોર | ... | ... | ... | ૧ | ૦ |
| દુનીયા દર્પણ | .... | ... | ... | ૦ | ૭ |
| નેક ખસલત તહેમીના | ... | ... | .... | ૦ | ૮ |
| નોશીરવાને સમનગાન | | ... | ... | ૦ | ૧૨ |
| બહેરામગોર અને બાનું હોસંગ | | ... | ... | ૦ | ૮ |
| મદન અને વસંત | | ... | ... | ૦ | ૬ |
| રાજ મિત્ર નાટક રાજાના સાળાના પરાક્રમ | | | ... | ૦ | ૧૦ |
| રાજા ગોપીચંદ આખ્યાન | | ... | ... | ૦ | ૪ |
| વીક્રમોવંશી (કાલીદાસ કૃત) | | ... | ... | ૧ | ૧૨ |
| વફા પર જફા | ... | ... | .... | ૦ | ૮ |
| સાર શાકુન્તલ (કવી નર્મદાશંકર) | | ... | ... | ૦ | ૬ |
| શનિ મહાત્મ્ય શનીની દશાના ચમત્કાર .... | | | ... | ૦ | ૮ |
| સીહા સંસાર | ... | ... | ... | ૦ | ૮ |
| હજમબાદ અને ઠગણનાજ | | ... | ... | ૦ | ૮ |

(*Reprinted from Times of India, Dated 6th January 1927.*)

# FORGOTTEN TRAILS.

## V.—THE MAHARAJ LIBEL CASE.

(BY "JUDEX")

The recent "Gokulnath Maharaj Libel Case", in which the Editor of the *Pol* was convicted of defamation and sentenced to one year's imprisonment, recalls a somewhat similar case, which created a great sensation in 1862. Its details are unsuitable for reproduction in the columns of a daily newspaper; but anyone interested can find them in a full report of the case that was published by D. Lukhmidas and Co. of Bombay in 1911*. Some of the main features of the case are, however worth telling. The Editor and Publisher of a Gujarati newspaper called the *Satya Prakash* were sued for heavy damages in respect of an editorial article, which charged one Jadunathji Maharaj with leading a licentious and immoral life. The action was tried by Sir Metthew Sausse, Chief Justice of the Supreme Court and Mr. Justice Arnould; and the hearing occupied no less than twenty-three days. But before the actual trial there had also been considerable proceedings. Thus, two days were taken up in hearing elaborate arguments on a "demurrer", raising various preliminary objections to the suit. These were overruled, except on two small points, necessitating some verbal amendments of the plaint. Then the defendants' pleas were put in. It appears that a copy of these was obtained by the manager of the Maharaja's case.

## BHATTIA COMMUNITY MEETING.

He visited several Bhattias and informed them that, if the pleas put in by the defendants were proved the Maharaja would lose the case. In consequence, three or four private meetings were held to discuss the matter, and eventually there was a general meeting of the Bhattia community, at which it was resolved that whoever gave evidence against the Maharaja, should be called to account according to the rules of the caste. As this resolution was illegal, the Editor of the *Satya Prakash* prosecuted nine Bhattias, who had taken a leading part in effecting it, for criminal conspiracy. The case was committed to the Sessions, and the accused were tried in December 1861 by Mr. Justice Arnould and a Jury. Evidence was led of a conspiracy, in which the accused were said to have taken a leading part, to intimidate Bhattia witnesses from giving evidence against the Maharaja in the libel suit. They were found guilty, and sentenced to pay fines of Rs. 1,000 and 500.

* Price Rs. 3/- D. Lukhmidas and Co. Fort, Bombay.

## QUESTIONS OF DOCTRINE.

At the trial of the libel action, which began on the 25th January, 1862, Mr. Bayley (afterwards a Judge of the High Court) appeared for the Maharaja, and Mr. Anstey—a then leader of the Bar—represented the defendants—From the nature of the libel, the evidence ranged not only over the alleged profligacy of the plaintiff, but also over a variety of controverted points of doctrine among the members of the sect of Vallabhacharya, of which the Maharaja was a High Priest. Among the witnesses for the defence was the Rev. John Wilson—the well known founder of the Wilson Collage—who gave evidence as to the doctrines of the sect. In the rebutting evidence for the plaintiff, the most important witness was the Maharaja himself, who was under examination for the best part of three days, The reporter, in the publication that has been already mentioned, discribes him as "a young man of about thirty-five, of a wellknown and robust constitution", and remarks that "he seems to have taken particular care of his whiskers, which were rather exuberant and shown to advantage". He objected to taking the usual oath on the book, declaring that he could not speak anything but the truth, so that an oath was unecessary ; but eventually he was persuaded to comply. An incident in his cross-examination by Mr. Anstey is of some interest. He was being questioned about a picture in a book, and Anstey appears to have approached the witness, who cried out "no-one should touch me!" to which Anstey reported that he had no intention of doing so, and that he wouldn't ever touch him with a pair of tongs. The witness wound up his deposition by giving a blessing to their Lordships. This instance shows that the statement made in the report of the *pol* case that Gokulnathji Maharaj, who gave evidence in it, was the first Vaishnava Maharaja to appear in Court, is incorrect.

Unfortunately for the plaintiff, there was strong evidence of his immorality, and the Court held that the libel was substantially true and justified. Sir Joseph Arnould in his judgement complimented the defendant-editor and his witnesses on having battled bravely in defence of morality against a foul and powerful delusion, and expressed the hope that what they had done would not be in vain and that what they had sown would bear its fruit. The result of the *pol* case would seem to indicate that this expectation has not been without realization.